## શ્રી રવીન્દ્ર ગ્રન્થાવલિ

| | | |
|---|---|---|
| પુ. ૧ | ઘરે-બાહિરે | ૨-૦-૦ |
| પુ. ૨ | ચતુરંગ અને બે બહેનો | ૧-૬ ૦ |
| પુ. ૩ | નૌકાડૂબી | ૨-૮-૦ |

# નૌકાડૂબી

અનુવાદક

નગીનદાસ પારેખ

પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

સં. ૧૯૯૪ કિં ૨-૮-૦

પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

પ્રથમ આવૃત્તિ
વૈશાખ : ૧૯૯૪


મુદ્રક
મણિલાલ કલ્યાણદાસ પટેલ
શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ
પાનકોરના નાકા : અમદાવાદ

# અર્પણ

શ્રી ઇન્દુભૂષણ મજુમદારને

જે હેત વાત્સલ્ય ભરેલ ખંતે
ભણાવિયો નિત્ય નવીન હર્ષે,
તે હેત વાત્સલ્ય તણા હજી યે
ઝંકાર જાગે ઉર–તંત્ર તારે.
વિદ્યારૂપી ગંગ મળી તમોથી,
તે તો વધી કાળ જતાં દિને દિને;
તેમાંથી આજે ભરી એક અંજલિ
અર્પું, સ્વીકારો ગુરુદક્ષિણા એ.

# નિવેદન

'નૌકાડૂબી' એ કવિવર રવીન્દ્રનાથની સૌથી વધુ લોકપ્રિય નવલકથા છે. એની આ લોકપ્રિયતાનું એક કારણ મને એ લાગે છે કે કવિવરની બીજી નવલકથાઓની પેઠે આમાં તાત્ત્વિક ચર્ચા આવતી નથી અને વાર્તાનો પ્રવાહ અસ્ખલિત વહ્યો જાય છે. તેમાં વિવિધ લાગણીઓની ઘૂમરીઓ જાગે છે, વૈવિધ્ય ઉત્પન્ન કરે છે અને એમ કથા આગળ ચાલે છે. આમ એક રીતે જોતાં આ પુસ્તક કવિવરની બીજી નવલકથાઓથી જુદું તરી આવે છે.

વાર્તાનો મુખ્ય બનાવ પુસ્તકની શરૂઆતમાં જ બને છે, અને તે વાચકના મનનો કબજો લઈ લે છે. પછી તો કવિ પોતાની અપ્રતિમ કળાથી એ બનાવનાં જ દૂરગામી પરિણામોનું સૂચન કરતી અનેક વિષમ અને વિકટ પરિસ્થિતિઓ તથા નાજુક પ્રસંગોદ્વારા વાચકની જિજ્ઞાસાને ઉત્તેજતા અને આકાંક્ષાને ઝોલે ઝુલાવતા ચાલ્યા જાય છે, અને જ્યારે પુસ્તક પૂરું થાય છે, ત્યારે વાતમાં ને વાતમાં અચાનક આવી પડેલા સ્ટેશનની માફક અંત અચાનક આવી પડ્યો હોય, હજી કંઈક બાકી રહી ગયું હોય એવી લાગણી વાચક અનુભવે છે.

આ ઉપરાંત કથામાં નિરૂપાયેલો વિષય પણ એટલો ગંભીર અને જીવન સાથે એટલો ઊંડો સંબંધ ધરાવતો છે, કે એને લીધે પણ વાચક અતિશય ઉત્સુકતા અને રસપૂર્વક આગળ વધ્યો જાય છે. વળી અકસ્માતને લીધે ઊભી થયેલી પરિસ્થિતિમાં કથાનાં પાત્રોનાં મનોમંથન અને તેમની ઉગ્ર સત્ત્વપરીક્ષા પણ કવિએ કેવળ વાર્તા વડે જ વ્યક્ત કરેલાં હોઈ વાચકને લગારે ભાર લાગતો નથી. 'ઘરે–બાહિરે' કે 'ચતુરંગ'માં જે એક પ્રકારનો ચિંતનભાર લાગે છે, તે અહીં લેશ પણ લાગતો નથી, અને છતાં પાત્રોનાં અંતરનાં રહસ્યો ખૂબ સમભાવજનક રીતે કવિએ ખુલ્લાં કરી બતાવ્યાં છે. આ ભારમુક્તતાને કારણે પુસ્તક બધા વર્ગોમાં આદર અને પ્રીતિ પામે એ સ્વાભાવિક છે.

આ પુસ્તકનાં પ્રૂફ ખૂબ કાળજીથી અને મમતાપૂર્વક જોવા માટે તેમજ ઠેકાણે ઠેકાણે ભાષામાં સુધારા સૂચવવા માટે હું મારા સ્નેહી મિત્ર ભાઈ શ્રી શંકરદત્ત શાસ્ત્રીનો આભારી છું.

ગૂજરાત વિદ્યાપીઠ
અ મ દા વા દ
૬–૪–૩૮

નગીનદાસ પારેખ

# શુદ્ધિ

| | | | |
|---|---|---|---|
| ૨૩ | છેલ્લી | મુદ્ર | મુદ્રા |
| ૧૦૪ | ૧૫ | રમાનું | કમલાનું |
| ૧૨૩ | ૧૪ | અલાદ્દીનને | અલાદ્દીને |
| ૧૨૩ | છેલ્લેથી ૪ | રમેશને | ઉમેશને |
| ૧૭૫ | ૭ | મારમત | મરામત |
| ૧૭૫ | ૮ | સાંકડમોકડ | સાંકડમોકડે |
| ૨૩૪ | ૧૪ | ક્ષદ્ધા | શ્રદ્ધા |
| ૨૬૨ | ૧૨ | છે | છું |
| ૩૦૩ | છેલ્લેથી ૧૧ | ભરીભરીને | તીરીતીરીને |
| ૩૩૩ | છેલ્લેથી ૧ | વિપાલત | વિચલિત |
| ૩૫૩ | છેલ્લેથી ૯ | ફેડવી | વેડફી |
| ૩૬૦ | ૬ | પૂરી | પૂરું |
| ૩૭૩ | ૪ | ન | નહિ |
| ૪૦૯ | ૧ | વિલાતી | વીલાતી |

# લેખકનાં પુસ્તકો

## પ્રસ્થાન કાર્યાલય

- ચુંબન અને બીજી વાતો
- સાબરમતી ખંડ ૧ [ સંપાદન ]
- ઘરે-બાહિરે
- ચતુરંગ અને બે બહેનો
- નૌકાડૂબી

## ગૂજરાત વિદ્યાપીઠ

- કાવ્યપરિચય ભા. ૧-૨ [ શ્રી. રા. વિ. પાઠક સાથે ]

## નવજીવન કાર્યાલય

- ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર [ શ્રી. જેઠાલાલ ગાંધી સાથે ]
- સ્વદેશી સમાજ

## ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય

- પલ્લીસમાજ
- પરિણીતા
- ચંદ્રનાથ
- વિસર્જન
- પૂજારિણી અને ડાકઘર

## ભારતી સાહિત્ય મન્દિર

- ' સત્તાવન '

## હવે પછી

- ચાર અધ્યાય
- કલ્કી

# પરિચય

'નૌકાડૂબી' નવલકથા એક રીતે એક જ મુખ્ય મોટા અને વિલક્ષણ બનાવની નવલકથા કહી શકાય. અને એ બનાવ વાર્તાની શરૂઆતમાં જ બને છે. પછી તો એ બનાવની દૂરગામી અસરો અને એ બનાવની વિષમતામાંથી મુક્ત થવાના વાર્તાનાં મુખ્ય પાત્રોના પ્રયત્નો જ આવે છે એમ કહી શકાય.

વાર્તાના નાયક રમેશનો પિતા તેને પરણાવીને વહુ સાથે જાન નદીમાર્ગે મછવામાં લઈ પાછો ઘેર જતો હતો ત્યાં રસ્તામાં ભયંકર વાવાઝોડું થયું ને મછવા ઊંધા વળી ગયા. રમેશ બચી ગયો ને બીજું કોઈ બચ્યું છે કે નહિ તેની શોધમાં નીકળતાં નદીના બેટમાં તેણે નવવધૂને બેભાન પડેલી દીઠી. કૃત્રિમ શ્વાસોચ્છ્વાસથી તેને ભાનમાં આણી તેણે તેને પોતાની જ પરિણીત પત્ની સુશીલા માનેલી હતી. પણ ખરી રીતે તે બીજી જાનની નલિનાક્ષબાબુની પરિણીતા કમલા હતી. વાર્તાનો આ જ મુખ્ય બનાવ. આપણને લગ્ન એ હમેશ બનતો અત્યન્ત સાધારણ અને માટે સામાન્ય મહત્ત્વનો બનાવ લાગે છે. પણ જેમ શરીરમાં કોઈ પણ અંગનું મહત્ત્વ તે અટકી પડે ત્યારે જ જણાય છે તેમ કોઈ

પણ સામાજિક સંબંધમાં વિષમતા પેસી જાય, અને તે સંબંધ ખોટકી પડે ત્યારે જ તેનું ખરું મહત્ત્વ જણાય. રમેશ અને કમલા પતિપત્ની નહોતાં છતાં પતિપત્ની તરીકે તેમને ભેગાં રહેવાનું આવ્યું: એ વિષમતા કેટલી ભયંકર છે તે જોતાં જણાય છે કે લગ્ન ભલે અતિસાધારણ બનાવ હોય પણ સમાજવૃક્ષની ડાળીએ ડાળીએ જ નહિ પણ પાંદડે પાંદડે, પાંદડાના એકેએક રેસા સુધી પહોંચેલો બનાવ છે.

બંગાળીઓમાં લગ્નમાં વધૂવરને સામસામે જોવાનો વિધિ હોય છે જેને શુભદૃષ્ટિ કહે છે. તે વિધિ વખતે આ બન્ને દંપતીએ એકબીજા સામે જોયેલું નહિ. આ અકસ્માત શાથી થયો તેનો કવિએ ઘણા કૌશલથી તદ્દન સ્વાભાવિક જણાય તેવો ખુલાસો કરેલો છે. રમેશના પક્ષે તેનું કારણ એ હતું કે તે પહેલાંથી બ્રાહ્મો-ધર્મ પાળતા અન્નદાબાબુની, નાનપણથી માતા વિનાની થયેલી કુમારી હેમનલિનીને પહેલેથી ચાહતો હતો, અને પિતાના દબાણથી પરણ્યો હતો, એટલે લગ્નના અણગમામાં તેણે વધૂ તરફ જોયેલું નહિ. એટલે કમલાને તે પોતાની પત્ની જ માનીને તેને ઘેર લઈ ગયો. ઘેર ગયા પછી કમલાએ એક દિવસ પૂછ્યું કે તમે બધાં મને સુશીલા કેમ કહો છો? મારું નામ તો કમલા છે, ત્યારે જ રમેશને સૌથી પહેલાં સમજાય છે કે તે પોતાની પરિણીતા નથી. કમલા માબાપ વિનાની મામાને ત્યાં ઊછરી હતી, વગેરે ઇતિહાસ, અને મામાનું સરનામું વગેરે તે ખૂબીથી જાણી લે છે અને તપાસ કરાવે છે તો માત્ર એટલું જણાય છે કે વરનું નામ નલિનાક્ષ હતું, તે રંગપુરમાં ડૉક્ટરનો ધંધો કરતો હતો અને મછવાના અકસ્માત પછી તેનો કશો પત્તો નથી.

આખી વાર્તાનું એક જ પ્રયોજન છે—કમલાને નલિનાક્ષ સાથે મેળવી આપવી. આ પ્રયોજનથી કવિએ રમેશને અને

નલિનાક્ષને બન્નેને આદર્શવાદી અને ઉદાર ચરિત્રના કલ્પેલા છે. પણ આખી વાર્તામાં વસ્તુસ્થિતિની વિષમતાનું સઘળું તાણ શરૂઆતમાં તો બધું એકલા રમેશ ઉપર, અને વાર્તાની મધ્યથી રમેશ અને કમલા બે ઉપર જ આવી પડે છે. પણ બે ઉપર આવવાથી તે ઘટતું નથી, ઊલટું વધે છે. પોતાના કોઈ પણ દોષ વિના, આ બન્ને નિર્દોષ રસિક વ્યક્તિઓને આપણે કરુણમાં કરુણ યાતનામાંથી પસાર થતી જોઈએ છીએ.

રમેશ સૌથી પહેલાં તો આ વિષમતા ઢાંકવા પોતાનું નાનું ગામ છોડી કલકત્તા ચાલ્યો જાય છે, જ્યાં શહેરની ઉદાસીન વસ્તીમાં તેની સ્થિતિની વિષમતા બીજાની નજરે ન ચડે. ને ભણાવવાને બહાને કમલાને એક સ્ત્રીઓની શાળામાં રાખે છે, અને લાંબી રજાઓમાં પણ તેને છાત્રાલયમાં જ રાખવાનો નિર્ણય કરે છે.

આવા મોટા પ્રશ્ન આગળ તેને હેમ સાથેનો સંબંધ તો ધ્યાનમાં જ આવતો નથી. પણ વિધિ તેને એમ છોડે એમ નથી. એક દિવસ તેઓ ઓચિંતાં કલકત્તામાં મળી જાય છે અને ફરી પૂર્વવત્ સંબંધ ઘનતર બનતો જાય છે. કવિ આ સંબંધ તેના અંતિમ બિન્દુ સુધી લઈ જાય છે. રમેશ પરણવાનો નિશ્ચય કરે છે, અને પરણ્યા પછી હેમને કમલાની હકીકત કહી, તેની જ મારફત કમલાને ઓછામાં ઓછા આઘાતપૂર્વક એ હકીકત કહેવરાવી. પોતાના સમાજથી દૂર ત્રણે યે રહેવા જવું એવો નિર્ણય કરે છે.

પણ વાર્તાનો પ્રતિનાયક અક્ષયબાબુ હેમના હાથનો અભિલાષી છે. હેમને મેળવવાને તેનામાં એક પણ લાયકાત નથી. પણ તેણે હેમનો વહેવારુ અને જાડી બુદ્ધિનો ભાઈ યોગેન સાધી રાખ્યો છે. તેને પોતાની લાયકાત બતાવી આપતાં નથી આવડતી, પણ રમેશની નાલાયકાત તે બહુ ઉદ્યમથી શોધીને સાબિત કરી આપે છે. કમલાને રજાઓમાં છાત્રાલયમાં રહેવું વસમું લાગે છે અને તેથી રડીને તે

ઘેર રહેવાનું કહે છે. રમેશને લગ્નની નક્કી થયેલી તારીખ એકદમ બંધ કરવી પડે છે, અને તે કારણ સમજાવી શકતો નથી. હેમ વિશ્વાસને લીધે પૂછતી નથી. અન્નદાબાબુ અત્યંત અસ્વસ્થ થઈ જાય છે. ત્યારે અક્ષય યોગેનને લઈ, કમલા છાત્રાલયમાંથી આવીને રમેશ સાથે બેઠી છે ત્યાં આવી પહોંચે છે! રમેશ ખુલાસો કરી શકતો નથી, યોગેન તેને ઘેર આવવાની બંધી કરે છે. તે આ વાત ઘેર જઈ કરે છે ત્યારે હેમ મૂર્ચ્છા ખાઈ ખુરશી પરથી પડે છે. લગ્ન સુધી ગયેલો પ્રેમતંતુ આમ છેદાય છે!

રમેશ હવે ક્યાં જવું તે નક્કી કર્યા વિના કલકત્તાથી કમલાને લઈ નાસે છે. અક્ષય તેનો પીછો પકડે છે પણ તેને ચુકાવી તે બોટમાં બેસી નદીરસ્તે પશ્ચિમ તરફ જાય છે. તે કમલાથી બહુ સાવચેત રહે છે, પણ કમલાનું જીવન, પહેલેથી કરી રાખેલા ધોરિયામાં જ જેમ પાણી વહે, તેમ લગ્નપ્રેમ માટે ઉત્સુક થઈ વહેવા માંડે છે. તેની મુગ્ધ અજ્ઞાન અભિલાષાઓ અપૂર્ણ રહેતાં તેને ઘણો આઘાત લાગત, પણ કવિ બે બીજાં પાત્રોના પ્રવેશથી આ સ્થિતિમાંથી કમલાને બચાવે છે. પહેલાં નાનો લાચાર સ્થિતિનો ઉમેશ પ્રવેશ કરે છે, જેના તરફ માતાનો સ્નેહ થતાં કમલાને પોતાનું જીવન ખાલી લાગતું અટકે છે. પછી એક વૃદ્ધ ચક્રવર્તી મશાય આવે છે જે કમલા તરફ પિતા જેવું વાત્સલ્ય રાખે છે. આમ બે જણ વચ્ચેના સ્નેહતંતુ ઉપર ઝિલાઈ કમલા નિરાશામાં પડતી બચે છે. આ ચક્રવર્તી મશાયને આવા સુંદર યુગલના સંબંધમાં વિલક્ષણતા લાગે છે, જોકે તે કશું સમજતો નથી.

આ ધ્યેય વિનાની મુસાફરીનો અંત ચક્રવર્તી મશાય બધાંને પોતાની સાથે ગાજિપુર લઈ જવાનો ઠરાવ કરી આણે છે. ચક્રવર્તી તેમને પોતાને ઘેર જ ઉતારે છે. ચક્રવર્તીની પુત્રી શૈલજા અને ઘરજમાઈ રહેતા વિપિનનો સ્નેહ જોઈ કમલાની ઉત્સુકતા વધારે સાકાર થાય છે.

તેનો સ્નેહ જોતાં તેને પોતાની સ્નેહદરિદ્ર સ્થિતિ વધારે કરુણ લાગે છે. રમેશ આ જુએ છે, સમજે છે અને નિર્ણય કરે છેઃ "ના, બહુ થયું. કાલે જ કલકત્તા જઈ તૈયાર થઈ આવું. કમલાને મારી સ્ત્રી તરીકે સ્વીકારવામાં જેમ વિલંબ થાય છે, તેમતેમ મારો અન્યાય વધતો જાય છે." હેમનલિની તરફનો સ્નેહતંતુ અકાંડવિચ્છિન્ન થતાં નિરાશ થયેલ વાચક અહીં ફરી સ્નેહની અપેક્ષા પરિતૃપ્ત થવાની આશા રાખે એ સ્વાભાવિક છે. અત્યન્ત નિરુપાય સ્થિતિમાં તેને આમાં કશું અનૌચિત્ય ન લાગે. એક વાર રમેશે વિચાર્યું હતું તેમ તે પણ વિચારેઃ

મંત્ર ભણાયા નથી એટલા માટે કોઇપણ જાતનો સંકોચ રાખવો એ ખોટું છે. તે દિવસે યમરાજે પોતે કમલાને વધૂ તરીકે મારી પાસમાં આણી આપી ને રેતીના નિર્જન દ્વીપમાં તેમણે પોતાને હાથે છેડાછેડી બાંધી આપ્યાં હતાં–તેમના જેવો પુરોહિત જગતમાં બીજો ક્યાં મળવાનો હતો?

પણ આ તંતુ પણ છેદાવાનો જ હતો, અને વધારે કરુણ રીતે! રમેશ કલકત્તા પોતાનો સરસામાન લેવા જાય છે. ત્યાં હવે બધી હકીકત હેમને કહી ખુલાસો કરવાની ઇચ્છાથી સરનામા વિના એક પત્ર લખે છે, અને અન્નદાબાબુને ઘેર આપવા જાય છે, પણ ત્યાં નોકરો સિવાય કોઈ હોતું નથી. નોકરો પાસેથી ખબર મળે છે કે બાબુ પશ્ચિમમાં હવા ખાવા ગયા છે અને ત્યાં સાથે કોઈ જુવાન નલિનબાબુને લઈ ગયા છે. યુવાનની સાથે ગયા છે એ વિચારથી હેમ સાથેનો તેનો સંબંધ વધારે શિથિલ બને છે, અને તે ઘેર આવી નવા ઘરમાં કમલા સાથે રહેવાને ઉત્સુક બને છે. હજી નવું ઘર તૈયાર થવામાં થોડી વાર છે જોઈ, તે કેસને અંગે અલ્લાહાબાદ જાય છે. પણ તે દરમિયાન હેમને સરનામા વિનાનો લખેલો કાગળ કમલા વાંચે છે. તે બધું સમજે છે. હેમનું નામ જાણ્યા વિના તે સમજે છે કે તેની સાથેનો સ્નેહ, અકસ્માતથી તેને માથે જડાયેલી કમલાને લીધે રમેશને તોડવો પડ્યો અને

હવે તે અનાથ પ્રત્યે દયા લાવીને પ્રેમસંબંધ બાંધે છે. તેને પોતાનું આખું જીવન વિધિની એક ક્રૂર મશ્કરી જેવું લાગે છે. તે કોઈને કશું પણ કહ્યા વિના પહેરેલે લૂગડે ગૃહત્યાગ કરે છે ! આટલી નાની કમલા ક્યાં જવું તે જાણ્યા વિના ગંગાને કિનારે કિનારે ચાલ્યાં જવાનો નિશ્ચય કરે છે. "આમ કરવાથી કોઈને પણ તેણે રસ્તો પૂછવો નહિ પડે, અને જો તેને માથે કંઈ આફત આવી પડે તો એક ક્ષણમાં આ ગંગા તેને આશ્રય આપશે."

લાંબે વખતે મનનું દ્વિધાત્વ છોડી ઉત્સુકતાથી રમેશ પોતાને નવે બંગલે કમલાને મળવા સવારમાં વહેલો આવે છે ત્યારે ઘરમાં કમલાને જોતો નથી. ચક્રવર્તીને ત્યાં તપાસ કરતાં તે ત્યાં પણ નહોતી. નદી તરફ તપાસ કરતાં તેણે ફેંકી દીધેલો કૂંચીનો ઝૂમખો અને થોડું ઘરેણું જડે છે ! રમેશને લાગે છે કે કમલાએ આપઘાત કર્યો છે, જોકે શાથી તે તે સમજી શકતો નથી. તેનું જીવન હવે હેતુ વિનાનું નિષ્ફળ થઈ જાય છે. તે કંઈ પણ પ્રયોજન વિના મુસાફરીએ નીકળી પડે છે.

આપણી વાર્તાનું ત્રીજું સૂત્ર હેમનલિની હવે લઈએ. અક્ષયબાબુને માટે, રમેશ હતો તે સ્થાન ખાલી કરાવવું સહેલું પડ્યું તેવું તે જગાએ બેસવું તેને સહેલું ન લાગ્યું. હેમનલિની સ્ત્રીસુલભ અંતર્દષ્ટિથી અક્ષયને જ બધાં અનિષ્ટનું મૂળ માનતી હતી. યોગેને અક્ષયને માટે અનેક યુક્તિઓ કરી પણ તે બધી દેખાઈ આવતી, અને તેનાથી કશી પણ ધારી અસર થઈ નહિ. છેવટે અક્ષયે જ એક યુક્તિ બતાવી. પહેલાં તો હેમનો રમેશ તરફ જે આદરભાવ છે તે ઓછો થવો જોઈએ. એટલા માટે તેણે એક નલિનાક્ષબાબુના વ્યાખ્યાનમાં બાપદીકરીને જવાનો યોગ કર્યો. અને લગભગ ધારી અસર થઈ. હેમને નલિનાક્ષની ધર્મશ્રદ્ધા અને શાંતાદિથી સાન્ત્વન મળ્યું. યોગેનને તો આ પણ ઇષ્ટ નહોતું,

કશું જ એક ને એક બે પેઠે ન દેખાય તે તરફ તેને સંશય હતો. પણ રમેશ તરફનું આકર્ષણ ઓછું થતું દેખાયું. નલિનાક્ષ પોતાની માતા ક્ષેમંકરીની તબિયત બગડી હતી તેથી કાશી ગયો, અને તે પછી થોડે દિવસે અન્નદાબાબુ અને હેમનલિની પણ હવા-ફેર માટે કાશી જ ગયાં. ત્યાં ફરી નલિન અને હેમનો પરિચય વધ્યો અને તેથી હેમની નલિન ઉપરની શ્રદ્ધા વધતી ગઈ. બીજી તરફ ક્ષેમંકરી હવે નલિનને પરણાવવા માટે અધીરી થઈ. તેણે અન્નદાબાબુ પાસે હેમનું માગું કર્યું. અન્નદાબાબુ તો રાજી થયા પણ હેમને પૂછતાં તેણે ના પાડી. હજી તે રમેશને ભૂલી નહોતી! અન્નદાબાબુને જેમ હેમના પક્ષમાં ગૂંચ જણાઈ તેમ ક્ષેમંકરીને નલિનના પક્ષમાં બીજી ગૂંચ જણાઈ. માની સેવા કરવા અને તેને પુત્રવધૂ બતાવીને ઓચિંતી રાજી કરવા તે માને કહ્યા વિના પરણ્યો હતો, પણ પરણીને પાછાં આવતાં મછવો ઊંધો વળી ગયો, અને તેને નવવધૂનો પત્તો લાગ્યો નથી. કદાચ હજી એ જીવતી હોય ને મળે એ માટે તેણે એક વરસ સુધી તેની રાહ જોવા નિશ્ચય કર્યો છે. ક્ષેમંકરી તો આ હકીકતથી થથરી ઊઠે છે પણ હેમની વાત યાદ રાખવા કહે છે. આમ હેમ અને નલિન બન્ને પક્ષમાં વાંધો છે, ત્યાં અક્ષયબાબુ ફરી એકવાર હેમ અને રમેશના રહ્યાસહ્યા સંબંધ ઉપર ફરી આઘાત કરે છે.

રમેશ તેની હેતુ વિનાની પરિવ્રજ્યામાં એક વાર પાછો કલ-કત્તામાં અન્નદાબાબુને ઘેર જાય છે. ત્યાં તેને પાડોશીને પૂછતાં ખાતરી થાય છે કે બાપદીકરીની સાથે નલિનબાબુ ગયા હતા તે વાત તો ખોટી હતી. અને એ જ નલિનબાબુ વિશે તેણે વધારેમાં જાણ્યું કે તે પહેલાં રંગપુરમાં ડૉકટરનો ધંધો કરતા હતા અને હમણાં કાશીમાં રહેતા હતા. યોગેન્દ્ર બિશાઇપુરમાં હેડમાસ્તર હતો. બદલામાં તેણે એને પોતાની હકીકત પણ કહી કે તે ગાજિપુરમાં પ્રૅક્ટિસ કરતો

હતો. અને હવે એ છોડીને નક્કી કર્યા વિના ફર્યા કરે છે.

અહીંથી નીકળી રમેશ યોગેનને મળવા જવાનો નિર્ણય કરે છે. તેને લાગે છે કે પોતા વિશેની જટિલ સમસ્યાનો ઉકેલ કરવાનો હવે સમય થયો છે. તે બિશાઇપુર જઈ યોગેનને મળી બધી વાત કરે છે. યોગેન કબૂલ કરે છે કે એ વાત ત્યારે કરી હોત તો પોતે માનત નહિ. અને હવે પોતે જે હાનિ કરી છે તે પોતાને હાથે જ સુધારવા, તેને નાતાલ સુધી પોતાને ત્યાં રોકે છે. અને રજામાં જઈ હેમ રમેશનાં લગ્ન કરવા નિર્ણય કરે છે. નાતાલને દસ જ દિવસ બાકી હતા.

પણ સારા માણસો પોતાના હિતને માટે ઉતાવળા હોતા નથી, એટલા ખરાબ માણસો પારકાના અહિતને માટે ઉતાવળા હોય છે. અન્નદાબાબુના જે પાડોશીએ રમેશને બધી વાત કરી તેણે જ રમેશ વિશેની વાત અક્ષય આવ્યો ત્યારે તેને કરી. તેની દાઢ સળકી. તે ગાજિપુર ગયો અને ચક્રવર્તી મશાય પાસેથી બધી હકીકત જાણી લીધી. તેને રમેશ સામે ફરી એક ફટકો મારવાનો લાગ મળ્યો. તે જાણતો હતો કે તેની એકલાની સાક્ષી તો હેમ માનવાની નથી. એટલે તેણે ચક્રવર્તી મશાયને લઈ જવાનો પેંતરો રચ્યો. કમલા કદાચ જીવતી હોય, કાશીએ ગઈ હોય માટે એની ત્યાં તપાસ કરવા જઈએ કહી તે ચક્રવર્તી મશાયને લઈને કાશી ગયો. અને અન્નદાબાબુ અને હેમની સાથે એમને ભેટાડી દીધાં. બન્નેને સખત આઘાત થયો. હેમે પિતાની ચિંતાકારક સ્થિતિમાં નલિનાક્ષ ડૉકટરને બોલાવ્યા અને ફરી તેને તેની પાસેથી સાન્ત્વન મળ્યું. હેમનું રમેશ સંબંધી છેલ્લું અવલંબન પણ હવે તો ગયું. અન્નદાબાબુ સાથેના પછીના વાતચીતપ્રસંગે તેણે કહ્યું: “ તમે જે આજ્ઞા કરશો તે હું જરૂરથી પાળીશ. માત્ર એક વાર મન સ્વચ્છ કરી સારી રીતે મારે તૈયાર થઈ લેવું છે.”

બરાબર આ સંયોગોમાં કમલા અજ્ઞાત વેષે આ દૃશ્યમાં પ્રવેશ કરે છે. ગંગાકિનારે ચાલતાં એક મુકુંદલાલ દત્તની પત્ની નવીનકાલીનો તેને ભેટો થાય છે. તેઓ મછવામાં બેસી કાશી જતાં હતાં, અને આશ્રય આપવા કમલાને લઈ જવા કહે છે, ખરું તો એમને મફત રસોયણ જોઈતી હતી. આ પ્રૌઢ બાઈ ઘણી જ સ્વાર્થી, લોભી અને ક્રૂર હતી, પણ તેના ઘરમાં કાળી મજૂરી કરતાં પણ કમલાને તેના જીવનનું પહેલું સાચું સુખ પ્રાપ્ત થાય છે. દત્તની માંદગીમાં નલિનબાબુ તેને જોવા આવે છે. કમલાને ઘરના નોકર મારફત ખબર મળે છે કે તે પહેલાં રંગપુરમાં પ્રૅક્ટિસ કરતા. તેને ખાતરી થાય છે કે તે જ તેના લગ્નના પતિ. પણ તેને આ સુખ કંઈ પણ વધારે લભ્ય થાય તે પહેલાં તો તે નિરાશાના ગર્તમાં એક વાર હડસેલાય છે. દત્ત કુટુંબ કાશી છોડી મીરત જવા ઊપડયું અને પ્રૌઢ નવીનકાલીએ કમલાને લગભગ કેદીની માફક સાથે લીધી. પણ રસ્તામાં મોગલસરાઈ જંકશને તેને ઉમેશ મળી ગયો, કમલા તેને મળવા નીચે ઊતરી ત્યાં 'બામનઠાકુરણ' ને બૂમો પાડતી નવીનકાલીને લઇ ગાડી ઊપડી. ઉમેશ કમલાને પાછો કાશી લઈ ગયો ને તેને ચક્રવર્તી મશાયને ઘેર ઉતારી. ઉમેશ પણ ગાજિપુરથી કમલાની તપાસમાં જ નીકળી ગયો હતો.

અહીં હવે કમલા શૈલજાને પોતાનો આખો ઇતિહાસ કહે છે, અને શૈલજા કહે છેઃ "સારું થયું કે તું રમેશબાબુના હાથમાં પડી હતી! ગમે તે કહે, બિચારા રમેશબાબુની યાદ આવે છે ત્યારે ખૂબ દુઃખ થાય છે." કમલા પેલો સાચવી રાખેલો રમેશનો હેમ ઉપરનો કાગળ પણ આપે છે, જે શૈલ પિતાને આપે છે. પિતા-પુત્રી શૈલજાની દીકરી ઊર્મિને જોવા ડૉક્ટર નલિનાક્ષને બોલાવે છે. અને વૃદ્ધ ચક્રવર્તી તો સાહસ કરી ક્ષેમંકરીને કમલાને પોતાની ભત્રીજી હરિદાસી તરીકે જઈ ને સોંપી આવે છે. અને સોંપતાં

કહે છેઃ " જુઓ, મારી આ ભત્રીજીનું ભાગ્યેગ ખૂબ ખરાબ છે. લગનને બીજે જ દહાડે એનો ધણી સંન્યાસી થઈને ચાલ્યો ગયો—અને પછી કદી મળ્યો સુધ્ધાં નથી. " ક્ષેમંકરી તેને સ્વીકારે છે અને થોડા જ વખતમાં તેના કામથી અને નલિનના કામની તેની સંભાળથી ખુશખુશ થઈ જાય છે.

અજ્ઞાતવાસે પણ પતિની પ્રત્યક્ષ સેવા થઈ શકે એ કમલાને માટે તો આશીર્વાદરૂપ જ હતું. પણ અહીં પણ એક અત્યંત નાજુક પણ મર્મભેદક મનોવેદનામાંથી તેને પસાર થવું પડે છે. ક્ષેમંકરી નલિનનાં હેમ સાથે લગ્ન કરવાને જે કંઈ કરતી હતી તે સઘળું તેની આંખ આગળ થતું હતું. આ લગ્નપ્રકરણ પણ લગભગ વિવાહનિર્ણય સુધી પહોંચ્યું. ક્ષેમંકરી હેમને સોનાનાં કડાં પહેરાવી આવી, અન્નદાબાબુને અને હેમને જમવા નોતરી આવી, અને કમલાને રસોઈ સંબંધી બધી તૈયારી કરવાને સમજૂત પણ આપી.

અન્નદાબાબુ અને હેમને ક્ષેમંકરીને ત્યાં જમવા જવાનું હતું તે જ દિવસે તેઓ ઘેરથી નીકળે તે પહેલાં યોગેન અને રમેશ આવી પહોંચ્યા. નલિનના સંબંધ માટે યોગેને જ પ્રથમ પગરણ કરેલું તે જ હવે એ લગ્ન બંધ રખાવવાનું કહેવા લાગ્યો. હેમ-નલિની રમેશ તરફ સાધારણ વિવેક પણ બતાવી શકી નહિ. યોગેન ચિડાઈને અને રમેશ નાસીપાસ થઈને ચાલી ગયો.

બાપદીકરી વેવાણને ત્યાં ગયાં ત્યારે હેમના મોં પર અપ્રસન્નતા હતી, તે ક્ષેમંકરી જોઈ ગઈ, અને તેને તેણે હેમનું અભિમાન ગણ્યું. તેણે તરત જ લગ્નનો નિર્ણય બંધ કર્યોઃ 'મારા નલિનને હું આટલો સસ્તામાં આપી દેવા બેઠી હતી!' તેણે હેમનું અભિમાન ભાંગવા કમલાને સારી રીતે શણગારીને મંડળીમાં આણી, અને અન્નદાબાબુને વાતવાતમાં એવું સૂચવી પણ દીધું કે લગ્નની વાત હજી સો ટકા નક્કી નથી. ક્ષેમંકરી અને હેમ

વચ્ચે તો ગમે તેવી ગેરસમજ અને અપ્રસન્નતા થઈ પણ તેની અને કમલા વચ્ચે થોડા એકાન્તમાં બહુ વિશ્રબ્ધ સંબંધ થઈ ગયો.

રમેશને હવે આ સર્વ સમાજ છોડી ચાલ્યાં જવું એ એક જ માર્ગ દેખાયો. અને તેમ કરવા પહેલાં બધી હકીકત હેમને જણાવવી, અને નલિનાક્ષને પણ કમલાની શુદ્ધતા વિશે ખાતરી આપી આ ભયંકર ભૂતકાલમાંથી મુક્ત થવું, એવો તેણે નિર્ણય કર્યો. હેમને તે એક પત્ર લખે છે જે તે ક્ષેમંકરીને ત્યાંથી ઘેર જાય છે ત્યારે મળે છે. હેમ વાંચીને તે અન્નદાબાબુને આપે છે અને અન્નદાબાબુ છેવટે નિર્ણય કરે છે કે નલિન રમેશ કરતાં મૂરતિયા તરીકે વધારે સારો ખરો જ. એટલામાં નલિન આવે છે. પોતાની સ્થિતિ ચોખ્ખી કરવા તે અન્નદાબાબુને જણાવે છે કે પોતે પહેલાં પરણેલો હતો, ને કન્યા જીવતી છે કે મરી ગઈ તેની પોતાને ખાતરી નથી. બીજી તરફથી હેમ પણ રમેશબાબુનો પત્ર નલિનને બતાવે છે. આ વિચિત્ર ઘટનામાં જ બધાં સ્તબ્ધ થઈ જાય છે. કોઈ કંઈ કરી શકતું નથી. એટલામાં યોગેન આવે છે. તે એકલો જ છે, રમેશ તો નાસી ગયો છે, અને આ બધી વસ્તુસ્થિતિથી ચિડાઈ ફરી એવી વાતમાં હાથ ન નાંખવાનો નિશ્ચય કરી ચાલ્યો જાય છે.

અધીરા વાંચનારને લાગે કે હવે કમલા ઝટ પોતાની વાત કહી નલિનાક્ષના ઘરમાં ગૃહિણીસ્થાન લઈ લે તો સારું. પણ કમલાનું મુગ્ધ હૃદય સમજીએ તો તે કંઈ સહેલી વાત નથી. અને તેમાં હજી અનેક વિઘ્નો પણ આવે છે. શૈલજા અને ચક્રવર્તી, કમલાને પોતાના નામથી છતી થવા ક્ષેમંકરીને ઘેર એકાન્તમાં સમજાવતાં હતાં. છે તે સૌભાગ્ય ઘણું છે, અને વધારે લેવા જતાં મૂળગું ખોઈ બેસું એવો ભય કમલા સ્ત્રીસહજ સમજણથી બતાવતી હતી. ત્યાં ઉમેશ રમેશ આવ્યાની ખબર આપે છે. ચક્રવર્તી ઘર બહાર

જઈ રમેશને મળી તેને આવવાનું કારણ પૂછે છે. રમેશ કહે છે: "કમલા બિલકુલ નિષ્કલંક છે એટલું તો નલિનાક્ષે જાણવું જોઈએ. કમલાનું જો મૃત્યુ થયું હોય તો નલિનબાબુ તેની સ્મૃતિને તો સન્માની શકશે!" કાકા તો આ નવા જમાનાની વાતો જરાયે સમજી શકતા નથી. પણ નકામી ચોળાચોળ ન થાય માટે રમેશને પોતાને ઉતારે આવવા કહે છે. રમેશ જાય છે એટલામાં નલિનાક્ષ આવે છે. ચક્રવર્તી તેને હરિદાસી વિશે ગોળગોળ ઘણું કહે છે, પણ મૂળ વાત કહી શકતો નથી અને ઘેર જાય છે. નલિનાક્ષ કમલાને એકાન્તમાં મળે છે, કશી ખાસ વાત થતી નથી. પણ તેને જોઈ ને જ કમલાના મન પરથી ઓચિંતો બધો બોજો નીકળી જાય છે.

બીજે દિવસે રમેશ ચક્રવર્તીને ઉતારે ગયો ત્યાં કમલાએ આવી તેને પ્રણામ કર્યા. રમેશે કહ્યું: "તું સુખી થજે કમલા— મેં અજાણતાં અને જાણતાં તારો જે કાંઈ અપરાધ કર્યો છે તે બધો તું માફ કરજે." કમલા તેની પાસે માત્ર એટલું જ માગે છે કે મારી વાત કોઈને કહેશો નહિ. રમેશ જણાવે છે કે એ વાતથી કોઈને નુકસાન નથી થવાનું એમ માની તેણે તે હેમનલિનીને કહી છે, પણ ચક્રવર્તી મશાય અને વાંચનાર બન્ને જાણે છે કે તેમાં કશી હાનિ નથી થવાની. રમેશ જવા નીકળે છે, કમલા ફરી તેને પ્રણામ કરે છે, રસ્તામાં આવીને રમેશ વિચારે છે:

કમલાને મળાયું એ સારું જ થયું—ન અવાત તો આ વાતનો અંત સારો ન આવત. જોકે મને કાંઈ બરાબર ખબર ન પડી કે કમલા શું વિચારીને તે રાતે ગાજિપુરનો બંગલો છોડી અચાનક ચાલી આવી હતી, પણ એટલું સમજાયું કે મારી હવે એને લગારે જરૂર રહી નથી. હવે મારી જરૂર માત્ર મારા જીવનપૂરતી જ છે—હવે તેને જ સંપૂર્ણ રીતે સ્વીકારી જગતમાં નીકળી પડું—મારે હવે પાછા ફરીને જોવાનું કંઈ કારણ નથી.

કમલાએ ગૃહત્યાગ કેમ કર્યો, એ અલબત રમેશના મનમાં

રહી જ જવાનું. પણ કમલાના શ્રેયના સંતોષમાં તે પોતાનું કુતૂહલ સદાને માટે છોડી દે છે. કુતૂહલનો ત્યાગ કરવો તેમાં પણ બહુ ભારે ઉદારતા અને વીરતાની જરૂર છે!

કમલા ત્યાંથી પાછી ક્ષેમંકરીને ઘેર આવે છે ત્યાં અન્નદાબાબુ અને હેમ બેઠેલાં હોય છે. હેમ તેને એકાન્તમાં મળીને તરત જ 'કમલા' કહી સંબોધે છે. બન્ને વચ્ચે વિશ્રંભથી વાતો થાય છે તેમાં હેમ પૂછે છે કે તેની વાત કોઈ કરે એવી તેની ઇચ્છા છે? કમલા કહે છે કે પોતાની વાત પોતે જ કરશે. બીજે દિવસે બાપ-દીકરી કાશી છોડી જવાનાં છે એ કહે છે ને રજા લઈ નીકળે છે. તે હમેશ કરતાં વધારે ફૂલ છાબમાં મૂકતી જાય છે પણ તે કરતાં પણ વધારે ઊંડી અસર તે કમલા ઉપર મૂકતી જાય છે. કમલા માત્ર એટલું જ જાણતી હોય છે કે નલિન સાથે તેના વિવાહ થયેલા તૂટી ગયા છે. હેમ–રમેશની વાત તે કશી જ જાણતી હોતી નથી.

બીજે દિવસે કમલા ઘરકામ માટે વહેલી ઊઠી ઉપાસનાની ઓરડીમાં હમેશ મુજબ વ્યવસ્થા કરે છે ત્યાં તે નલિનને હમેશ કરતાં વહેલો ઊઠેલો જુએ છે. તે નલિનને પ્રણામ કરે છે, અને ઘણા વખતથી કરી રાખેલા નિર્ણયોને અમલમાં મૂકતાં શબ્દોથી માત્ર "હું કમલા છું" એટલું જ કહી શકે છે. નલિન કહે છે: "હું જાણું છું કે તું મારી કમલા છે, આવ મારા ખંડમાં ચાલ." પાછલા પહોરે નલિન પુષ્પો લઈ માતાને સાંજે પ્રણામ કરવા જવાનું કહે છે. ત્યારે કમલા કહે છે: "પણ તમે મારી બધી વાત તો સાંભળી નહિ." નલિનાક્ષ કહે છે: "તારે કશું કહેવાની જરૂર નથી. હું બધું જાણું છું." હેમની પેઠે તે પણ અટકળે જ બધું પેલા કાગળથી સમજી ગયો જણાય છે.

કમલા જમણા હાથે મોં ઢાંકીને બોલી: "મા શું—" એટલું

બોલી પણ વાક્ય પૂરું ન કરી શકી.

નલિનાક્ષે તેને મોઢેથી હાથ કાઢી નાખી કહ્યું: “મા પોતાના જીવનમાં અનેક અપરાધ ક્ષમા કરતાં આવ્યાં છે. જે અપરાધ જ નથી, તેની ક્ષમા તેઓ જરૂર આપી શકશે.” અને એ ખરું હતું. ક્ષેમંકરીએ ભયંકર અપરાધો માફ કર્યા છે, જોકે આ પરિચયમાં તેનો ઈસારો મેં નથી કર્યો.

આખી વાર્તા વાંચતાં ઠેઠ સુધી આખું મન લાગણીઓના ખેંચાણુથી બહુ જ તંગ રહ્યા કરે છે. વાર્તા પૂરી થયે વાંચનાર એક જાતની ‘હાશ!’ અનુભવે છે.

અને છતાં કોઈને લાગે: આમાં વાર્તા ક્યાં પૂરી થઈ? રમેશ અને હેમનલિનીનું શું થયું? હવે તેમને બન્નેને પરણુતાં કોઈ પણ પ્રકારનો બાધ કે અંતરાય નથી, ત્યારે કર્તાએ તેમને પરણાવ્યાં કેમ નહિ? આટલાં આટલાં દુઃખ, ત્યાગ, દમન, સંયમને અંતે, જે પ્રેમથી તેઓ વાર્તાની શરૂઆતથી જ લગ્નનાં અધિકારી હતાં, તે લગ્ન કેમ ન કરાવ્યાં? પણ વાર્તાનું ઔચિત્ય એમાં જ છે. રમેશ કે હેમ અક્ષયબાબુ જેવાં હોત તો જરૂર પરણુત. પણ એવાં હોત તો તો આ વાર્તા રમેશ કમલાના પ્રથમ મિલન પછી આગળ ચાલત જ નહિ. લગ્ન એ રમેશ કે હેમને માટે માત્ર વ્યવહારનો પ્રશ્ન નહોતો. લગ્ન એ એમને મન જીવનપટ ઉપરના એક સુંદર ચિત્ર જેવું હતું. જે પટ ઉપર કરવા ધારેલ ચિત્રના રંગની વિરુદ્ધના જ રંગો વારંવાર ઢળે, તેના ઉપર પછી મૂળ ચિત્ર દોરવાનો ઉલ્લાસ ક્યાંથી રહે? કમલા ગાજિપુરમાં ગંગાકિનારે કૂંચીનો ઝૂડો નાંખી ચાલી ગઈ ત્યારથી જ રમેશને તો સંસારનો ઉલ્લાસ બધો ઊતરી ગયો હતો. તે વખતે તે વિચારે છે: “મારા જીવનમાં જે ભયંકર બનાવનો આઘાત લાગ્યો છે, તેણે મારે માટે સંસારને અયોગ્ય બનાવી દીધો છે. જે ઝાડ ઉપર વીજળી પડી હોય તેણે

પ્રફુલ્લ ઉપવનમાં સ્થાન પામવાની આશા શું કામ રાખવી ? ” અને એ પછી પણુ તેના પર ફરી વીજળી તો પડી—જ્યારે તે યોગેન સાથે કાશી ગયો ને હેમનલિનીએ તેના તરફ ઉપેક્ષા દર્શાવી, ને તેણે જાણ્યું કે હેમે ક્ષેમંકરીના આશીર્વાદ મેળવ્યા છે ! રમેશ અને હેમ બબ્બે વાર પરણવા તૈયાર થયાં ને તેમનાં લગ્ન એટલે આવી બંધ રહ્યાં. એમ થયા પછી બન્નેને પરણવાનું મન શું રહે ?

આ વાર્તામાં પાત્રો ઘણાં ઓછાં છે એમ કહી શકાય. મુખ્ય પાત્રો તો માત્ર હેમ, રમેશ અને નલિન, કમલા જ છે. તે પછી ગૌણુ પાત્રોમાં હેમની આસપાસ તેના પિતા, ભાઈ અને ભાઈનો મિત્ર અક્ષય છે. રમેશ અને કમલાની આસપાસ ઉમેશ અને ચક્રવર્તી ગૂંથાય છે. વચમાં કમલાને થોડા દિવસ દત્ત કુટુંબમાં ગાળવા પડે છે. આટલાં થોડાં પાત્રોથી કવિએ અનેક લાગણીઓનું એક ભારે અટપટું સંગીત ઊભું કર્યું છે. વાર્તાના બનાવો સમયપટ પર બહુ મનોરમ આકૃતિઓ દોરે છે. હેમના વલ્લભ રમેશનું જીવન જેમ બીજા યુગલની સ્ત્રીના જીવન સાથે ગૂંચવાય છે, તેમ હેમનું પોતાનું જીવન એ જ યુગલના પુરુષ સાથે ગૂંચવાય છે. અક્ષય જેટલી વાર રમેશની વિરુદ્ધ ખટપટ કરે છે તે દરેક વાર તે હેમ-રમેશના સંબંધ ઉપર પ્રહાર કરે છે, પણુ સાથેસાથે વાર્તાનાં સૂત્રો તેથી અંતિમ પ્રયોજન તરફ વળતાં જાય છે. એટલે કે તેથી નલિન અને કમલા પાસેપાસે ધકેલાય છે. પહેલી વાર રમેશના વિચારો હેમના મનમાંથી ટાળવા તે યોગેન સાથે ખટપટ કરે છે તો તેથી નલિન ભૂમિકા ઉપર આવે છે. બીજી વાર, રમેશ વિરુદ્ધ પુરાવો ઊભો કરવા, તે ચક્રવર્તી મશાયને લઈ જાય છે તો તેથી કમલાને ફરી ચક્રવર્તીનો આશ્રય મળે છે, અને અંતે તે જ નલિન કમલાનો યોગ કરી આપે છે. બધાં પાત્રો સામાન્ય કરતાં ઊંચી ભૂમિકાનાં, ઉચ્ચતર સંસ્કારવાળાં છે. ખરાબમાં ખરાબ અક્ષય પણુ સામાન્ય

માણુસ કરતાં બહુ ખરાબ કાર્ય કશું કરતો નથી. તેનાં કાર્યોમાં ધીરજ, કાર્યદક્ષતા તો છે જ, તેમાં તેનો કુટિલ હેતુ પણ છે, પણ તે પણ કશું જૂઠું તો નથી જ કરતો. તે ફાવે છે તેનું કારણ આ કોઈ ન માને તેવો, જેનો ખુલાસો પણ ન કરી શકાય તેવો, વાર્તાનો મુખ્ય બનાવ છે. અને બધાં પાત્રોમાં, જાડી બુદ્ધિના યોગેનમાં અને કુટિલ બુદ્ધિના અક્ષયમાં પણ એક પ્રકારનો હાસ્ય તો સતત વહ્યાં કરે છે. એ હાસ્યનું ચાતુર્ય જાણે કવિનું પોતાનું જ છે. જાણે બધાં પાત્રો કવિ પાસેથી હાસ્ય ચાતુર્ય શીખી આવ્યાં છે. અને છતાં તેમના હાસ્યમાં પણ સ્વભાવ તો તે તે પાત્રનો જ વ્યક્ત થાય છે.

વાર્તામાં કોઈ અસાધારણ બનાવ આણી વાર્તા રચવામાં ઘણી બળવાન કલ્પના જોઈએ છે. ઘણા લોકો કલ્પનાની નિર્બળતાથી અમુક પરિણામ કે વસ્તુસ્થિતિ માટે ઉચિત પ્રતીતિકર અને સ્વાભાવિક લાગે તેવા બનાવોની પરંપરા નહિ કલ્પી શકવાથી, ગમે તેવા બનાવો હઠથી બલથી યોજી, ધારી પરિસ્થિતિ આણે છે, અને ત્યાં વાર્તાકારનો પ્રયત્ન દેખાઈ આવે છે. એવા વાર્તાકારો તો વાર્તામાં સંભવિત શું, અસંભવિત શું, એનો વિવેક જ કરી શકતા હોતા નથી. સંભવિત અસંભવિત બધા બનાવો એકસરખા સંભવિત તરીકે એની વાર્તામાં આવે છે. એવાને માટે તો કશું કહેવાનું જ નથી, પણ, તે પ્રશ્ન એક બાજુ રાખતાં, વાર્તામાં અસંભવિત બનાવ પણ આવી શકે. વાર્તાસૃષ્ટિ બધી રીતે આપણી વ્યવહારની દુનિયાં જેવી હોય છે, એટલે તેમાં સંભવિત બનાવ સંભવિત તરીકે અને અસંભવિત બનાવ અસંભવિત તરીકે આવી શકે. સામાન્ય રીતે સંભવિત અને અસંભવિત બંને પ્રકારોની યોજના કૌશલની અપેક્ષા રાખે છે. પણ અસંભવિત બનાવ અને અનેક વ્યક્તિઓ ઉપર તેનાથી થતી અસરો નિરૂપવામાં

અસામાન્ય કલ્પનાશક્તિ અને માનવસ્વભાવનું સંપૂર્ણ પ્રભુત્વ જોઈએ. એવી વિલક્ષણ સ્થિતિમાં પણ માનવસ્વભાવ તો પોતાપણે જ પ્રવર્તવો જોઈએ, અને એ પ્રવૃત્તિ કલ્પવામાં કલ્પના ઘણી બળવાન જોઈએ. અહીં રમેશને નલિનની પત્ની સાથે પતિપત્ની તરીકે રહેવાનું આવ્યું એ બનાવ ઘણો વિલક્ષણ છે. અને એ કેટલો બધો વિલક્ષણ હોવા સાથે વિષમ છે એ આ વાર્તામાં બરાબર બતાવેલું છે. એવા બનાવમાં ભેગાં થઈ ગયેલાં સ્ત્રીપુરુષ ઉપર અને તેમના સંસર્ગમાં આવતાં સમાજનાં બીજાં માણસો ઉપર શી અસર થાય તે અહીં ઘણા કૌશલથી કહ્યું છે. એ સ્થિતિ એટલી બધી વિલક્ષણ છે કે, આ વાર્તા વાંચતાં વાંચતાં પણ વાંચનાર વાર્તાની સ્વાભાવિકતા ન સમજે! તેને એમ થઈ જાય કે રમેશ શા માટે આટલો બધો ચીકણો થાય છે! એક ફેરા ન ફર્યા એટલા માટે કમલા પોતાની નહિ, એમ માની શા માટે પોતે દુઃખી થાય છે ને કમલાને દુઃખી કરે છે? જો વાંચનારને એમ થાય તો એનો એટલો જ અર્થ કે વાર્તાની મદદ છતાં તે રમેશ–કમલાની પરિસ્થિતિ સાક્ષાત કરી શકતો નથી. માણસમાત્રમાં લગ્નવિધિ માટેનું માન, બીજાની સ્ત્રીના શીલરક્ષણનો આગ્રહ, લગ્ન જેવા નિકટ સંબંધમાં બધી જ મુખ્ય હકીકતનું અગોપન—પ્રામાણિકતા, લગ્નપ્રેમને માટે બે વ્યક્તિઓ વચ્ચે કશી જ વાતનો અંતરાય ન જોઈએ એવો સંસ્કાર, લગ્ન જેવી બાબતની સાચી હકીકત સમાજમાં ગુપ્ત રાખી શકવાનો અસંભવ, અને એ પ્રગટ થતાં સમાજમાં અને પત્ની તરફ કરેલ છેતરપિંડીનાં ભયંકર પરિણામ, આ બધા સંસ્કારો માણસના મનમાં એટલા ઊંડા રૂઢ થયેલા હોય છે કે તે છે એ પણ આપણી જાણમાં ન હોય! લગ્નપ્રેમમાં અનંત વિકાસની શક્યતા છે, અને એવો વિકસ્વર સંબંધ સત્ય સિવાય બીજા કશાના પાયા પર ન નભી શકે એ માણસજાતિનો ઘણો ઊંડો સંસ્કાર છે. એ સંસ્કાર ઊંડો છે માટે

વાંચનાર કદાચ ભાનપૂર્વક તે સમજે નહિ ને તેથી કહે કે રમેશ-કમલા બીજી શોધમાં પડ્યા વિના પતિપત્ની તરીકે રહ્યાં હોત તો કશું ખોટું ન થઈ જાત! પણ કવિ આપણા સંસ્કારો આપણે સમજીએ તે કરતાં વધારે સમજે છે, અને આપણને તેની પ્રતીતિ થાય એ રીતે તે નિરૂપે છે. આ વાર્તાની એ જ ખૂબી છે!

વાર્તામાં કમલા ગાજિપુરના રમેશના બંગલાનો ત્યાગ કરી ચાલી જાય છે, ત્યારે પોતાની વિચિત્ર સ્થિતિ જોતાં રમેશ વિચાર કરે છે:

> વિધિએ આ શું કૌતુક માંડ્યું છે! એક તરફ મારી સાથે કમલાનું અને બીજી તરફ નલિનાક્ષની સાથે હેમનલિનીનું આ મિલન તદ્દન નવલ-કથાની વાત જેવું લાગે છે.—અને તે પણ વળી ખરાબ રીતે લખેલી નવલકથાની! આમ તદ્દન ઊલટપાલટ સંબંધ જોડી દેવાનું તો વિધિ સમા બેપરવા રચનારને જ શોભે—સંસારમાં તે એવા અદ્ભુત બનાવો બનાવે છે કે કોઈ ભીરુ લેખક કાલ્પનિક નવલકથામાં જે લખવાની હિંમતે ન કરે.

ખરેખર કોઈ ભીરુ લેખક આવું લખવાની હિંમત ન કરે અને કવિવર રવીન્દ્રનાથ ટાગોરે એવી વાર્તા લખી છે. અને તેમાં જેટલી નાજુકાઈ, સ્વચ્છતા, મહાનુભાવતા બતાવી છે, તેટલી જ ખરેખર એક કલાના ક્ષેત્રમાં વીરતા પણ બતાવી છે એમ કહેવું જોઈએ.

કવિવર રવીન્દ્રનાથની વાર્તા ભાષાન્તર માટે ઘણી ચીવટ અને બંગાળીનો નિકટનો અભ્યાસ માગે છે. અને વાંચનાર જોઈ શકશે કે શ્રી. નગીનદાસ પારેખે આ ભાષાન્તરમાં બન્ને બરાબર બતાવેલાં છે.

અમદાવાદ
૩૦–૩–૩૮

રામનારાયણ વિશ્વનાથ પાઠક

# ૧

રમેશ આ વખતે કાયદાની પરીક્ષામાં પાસ થશે એ વિષે કોઈને લગારે શંકા નહોતી. વિશ્વવિદ્યાલયનાં સરસ્વતીદેવી હમેશાં પોતાનાં સુવર્ણપદ્મની પાંદડીઓ તોડી તોડીને રમેશને ચાંદ આપતાં આવ્યાં હતાં—સ્કૉલરશિપ પણ કદી છટકવા પામી નહોતી.

પરીક્ષા પૂરી કરીને હમણાં તે ઘેર જવાનો હતો. પણ હજીયે તેનામાં ટ્રંક તૈયાર કરવાનો કશો જ ઉત્સાહ દેખાતો નહોતો. પિતાએ જલદી ઘેર આવવા માટે કાગળ લખ્યો હતો. રમેશે જવાબ લખ્યો હતો, કે પરીક્ષાનું પરિણામ બહાર પડશે કે તરત જ હું ઘેર આવી રહીશ.

અન્નદાબાબુનો છોકરો યોગેન્દ્ર રમેશનો સહાધ્યાયી હતો. પાસેના ઘરમાં જ તે રહેતો હતો. અન્નદાબાબુ બ્રાહ્મ છે. તેમની કન્યા હેમનલિનીએ આ વખતે એફ. એ.ની પરીક્ષા આપી હતી. રમેશ અન્નદાબાબુને ઘેર ચા પીવા અને નહિ પીવા સુધ્ધાં ઘણી-વાર જતો.

હેમનલિની સ્નાન પછી વાળ સૂકવતી સૂકવતી અગાશીમાં ફરતાં ફરતાં પાઠ મોઢે કરતી. રમેશ પણ તે જ વખતે ઘરની નિર્જન

અગાશીમાં ચીલકોઠાની* એક બાજુએ ચોપડી લઈને બેસતો. અધ્યયનને માટે આવું સ્થાન અનુકૂળ ખરું. પણ જરા વિચાર કરી જોતાં વેંત જણાશે કે તેમાં અડચણો પણ ઘણી હતી.

હજી સુધી વિવાહ સંબંધે કોઈ પણ પક્ષ તરફથી કોઈ જાતની માગણી થઈ નહોતી. અન્નદાબાબુ ન કરે એનું એક કારણ હતું. એક છોકરો બૅરિસ્ટર થવા માટે વિલાયત ગયો હતો, અન્નદાબાબુ મનમાં ને મનમાં તેના ઉપર નજર માંડી રહ્યા હતા.

પેલે દહાડે ચાના ટેબલ ઉપર ખૂબ ચર્ચા ચાલી હતી. અક્ષય બહુ ભણી શક્યો નહોતો. પણ એટલા માટે તે બિચારાની ચા પીવાની અને બીજી તૃષા બી. એ., એમ. એ. થયેલા છોકરાઓ કરતાં લગારે ઓછી હતી એવું નહોતું. એટલે હેમનલિનીના ચાના ટેબલ ઉપર તે પણ કોઈ કોઈવાર નજરે પડતો. તેણે એવી ચર્ચા ઉપાડી હતી કે પુરુષની બુદ્ધિ ખડ્ગ જેવી છે: એને બહુ ધાર નહિ કાઢે તોયે માત્ર ભારને લીધે પણ ઘણુંખરું કામકાજ ચાલ્યા કરે. સ્ત્રીની બુદ્ધિ કલમ બનાવવાના ચપ્પુ જેવી હોય છે: ગમે એટલી ધાર કાઢો પણ કોઈ મોટું કામ એનાથી નહિ બને, વગેરે. હેમનલિની અક્ષયની આ ઉદ્ધતાઈની મૂંગે મોઢે ઉપેક્ષા કરવા તૈયાર હતી, પરંતુ સ્ત્રીબુદ્ધિને હલકી પાડવાની તરફેણમાં તેના ભાઈ યોગેન્દ્રે પણ દલીલ કરી, એટલે પછી રમેશથી રહેવાયું નહિ. તે ઉશ્કેરાઈ જઈને સ્ત્રીનાં ગુણગાન કરવા લાગ્યો.

આ રીતે નારીભક્તિથી ઊભરાતા ઉત્સાહમાં બીજા દિવસ કરતાં બે પ્યાલા ચા તે વધારે પી ગયો હતો, એવામાં પટાવાળાએ તેના હાથમાં એક કાગળ મૂક્યો. બહારના ભાગ ઉપર તેના પિતાના અક્ષરે તેનું નામ લખેલું હતું. પત્ર વાંચીને ચર્ચાની વચમાંથી જ ઊઠી પડી રમેશ ઉતાવળોઉતાવળો ઊભો થઈ ગયો.

* અગાશીમાં દાદર આગળ બાંધેલી ઓરડીને 'ચીલકોઠા' કહે છે, એનો અર્થ 'સમડીઘર' એવો થાય છે.

સૌ કોઈએ પૂછ્યું: " શું છે ?"

રમેશે કહ્યું: " બાપુ દેશથી પાછા આવ્યા છે."

હેમનલિનીએ યોગેન્દ્રને કહ્યું: " મોટાભાઈ, રમેશબાબુના પિતાને અહીં જ બોલાવી લાવોને. અહીં ચાનું બધું તૈયાર છે."

રમેશે તરત જ કહ્યું: " ના, આજે રહેવા દો, હું જાઉં છું."

અક્ષય મનમાં ને મનમાં રાજી થયો અને બોલ્યો: " અહીં ખાવામાં કદાચ તેમને વાંધો હોય."

રમેશના પિતા વ્રજમોહનબાબુએ રમેશને કહ્યું: " કાલે સવારની ગાડીમાં જ તારે દેશ આવવું પડશે."

રમેશે માથું ખંજવાળી પૂછ્યું: " કંઈ ખાસ કામ છે ?"

વ્રજમોહને કહ્યું: " એવું કંઈ મોટું કામ નથી."

તો પછી આટલી તાકીદ શાને ? એ જાણવા માટે રમેશ પિતાના મોં સામે જોઈ રહ્યો, પણ એ કુતૂહલને શાંત કરવાની પિતાને જરૂર ન જણાઈ.

વ્રજમોહનબાબુ સાંજને વખતે જ્યારે તેમના કલકત્તાના મિત્રોને મળવા માટે બહાર નીકળ્યા ત્યારે રમેશ તેમને એક પત્ર લખવા બેઠો હતો. 'શ્રીચરણકમલેષુ' સુધી લખ્યું પણ પછી આગળ વધતું નહોતું. પણ રમેશ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો: " હું હેમનલિનીના સંબંધમાં જે અનુચ્ચારિત પ્રતિજ્ઞાથી બંધાઈ ચૂક્યો છું, તેની વાત બાપુ આગળ છુપાવવી કોઈ પણ રીતે યોગ્ય નથી." તેણે ફેરવી ફેરવીને ઘણા કાગળો લખ્યા; આખરે બધા જ ફાડી નાખ્યા.

વ્રજમોહન ભોજન કરીને આરામથી સૂઈ ગયા. રમેશ ઘરની અગાશીમાં જઈ પડોશીના ઘર તરફ તાકી રહી નિશાચરની માફક જોરથી આંટા મારવા લાગ્યો.

રાતે નવ વાગે અક્ષય અન્નદાબાબુના ઘરમાંથી નીકળી ગયો —રાતના સાડાનવ વાગે રસ્તા ઉપરનું બારણું બંધ થયું— રાતે દસ વાગે અન્નદાબાબુના દીવાનખાનાનો દીવો હોલવાયો— રાતે સાડાદસ વાગ્યા પછી તે ઘરના ઓરડે ઓરડામાં સુગભીર સુષુપ્તિ વિરાજી રહી.

બીજે દિવસે મળસકાની ગાડીમાં રમેશને રવાના થવું પડ્યું. વ્રજમોહનબાબુની સાવધાનીને લીધે ગાડી ચૂકવાની એક પણ તક હાથ આવી નહિ.

## ૨

ઘેર ગયો એટલે રમેશને ખબર પડી કે તેને માટે કન્યા અને લગ્નનો દિવસ નક્કી થઈ ગયાં હતાં. તેના પિતા વ્રજમોહનના બાલ-મિત્ર ઈશાન જ્યારે વકીલાત કરતા હતા, ત્યારે વ્રજમોહનની સ્થિતિ સારી નહોતી—ઈશાનની મદદથી જ તેઓ આગળ વધ્યા હતા. તે ઈશાન જ્યારે અકાળે મરણ પામ્યા, ત્યારે માલૂમ પડ્યું કે તેમની પાસે કંઈ જ પૂંજી નહોતી, દેવું જ હતું. વિધવા સ્ત્રી એક નાની છોકરીનાં સાથે દારિદ્રયમાં ડૂબી ગઈ. તે છોકરી આજે પરણવાયોગ્ય થઈ હતી. વ્રજમોહને તેની જ સાથે રમેશનાં લગ્ન નક્કી કર્યાં હતાં. રમેશના કોઈ કોઈ હિતૈષીઓએ વાંધો લઈને કહ્યું હતું કે છોકરી દેખાવમાં કંઈ સારી નથી એવું અમે સાંભળ્યું છે. વ્રજમોહને કહ્યું: “ એ બધી વાત મને બરાબર લાગતી નથી. માણસ કંઈ ફૂલ કે પતંગિયું નથી કે તે સારું દેખાય છે કે નહિ એ જ પહેલું જોવું જોઈએ ! છોકરીની મા જેવી સતીસાધ્વી છે તેવી એ છોકરી પણ નીકળે તો રમેશ એને જ પોતાનું ભાગ્ય ગણી લે એવું હું ઇચ્છું છું !”

શુભલગ્નની લોકવાયકાથી રમેશનું મોં લેવાઈ ગયું. તે ઉદાસની જેમ ભટકવા લાગ્યો. આમાંથી છૂટવાના અનેક ઉપાયોનો એ

વિચાર કરવા લાગ્યો, પણ એકે તેને સંભવિત ન લાગ્યો. આખરે મહામહેનતે સંકોચ દૂર કરી પિતાને જઈને કહ્યુંઃ "બાપુ, આ લગ્ન મારાથી થાય એમ નથી. હું બીજે ઠેકાણે વચનથી બંધાયેલો છું."

વ્રજમોહનઃ "શું કહે છે! છેક વાગ્દાન સુધ્ધાં થઈ ગયું છે?"

રમેશઃ "ના, વાગ્દાન તો ન કહેવાય પણ—"

વ્રજમોહનઃ "કન્યાપક્ષ સાથે વાતચીત બધી નક્કી થઈ ગઈ છે?"

રમેશઃ "ના, વાતચીત જેવું કંઈ થયું નથી."

વ્રજમોહનઃ "થઈ નથી ને! તો આટલા દિવસ મૂંગો રહ્યો છે, તો બીજા થોડા દિવસ મૂંગો રહેજે એટલે થયું!"

રમેશ થોડી વાર મૂંગો રહી બોલ્યોઃ "હવે બીજી કોઈ પણ કન્યાને હું પત્ની તરીકે સ્વીકારું એ ખોટું કહેવાય."

વ્રજમોહને કહ્યુંઃ "જો તું ન સ્વીકારે તો તે તારે માટે વધુ ખોટું કહેવાય."

રમેશ બીજું કાંઈ બોલી શક્યો નહિ. તે વિચાર કરવા લાગ્યોઃ "કદાચ એટલામાં દૈવયોગે બધું ફસકી પણ જાય."

રમેશના લગ્નનો જે દિવસ નક્કી થયો હતો ત્યારથી એક વરસ સુધી બીજું મુહૂર્ત નહોતું—તેણે એમ ધાર્યું હતું કે કોઈ પણ ઉપાયે એટલો દિવસ વહી જાય તો પછી તેને એક વરસની મુદત વધુ મળશે.

કન્યાને ઘેર નદીને માર્ગે જવાનું હતું—બહુ પાસે નહોતું—નાનીમોટી બેત્રણ નદી ઓળંગતાં ત્રણચાર દિવસ લાગે એમ હતું. વ્રજમોહન દૈવને માટે પૂરતી જોગવાઈ રાખી એક અઠવાડિયું પહેલાં સારો દિવસ જોઈ ઊપડ્યા.

પવન આખો વખત અનુકૂળ હતો. શિમૂલઘાટા પહોંચતાં પૂરા ત્રણ દિવસ પણ લાગ્યા નહિ. લગ્નને હજી ચાર દિવસની વાર હતી.

વ્રજમોહનબાબુની બેચાર દિવસ પહેલાં આવવાની જ ઇચ્છા હતી. શિમૂલઘાટામાં તેમની વહેવણ ગરીબ દશામાં રહેતી હતી. એનો વાસ પોતાના ગામમાં લઈ જઈ એમને સુખસગવડમાં રાખવાનો અને મિત્રઋણ ફેડવાની વ્રજમોહનબાબુની ખૂબ ઇચ્છા હતી. કોઈ પણ જાતની આત્મીયતાનો સંબંધ ન હોવાને લીધે એકાએક આવી સૂચના કરવી તેમને યોગ્ય નહોતું લાગતું. આ વખતે લગ્નને બહાને તેમની વહેવણને વાસ ઉઠાવી લેવા સમજાવવું શકય હતું. દુનિયામાં વહેવણને આ એક જ છોકરી હતી—તેની સાથે રહી, નમાયા જમાઈની માનું સ્થાન લઈને રહેવાનું, એમાં તે કંઈ વાંધો કાઢી ન શકી. તેણે કહ્યું: “જેને જે કહેવું હોય તે કહે, જ્યાં મારાં દીકરીજમાઈ હોય ત્યાં જ મારું સ્થાન.”

લગ્નના થોડા દિવસ પહેલાં આવીને વ્રજમોહનબાબુ પોતાની વહેવણના ઘરસંસારનો ભાર ઉપાડી લેવાની ગોઠવણ કરવા મંડ્યા. લગ્ન પછી બધાંએ સાથે જ ઊપડવું, એવી તેમની ઇચ્છા હતી. એટલા માટે તેઓ ઘેરથી સગાંસંબંધીની થોડી સ્ત્રીઓને સાથે જ લઈ આવ્યા હતા.

લગ્ન વખતે રમેશ મંત્રો બરાબર બોલ્યો નહિ, શુભદૃષ્ટિ વખતે આંખ મીંચી રહ્યો, વાસરઘરની ઠઠ્ઠામશ્કરી મૂંગે મોઢે નીચું ઘાલીને સહી રહ્યો, રાત્રે પથારીને એક છેડે પાસું ફરીને સૂઈ રહ્યો અને સવારમાં બિછાનામાંથી ઊઠીને બહાર ચાલ્યો ગયો.

લગ્ન પૂરાં થયાં એટલે સ્ત્રીઓ એક હોડીમાં, વડીલો બીજી હોડીમાં અને વર તથા તેના મિત્રો ત્રીજી હોડીમાં એમ ઊપડયાં. બીજી એક હોડીમાં ઢોલીઓ ગમે ત્યારે ગમે તે રાગ ગમે તેમ વગાડવા લાગ્યા.

આખો દિવસ અસહ્ય ગરમી હતી. આકાશમાં વાદળાં નહોતાં છતાં એક જાતનાં મેલાં આવરણથી ચારે દિશાઓ ઢંકાઈ ગયેલી

હતી—કાંઠા પરનાં ઝાડો ધૂળેટાયેલાં દેખાતાં હતાં. ઝાડનાં પાંદડાં હાલતાં નહોતાં. ખારવાઓ અને ખલાસીઓ પસીનાથી રેબઝેબ થઈ ગયાં હતા. સાંજનો અંધકાર ઊતરે તે પહેલાં જ ખલાસીઓએ કહ્યું: " શેઠજી, હવે હોડી ઘાટે બાંધીએ—આગળ ઘણે દૂર સુધી હોડી બાંધવાની જગ્યા નથી." વ્રજમોહનબાબુ રસ્તામાં વિલંબ કરવા માગતા નહોતા. તેમણે કહ્યું: " અહીં બાંધો એ ન ચાલે. આજે આગલી રાતે ચાંદરણું છે, આજે બાલુહાટા જઈને ત્યાં હોડી બાંધીશું. તમને બક્ષિસ મળશે."

હોડી ગામ છોડી ચાલી ગઈ એક તરફ ભાઠું દૂરદૂર વિસ્તરેલું હતું, બીજી તરફ ઊંચી ભેખડો આવી હતી. ધુમ્મસમાં ચંદ્ર ઊગ્યો, પણ તે છાકટાની આંખો જેવો ખૂબ ઘેનભર્યો લાગતો હતો.

એવે વખતે આકાશમાં વાદળાં નહોતાં, કંઈ નહોતું છતાં કોણ જાણે ક્યાંથી એક કડાકો સંભળાયો. પાછળ ક્ષિતિજ તરફ ફરીને જોયું તો કોઈ પ્રચંડ અદૃશ્ય સાવરણી ખરેલાં ડાળપાંદડાં, ફૂટોકચરો, ધૂળરેતી આકાશમાં ઉડાડી પ્રચંડ વેગથી દોડતી આવતી હતી. 'ઊભી રાખો, ઊભીરાખો, સંભાળો, સંભાળો, હાય! હાય!' કરતાં કરતાં ક્ષણવાર પછી શું થયું કોઈ જ કહી શક્યું નહિ. એક વંટોળિયાએ સાંકડે રસ્તે જતાં જતાં પ્રબળ વેગથી બધું ભાંગીતોડી ઉખેડી નાંખી આ હોડીઓનું ક્યાં અને શું કરી નાખ્યું, તેનો કશો પત્તો લાગ્યો નહિ!

# ૩

ધુમ્મસ વેરાઈ ગયું છે. દૂરદૂર પ્રસરેલા રણ જેવા ભાઠાને જ્યોત્સ્ના વિધવાના સફેદ વસ્ત્રની જેમ ઢાંકી વળી છે. નદીમાં હોડી નથી, તરંગ નથી—રોગની વેદના પછી મૃત્યુ જેવી નિર્વિકાર શાંતિ પાથરી દે છે, તેવી શાંતિ જળમાં અને સ્થળમાં સ્તબ્ધ બનીને વિરાજી રહી છે.

ભાન આવતાં રમેશે જોયું કે પોતે રેતીના કિનારા ઉપર પડેલો છે. શું થયું હતું તે યાદ કરતાં તેને થોડી વાર લાગી. ત્યારપછી કોઈ ભયંકર સ્વપ્નાની માફક આખી ઘટના તેના મનમાં તાજી થઈ. તેના પિતા અને બીજાં સગાંવહાલાંની શી દશા થઈ, એની તપાસ કરવા તે ઊઠી પડ્યો. ચારેકોર જોયું, પણ ક્યાંય કોઈનું નામનિશાને નહોતું. ભાઠાને કાંઠે કાંઠે તે શોધતો શોધતો ચાલવા લાગ્યો.

પદ્માની બે શાખાઓરૂપી બાહુની વચમાં એ સફેદ દ્વીપ નગ્ન બાળકની પેઠે ઊંચું જોઈ ને સૂતો હતો. રમેશ જ્યારે એક શાખાને કાંઠે ફરી રહીને બીજી શાખાને કાંઠે ગયો, ત્યારે થોડે દૂર એક લાલ લૂગડા જેવું કંઈક દેખાયું. ઉતાવળે પગલે પાસે જઈ રમેશે જોયું તો લાલ પાનેતર પહેરેલી નવવધૂ પ્રાણહીન જેવી પડી હતી.

પાણીમાં ડૂબી ગયેલાં માણસની શ્વાસક્રિયા કૃત્રિમ ઉપાયે શી રીતે ચાલુ કરવી એ રમેશ જાણતો હતો. બહુ વાર સુધી રમેશ બાલિકાના બંને હાથ તેના માથા તરફ લંબાવી તરત જ પાછા તેના પેઢું ઉપર દબાવી દેવા લાગ્યો. ધીમેધીમે વહુનો શ્વાસ ચાલવા લાગ્યો અને તેણે આંખ ઉઘાડી.

રમેશ ખૂબ થાકી ગયો હતો. થોડી વાર સુધી તે મૂંગો બેસી રહ્યો. બાલિકાને કંઈ પૂછવા જેટલો પણ દમ તેનામાં રહ્યો નહોતો.

બાલિકાને હજી પૂરું ભાન આવ્યું નહોતું. એક વખત તેની આંખ ઊઘડી, પણ તરત તેનાં પોપચાં પાછાં બિડાઈ ગયાં. રમેશે તપાસી જોયું તો તેની શ્વાસક્રિયામાં કશો વાંધો નહોતો. પછી એ જન-શૂન્ય જળસ્થળના સંગમે, જીવનમૃત્યુની સરહદ પર, ફિક્કી જ્યોત્સ્નાના પ્રકાશમાં રમેશ બાલિકાના મોં તરફ ઘણી વાર સુધી જોઈ રહ્યો.

કોણે કહ્યું કે સુશીલા દેખાવડી નથી! આ નિમીલિત નેત્રોવાળું સુકુમાર મુખ નાનું હતું, તોપણ આવા મોટા આકાશની વચમાં, વિસ્તીર્ણ જ્યોત્સ્નામાં, માત્ર આ સુંદર, કોમળ મુખ એકમાત્ર જોવાની વસ્તુ હોય એમ ગૌરવપૂર્વક ખીલી રહ્યું હતું.

રમેશ બીજી બધી વાતો ભૂલી જઈને એ જ વિચાર કરવા લાગ્યો: "આને મેં લગ્નમંડપના ધાંધાટમાં અને ગિરદીમાં ન જોઈ એ જ સારું થયું. એને આવી રીતે બીજે ક્યાંય જોવા મળત નહિ. લગ્નના મંત્રપાઠ કરતાં એનામાં પ્રાણ પૂરીને મેં એને વધુ પોતાની કરી લીધી છે. મંત્ર ભણીને તો હું એને નિશ્ચિત પ્રાપ્ય વસ્તુ તરીકે મેળવત, પણ અહીં તો અનુકૂળ વિધાતાના પ્રસાદરૂપે એ મને મળી છે."

ભાનમાં આવતાં વધૂએ ઊઠી બેઠાં થઈ શિથિલ વસ્ત્રને સમું કરી લઈ માથે ઘૂમટો તાણી લીધો.

રમેશે પૂછ્યું: "તમારી હોડીમાંનાં બીજાં બધાં ક્યાં ગયાં, કંઈ ખબર છે?"

તેણે માત્ર મૂંગે મોઢે માથું ધુણાવ્યું. રમેશે તેને પૂછ્યું: "તું અહીં થોડી વાર બેસજે. હું એકવાર ચારેકોર ફરીને બધાંની તપાસ કરી આવું?"

બાલિકાએ એનો કશો જવાબ ન આપ્યો. પણ તેનું આખું શરીર જાણે સંકોચાઈને બોલી ઊઠયું: "અહીં મને એકલી નાંખીને જશો નહિ!"

રમેશ આ સમજી ગયો. તેણે એકવાર ઊભા થઈ ચારેકોર જોયું: સફેદ રેતીમાં કયાંય કશું ચિહ્ન સુધ્ધાં નહોતું. સગાંવહાલાંનાં નામ દઈને અને એટલે મોટે અવાજે તે બૂમ મારવા લાગ્યો, પણ કોઈનોય કશો પત્તો લાગ્યો નહિ.

રમેશ નિષ્ફળ પ્રયત્ન કરી થાકીને બેસી પડયો. જુએ છે તો વહુ બે હાથે મોં ઢાંકી રડવું દબાવવાનો પ્રયત્ન કરી રહી હતી, તેની છાતી ધમણની પેઠે ચાલી રહી હતી. રમેશ સાંત્વનાનો શબ્દ સુધ્ધાં બોલ્યા વગર બાલિકાની પાસે અડોઅડ બેસીને આસ્તેઆસ્તે તેને માથે અને પીઠે હાથ ફેરવવા લાગ્યો. તેનું રડવું હવે દાબ્યું ન રહ્યું— અસ્પષ્ટ અવાજ કરતું ઊભરાવા લાગ્યું. રમેશની આંખોમાંથી પણ અશ્રુધારા વહેવા લાગી.

શ્રાંત હૃદયે જ્યારે રુદન બંધ કર્યું ત્યારે ચંદ્ર અસ્ત પામ્યો હતો. અંધકારમાં આ નિર્જન ટાપુ અદ્‌ભુત સ્વપ્ન જેવો લાગતો હતો. ભાઠાની અસ્પષ્ટ શુભ્રતા પ્રેતલોકના જેવી પીળાશપડતી દેખાતી હતી. તારાઓના ક્ષીણ પ્રકાશમાં નદી અજગરનાં ચળકતાં કાળાં ચામડાં પેઠે ઠેકાણે ઠેકાણે ચળકચળક થતી હતી.

પછી રમેશે બાલિકાના ભયથી ઠંડા થઈ ગયેલા કોમલ નાના-નાના હાથ બે હાથમાં ઉપાડી લઈ વહુને પોતાની તરફ ધીમેધીમે

ખેંચી. શંકિત બાલિકાએ કશો વિરોધ ન કર્યો. માણસનું સાન્નિધ્ય અનુભવવા તે તે વખતે તલપાપડ થઈ રહી હતી. અટલ અંધકારમાં નિઃશ્વાસથી ધડકતી રમેશની છાતી ઉપર આશ્રય મળતાં તેને આરામ થયો. તે સમયે તેને શરમાવાનો વખત નહોતો. રમેશના બે બાહુઓની વચમાં તેણે પોતે ગાઢ આગ્રહપૂર્વક પોતાનું સ્થાન કરી લીધું.

પરોડની શુક્રતારા જ્યારે આથમુંઆથમું થઈ રહી હતી, પૂર્વ તરફથી નીલ નદીરેખા ઉપરનું આકાશ જ્યારે પહેલાં પીળું અને પછી ધીમેધીમે લાલ થઈ ગયું, ત્યારે માલૂમ પડ્યું કે ઊંઘે ઘેરાયેલો રમેશ રેતીમાં સૂઈ ગયો છે અને તેની છાતીની પાસે હાથ ઉપર માથું મૂકી નવવધૂ ગાઢ નિદ્રામાં પડેલી છે. આખરે પ્રભાતના કૂમળા પ્રકાશે જ્યારે બંનેની આંખોને સ્પર્શ કર્યો, ત્યારે બંને જણાં એકદમ જાગીને બેઠાં થઈ ગયાં. વિસ્મય પામી થોડી વાર બંનેએ ચારેબાજુ જોયું; ત્યારપછી એકાએક યાદ આવ્યું કે પોતે ઘરમાં નથી; એ પણ યાદ આવ્યું કે પોતે તણાઈ આવ્યાં છે.

# ૪

સવારના પહોરમાં માછીઓની નાનીનાની હોડીઓનાં સફેદ સઢોથી નદી આખી ભરાઈ ગઈ. રમેશે તેમાંની એકને બૂમ મારીને બોલાવી અને માછીઓની મદદથી એક મોટી નાવડી ભાડે કરી, અને ખોવાઈ ગયેલાં સગાંસંબંધીઓની શોધ માટે પોલીસો રોકી પોતે વહુને લઈને ઘેર જવા ઊપડ્યો.

ગામના ઘાટ પાસે હોડી પહોંચતાં જ રમેશને ખબર પડી કે તેના પિતા, સાસુ અને બીજાં કેટલાંક સંબંધીઓનાં મડદાં પોલીસોએ નદીમાંથી બહાર કાઢ્યાં છે. કેટલાક ખલાસીઓ સિવાય બીજું કોઈ બચ્યું હશે એવી હવે કોઈને આશા રહી નહિ.

ઘરમાં રમેશનાં ઘરડાં દાદી હતાં. તે રમેશને વહુ સાથે આવતો જોઈ મોટે સાદે રડવા લાગ્યાં. મહોલ્લાનાં જે બધાં જાનમાં ગયાં હતાં તેમને ઘેરઘેર પણ રોકકળ થઈ રહી. શંખે ન વાગ્યા, હુલુધ્વનિયે ન થયા, કોઈએ વધૂનાં ઓવારણાંયે ન લીધાં, કોઈએ તેના તરફ જોયું સુધ્ધાં નહિ.

કારજ વગેરે પતી ગયા પછી તરત જ વહુને લઈ ને બીજે ઠેકાણે ચાલ્યા જવાનું રમેશે નક્કી કર્યું હતું. પણ પૈતૃક મિલકતની

વ્યવસ્થા કર્યા વિના તેનાથી એકદમ ખસી શકાય એમ નહોતું. કુટુંબની શોકાતુર સ્ત્રીઓ તીર્થવાસ માટે તેની પૂંઠે પડી હતી એની પણ કાંઈ ગોઠવણ કરવી જોઈએ.

આ બધાં કામોમાંથી મળતા વખતમાં રમેશ પ્રણયવ્યાપારમાં મન પરોવતો હતો. વહુ કાંઈ પહેલાં સાંભળ્યું હતું એવી છેક નાની છોકરી નહોતી. એટલું જ નહિ પણ ગામની સ્ત્રીઓ તો એને મોટી ઉંમરની કહીને એનો તિરસ્કાર પણ કરતી હતી. તોપણ એની સાથે શી રીતે પ્રણય થઈ શકે, એ સંબંધે આ બી. એ. પાસ થયેલા યુવાનને તેની કોઈ પણ ચોપડીમાંથી કશી જ સૂચના મળી નહોતી. તે તો એ વસ્તુને હમેશાં અસંભવિત અને અસંગત જ માનતો આવ્યો હતો. તોપણ ચોપડી વાંચીને મેળવેલા કોઈ પણ અનુભવ સાથે મેળ ન ખાતો હોવા છતાં, નવાઈની વાત તો એ છે કે તેનું ઉચ્ચ શિક્ષણ પામેલું મન અંદરખાનેથી એક પ્રકારના અપૂર્વ રસથી પરિપૂર્ણ બનીને આ નાની બાલિકા તરફ નમી પડ્યું હતું. તેણે આ બાલિકામાં કલ્પનાદ્વારા પોતાની ભાવી ગૃહલક્ષ્મીનાં દર્શન કર્યા હતાં. એને જ લીધે તેની સ્ત્રી એકીવખતે બાલિકા, વધૂ, તરુણી, પ્રેયસી અને સંતાનોની અપ્રગલ્ભ માતારૂપે તેનાં ધ્યાનનેત્ર સમક્ષ ચિતરાઈ ગઈ હતી. જે રીતે ચિત્રકાર પોતાના ભાવી ચિત્રને, કવિ પોતાના ભાવી કાવ્યને સંપૂર્ણસુંદર રૂપે કલ્પી, પૂરેપૂરા વહાલથી હૃદયમાં તેનું લાલન કર્યાં કરે છે, તે જ રીતે રમેશે આ નાની બાલિકાને ઉપલક્ષમાત્ર બનાવી ભાવી પ્રેયસીની—કલ્યાણીની પૂર્ણ મહિમાવાન મૂર્તિરૂપે હૃદયમાં પ્રતિષ્ઠા કરી.

૫

આ પ્રમાણે લગભગ ત્રણ માસ વીતી ગયા. મિલકત સંબંધી બધી વ્યવસ્થા પૂરી થઈ ગઈ. વૃદ્ધ સ્ત્રીઓ તીર્થવાસને માટે તૈયાર થઈ ગઈ. પડોશીઓમાંથી એકાદએ સહિયરો નવવધૂની સાથે પરિચય કરવા માટે બહાર પડવા લાગી. રમેશની સાથે બાલિકાના પ્રણયની પહેલી ગાંઠ ધીમેધીમે મજબૂત બનતી ગઈ.

હવે સાંજને વખતે એકાંત અગાસીમાં ખુલ્લા આકાશ તળે બંને જણે સાદડી પાથરી બેસવાનું શરૂ કર્યું છે. રમેશ કોઈકવાર એકાએક પાછળથી બાલિકાની આંખ દબાવી દે છે, તેનું માથું છાતી સરસું ખેંચી લે છે, અને વહુ જ્યારે પહેલી રાતે જ વગરખાધે ઊંઘી જાય છે, ત્યારે રમેશ તેને જાતજાતનાં અડપલાં કરી જગાડી તેની ચીડ અને તિરસ્કારનો ઉપભોગ કરે છે.

એક દિવસ સાંજે રમેશ બાલિકાનો ચોટલો પકડી હલાવી બોલ્યો: “ સુશીલા, આજે તારો ચોટલો સારો નથી વળાયો. ”

બાલિકા બોલી ઊઠી: “ વારું, તમે બધાં જ મને સુશીલા કહીને કેમ બોલાવો છો ? ”

રમેશને આ પ્રશ્નનું તાત્પર્ય કંઈ જ સમજાયું નહિ. તે અવાક્ બની તેના મોં સામે જોઈ રહ્યો.

વહુએ કહ્યું: “ મારું નામ બદલશો એટલે કંઈ મારાં લક્ષણ ઓછાં બદલાઈ જવાનાં છે ? હું તો નાનપણથી જ અપશુકનિયાળ છું — મરીશ ત્યારે જ અપલક્ષણ જશે. ”

એકાએક રમેશની છાતી ધડકી ઊઠી. તેનું મોં ફીકું પડી ગયું. કોઈક જગ્યાએ કંઈક ભૂલ થઈ છે એવો તેના મનમાં વહેમ પેઠો. રમેશે પૂછ્યું: “નાનપણથી જ તું અપશુકનિયાળ શી રીતે થઈ?”

વહુએ કહ્યું: “ મારા જન્મ પહેલાં જ મારા બાપ મરી ગયા. મને જન્મ આપી છ મહિનામાં જ મારી મા મરી ગઈ. મામાને ઘેર ખૂબ દુઃખમાં હું મોટી થઈ. એકાએક મને ખબર પડી કે કોણ જાણે ક્યાંથી આવીને તમે મને પસંદ કરી—બે દિવસમાં જ લગન થઈ ગયાં. ત્યારપછી આ જોયું ને, કેવી આફત આવી તે ! ”

રમેશ નિશ્ચલ બની તકિયા ઉપર સૂઈ ગયો. આકાશમાં ચંદ્ર ઊગ્યો હતો. તેની જ્યોત્સ્ના ઝાંખી પડી ગઈ. રમેશને બીજો પ્રશ્ન પૂછતાં બીક લાગવા માંડી. એનાથી જેટલું સંભળાઈ ગયું હતું તેટલાને પણ એ લવારો ગણી, સ્વપ્ન ગણી દૂરદૂર હડસેલી મૂકવા માગતો હતો મૂર્છામાંથી ભાનમાં આવેલા માણસની પેઠે ગ્રીષ્મનો દક્ષિણ વાયુ વહેવા લાગ્યો. જ્યોત્સ્નાના પ્રકાશમાં નિદ્રાહીન કોકિલ ટહુકા કરતો હતો—પાસે જ નદીના ઘાટ ઉપર બાંધેલી હોડીના છાપરા ઉપરથી માછીઓનું ગીત આકાશમાં ચારેકોર પ્રસરી રહ્યું હતું. ઘણી વાર સુધી કશું સમજાયું નહિ એટલે વહુએ ખૂબ ધીરે-ધીરે રમેશને સ્પર્શ કરી કહ્યું: “ ઊંઘો છો ? ”

રમેશે કહ્યું: “ ના. ”

ત્યારપછી પણ ઘણી વાર સુધી રમેશની કંઈ હિલચાલ માલૂમ પડી નહિ, એટલે વહુ આસ્તેઆસ્તે ઊંઘી ગઈ. રમેશ બેઠો થઈને તેના ઊંઘતા મોં તરફ જોઈ રહ્યો. વિધાતાએ એના લલાટે જે લેખ લખી રાખ્યો હશે, તેની એક રેખા સુધ્ધાં આજે પણ એના મોં ઉપર દેખાતી નહોતી. આવાં સૌન્દર્યમાં પેલું ભીષણ પરિણામ શી રીતે ગુપ્તપણે રહેતું હશે !

# ૬

આ બાલિકા રમેશની પરણેતર સ્ત્રી નથી, એ વાત રમેશ સમજી ગયો. પણ એ કોની સ્ત્રી છે એ શોધી કાઢવું સહેલું નહોતું. રમેશે તેને કૌશલ વાપરી પૂછ્યું: "લગ્ન વખતે તેં મને જ્યારે પહેલો જોયો ત્યારે તને શું લાગ્યું હતું ?"

બાલિકાએ કહ્યું : "મેં કંઈ તમને જોયા નહોતા. મેં તો આંખ નીચી ઢાળી દીધી હતી."

રમેશ : "તેં મારું નામે સાંભળ્યું નહોતું ?"

બાલિકા : "જે દિવસે મેં સાંભળ્યું કે લગ્ન થવાનાં છે, તેને બીજે જ દિવસે લગ્ન થઈ ગયાં: તમારું નામ મેં સાંભળ્યું જ નથી. મામીએ મને ઝટપટ વળાવી દીધી ત્યારે તેમનો જીવ હેઠો પડ્યો."

રમેશ : "વારુ, તને વાંચતાંલખતાં તો આવડે છે; તારું પોતાનું નામ લખ જોઉં !"

રમેશે તેને થોડા કાગળ અને એક પેનસિલ આપી. તે બોલી: "એટલુંયે મને નહિ આવડતું હોય ! મારા નામની જોડણી ખૂબ

સહેલી છે." એમ કહીને મોટામોટા અક્ષરે તેણે પોતાનું નામ લખ્યું — શ્રીમતી કમલાદેવી.

રમેશ : "સારું, મામાનું નામ લખ."

કમલાએ લખ્યું : શ્રીયુક્ત તારિણીચરણ ચટ્ટોપાધ્યાય.

પૂછ્યું: "કોઈ ઠેકાણે ભૂલ થઈ છે ?"

રમેશે કહ્યું: "ના. ઠીક, તારા ગામનું નામ લખ જોઉં !'

તેણે લખ્યું—ધોબાપુકુર.

આ રીતે જુદીજુદી યુક્તિથી ખૂબ સાવધાનીપૂર્વક રમેશ આ બાલિકાનું જેટલું જીવનવૃત્તાંત શોધી કાઢી શક્યો, તેનાથી કંઈ બહુ મદદ ન મળી.

ત્યારપછી રમેશ શું કરવું એનો વિચાર કરવા બેસી ગયો. એનો સ્વામી ડૂબીને મરી ગયો હોય એ ખૂબ સંભવિત છે. કદાચ સાસરાનો પત્તો લાગે, પણ ત્યાં એને મોકલી આપે તો તેઓ એને સ્વીકારે કે કેમ એ વિષે પણ શંકા. મામાને ત્યાં મોકલી આપવામાં પણ એના પ્રત્યે અન્યાય રહેલો છે! આટલા દિવસ સુધી બીજાને ત્યાં વહુ તરીકે રહ્યા પછી આજે જો સાચી વાત જાહેર કરવામાં આવે, તો સમાજમાં એની શી દશા થાય, ક્યાં એને સ્થાન મળે ? સ્વામી જો જીવતો હોય તો તે એને ગ્રહણ કરવા તૈયાર થશે, એટલી હિંમત બતાવશે ? હવે તો એ છોકરીને જ્યાં નાંખીશું ત્યાં એ અતલ સમુદ્રમાં જ પડવાની.

એને સ્ત્રી સિવાય બીજે કોઈ પણ રૂપે રમેશ પોતાની પાસે રાખી શકે એમ નથી, બીજે પણ ક્યાંય રાખવાનું ઠેકાણું નથી. પણ એટલા માટે કંઈ એને પોતાની સ્ત્રી તરીકે ગ્રહણ કરી શકાય નહિ. રમેશે આ બાલિકાને ભવિષ્યના પટ ઉપર વિવિધ રંગોની સ્નેહભીની પીંછી વડે ચીતરીને જે ગૃહલક્ષ્મીની મૂર્તિ ખડી કરી હતી, તે પાછી ભૂંસી નાખવી પડી.

રમેશ હવે પોતાના ગામમાં રહી ન શક્યો ! કલકત્તામાં લોકોની મેદનીમાં ઢાંક્યા રહી કંઈક ઉપાય શોધી કઢાશે, એમ માની રમેશ કમલાને લઈને કલકત્તા આવ્યો અને પહેલાં રહેતો હતો ત્યાંથી દૂર નવું ઘર ભાડે રાખ્યું.

કલકત્તા જોવાની કમલાની ઇંતેજારીનો પાર નહોતો. પહેલે દિવસે ઘરમાં પેસતાં જ તે બારીમાં જઈને બેઠી. ત્યાંથી વહી જતા અવિરામ જનપ્રવાહે એના મનને નવાંનવાં કુતૂહલમાં મશગૂલ રાખ્યું. ઘરમાં એક નોકરડી હતી. તેને મન કલકત્તા ખૂબ જૂનું થઈ ગયેલું હતું. તેને આ બાલિકાનું આશ્ચર્ય નિરર્થક મૂઢતા લાગ્યું અને તે ચિડાઈને કહેવા લાગી: " હેં અલિ, મોં ફાડીને શું જોઈ રહી છે ? દહાડો જોને કેટલો ચડ્યો છે, નાવું નથી ? "

કામ કરનારી દિવસે રહેતી અને રાતે ઘેર ચાલી જતી. રાતે રહે એવું માણસ મળ્યું નહોતું. રમેશ વિચાર કરવા લાગ્યો: " હમણાં કાંઈ કમલાને એક પથારીમાં સુવાડાય નહિ, અને અજાણી જગ્યાએ એ બાલિકા એકલી પણ શી રીતે રાત કાઢશે ? "

રાતે ભોજન પછી કામ કરનારી ચાલી ગઈ. રમેશે કમલાને તેનું બિછાનું બતાવી કહ્યું: " તું સૂઈ જા. હું આ ચોપડી વાંચી રહીશ એટલે હું પણ સૂઈ જઈશ. "

એમ કહીને રમેશે એક ચોપડી લઈ વાંચવાનો ઢોંગ કર્યો. થાકેલી કમલાને ઊંઘ આવતાં વાર ન લાગી

તે રાત તો એ પ્રમાણે પસાર થઈ. બીજી રાત્રે પણ રમેશે કમલાને કોઈ બહાને એકલી બિછાનામાં સુવાડી દીધી. તે દિવસે ખૂબ તાપ હતો. સૂવાના ઓરડા આગળ થોડું ખુલ્લું ધાબું હતું. ત્યાં એક શેતરંજી બિછાવી રમેશ સૂઈ ગયો, અને અનેક વાતોનો વિચાર કરતાં કરતાં અને હાથપંખાનો પવન ખાતાં ખાતાં મોડી રાતે તે ઊંઘી ગયો.

રાત્રે બેત્રણ વાગે અરધી ઊંઘમાં રમેશને એવું લાગ્યું કે પોતે એકલો સૂતેલો નથી, અને તેની પાસે ધીમેધીમે એક હાથ-પંખો ચાલ્યાં કરે છે. રમેશ ઊંઘના ઘેનમાં જ પાસે સૂતેલીને ખેંચી લઈ સંકોચભર્યે સ્વરે બોલ્યો : “ સુશીલા, તું ઊંઘી જા. મને પંખો નાખવાની કાંઈ જરૂર નથી. ” અંધારાથી બીતી કમલા રમેશના બાહુપાશમાં પોતાની છાતી મૂકી આરામથી ઊંઘી ગઈ.

મળસકે જાગતાં જ રમેશ ચમકી ઊઠયો. તેણે જોયું તો ઊંઘતી કમલાનો જમણો હાથ તેને ગળે વીંટળાયેલો હતો. તે ખાસી સંકોચ વિના રમેશ ઉપર પોતાનો વિશ્વસ્ત હક્ક જમાવી તેની છાતી સાથે ચોંટી ગયેલી હતી. ઊંઘતી બાલિકાના મોં તરફ જોઈને રમેશની આંખો ભરાઈ આવી. આ સંશયહીન કોમલ બાહુપાશ તે શી રીતે તોડી નાંખશે ? રાતના બાલિકા કોણ જાણે ક્યારે તેની પાસે આવી તેને ધીમેધીમે પવન નાખતી હતી, તે પણ તેને યાદ આવ્યું—ઊંડો નિસાસો મૂકી ધીમેધીમે બાલિકાનું બાહુબંધન ઢીલું કરી રમેશ બિછાનું છોડી ઊઠી ગયો.

ખૂબ વિચાર કર્યો પછી રમેશે કમલાને કન્યાવિદ્યાલયની બોર્ડિંગમાં રાખવાનું નક્કી કર્યું. એમ થાય તો ઓછામાં ઓછો હમણાં તો થોડા દિવસ તે ચિંતામાંથી મુક્ત થાય.

રમેશે કમલાને પૂછ્યું : “ કમલા, તું ભણશે ? ”

કમલા રમેશના મોં તરફ જોઈ રહી—ભાવ એવો કે ‘ તમે આ શું બોલો છો ? ’

રમેશે ભણવાના ઉપયોગ અને આનંદ વિષે ખૂબ કહ્યું. એની કાંઈ જરૂર નહોતી. કમલાએ કહ્યું : “ મને ભણાવો ! ”

રમેશે કહ્યું : “ તો તો તારે નિશાળે જવું પડશે. ”

કમલા નવાઈ પામી બોલી : “ નિશાળે ? આવી મોટી છોકરી થઈને હું નિશાળે જાઉં ? ”

કમલાનું આ ઉંમરનું અભિમાન જોઈને રમેશ જરા હસ્યો, બોલ્યો : "તારા કરતાં પણ ખૂબ મોટીમોટી છોકરીઓ નિશાળે જાય છે."

કમલાએ એનો કશો જવાબ ન આપ્યો. ગાડીમાં બેસીને એક દહાડો તે રમેશની સાથે નિશાળે ગઈ. આલેશાન ઇમારત—તેના કરતાં મોટી અને નાની કેટલીય છોકરીઓ ત્યાં હતી. વિદ્યાલયની મુખ્ય શિક્ષિકાના હાથમાં કમલાને સોંપી રમેશ જ્યારે ચાલ્યો આવતો હતો, ત્યારે કમલા પણ તેની સાથેસાથે આવવા લાગી. રમેશે કહ્યું : "ક્યાં આવે છે? તારે તો અહીં રહેવાનું છે."

કમલા ભયભીત સ્વરે બોલી : "તમે અહીં નથી રહેવાના?"

રમેશ : "મારાથી અહીં ન રહેવાય."

કમલા રમેશનો હાથ પકડી બોલી : "તો મારાથી પણ અહીં નહિ રહેવાય, મને લઈ જાઓ."

રમેશ હાથ છોડાવી બોલ્યો : "છિ, કમલા!"

આ ધિક્કારથી કમલા સ્તબ્ધ બનીને ઊભી રહી. તેનું મોઢું એકદમ લેવાઈ ગયું. રમેશ દુઃખી હૃદયે ઉતાવળોઉતાવળો ચાલ્યો ગયો, પરંતુ બાલિકાની તે વખતની સ્તમ્ભિત, અસહાય, ભીત મુખમુદ્રા તેના મનમાં અંકાઈ ગઈ.

## ૭

હવે અલિપુરમાં વકીલાત શરૂ કરી દેવી એવો રમેશનો સંકલ્પ હતો. પણ તેનું મન ભાંગી ગયું. ચિત્ત સ્થિર કરી કામમાં હાથ ઘાલવાનો અને પહેલા કાર્યની આરંભની મુશ્કેલીઓને વટાવવા જેટલો ઉત્સાહ તેનામાં રહ્યો નહોતો. તે હવે થોડા દિવસ થયાં ગંગાના પુલ ઉપર અને ગોલદીધિના મેદાનમાં વગરકામે ભટકતો ફરવા લાગ્યો. તેને એકવાર થયું કે થોડા દિવસ પશ્ચિમમાં ફરી આવું, એવામાં અન્નદાબાબુનો પત્ર આવ્યો.

અન્નદાબાબુ લખે છે : " ગૅઝેટ ઉપરથી જાણ્યું કે તું પાસ થયો છે—પણ એ ખબર તારી મારફત ન મળી એથી મને ખૂબ દુઃખ થયું. ઘણા દિવસથી તારા કંઈ સમાચાર જ મળ્યા નથી. તું કેમ છે, અને ક્યારે કલકત્તા આવવાનો છે, તે જણાવી મને નિશ્ચિંત અને સુખી કરજે. "

અહીં એક વાત કહેવી અપ્રાસંગિક નહિ લેખાય, કે અન્નદાબાબુએ વિલાયત ગયેલા જે છોકરા ઉપર પોતાની નજર રાખી હતી, તે બૅરિસ્ટર થઈને પાછો આવ્યો હતો અને કોઈ પૈસાદારની છોકરીની સાથે તેના લગ્નની તૈયારી ચાલી રહી હતી.

આ દરમ્યાન જે બધા બનાવો બની ગયા તે પછી હેમનલિનીને પહેલાંની જેમ તેણે મળવા જવું એ યોગ્ય છે કે કેમ, એનો રમેશ કેમે કર્યો નિર્ણય કરી શક્યો નહિ. હાલમાં કમલા સાથે તેનો જે પ્રકારનો સંબંધ છે, એ સંબંધે કોઈને પણ કશું કહેવાની તેને જરૂર લાગી નહિ. નિર્દોષ કમલાને તે સમાજમાં શી રીતે હલકી પાડે ? છતાં બધી વાત ખુલ્લી કરીને કહ્યા વિના હેમ-નલિની આગળ તે પોતાનો પહેલાનો અધિકાર શી રીતે પામી શકે ?

પણ અન્નદાબાબુના પત્રનો ઉત્તર આપવામાં હવે વિલંબ કરવો યોગ્ય ન ગણાય. તેણે લખ્યું : "મહત્ત્વનાં કારણોસર આપને મળી શકું એમ નથી, માટે માફ કરશો." પોતાનું નવું સરનામું પત્રમાં આપ્યું નહિ.

આ પત્ર ટપાલમાં નાખી બીજેજ દિવસે રમેશ શામલા * પહેરી અલિપુરની અદાલતમાં હાજરી આપવા નીકળ્યો.

એક દહાડો તે અદાલતમાંથી ઘેર આવતી વખતે થોડે સુધી ચાલી એક ભાડાની ગાડીના ગાડીવાન સાથે ભાડું ઠરાવતો હતો, એવામાં એક પરિચિત વ્યગ્ર કંઠનો અવાજ સંભળાયો : "બાપુ ! આ રહ્યા રમેશબાબુ !"

"ગાડીવાન, રાખ, રાખ !"

ગાડી રમેશની પાસે આવી ઊભી રહી. તે દિવસે અલિપુરની પશુશાલામાં વનભોજનનું નિમંત્રણ હતું એટલે ભોજન કરી અન્નદાબાબુ અને તેમની કન્યા ઘેર જતાં હતાં, એવામાં અચાનક આ ભેટો થઈ ગયો. ગાડીમાં હેમનલિનીનું તે સ્નિગ્ધગભીર મુખ, તેની ખાસ પદ્ધતિએ પહેરેલો સાડી, તેની અંબોડો વાળવાની પરિચિત રીત, તેના હાથની તે સાદી તથા તારાવાળી સોનાની

* વકીલોને પહેરવાની પાઘડી.

બંગડીઓ જોતાં વેંત જ રમેશના હૈયામાં એક મોજું જાણે કંઠ સુધી ઊછળી આવ્યું.

અન્નદાબાબુ બોલ્યા : " રમેશ ! સારું થયું રસ્તે જ મળી ગયો ! આજકાલ તેં કાગળ લખવાનું જ બંધ કરી દીધું છે. કોઈવાર લખે છે તો તારું સરનામું નથી લખતો. હમણાં જાય છે કયાં ? કંઈ ખાસ કામ છે ? "

રમેશે કહ્યું : " ના, કોર્ટમાંથી ઘેર જાઉં છું."

અન્નદાબાબુ : " ત્યારે ચાલ. અમારે ત્યાં ચા પીજે. ચાલ."

રમેશનું હૃદય ભરાઈ ગયું હતું—આનાકાની કરવાની જગ્યા જ નહોતી. તે ગાડીમાં બેસી ગયો. પુષ્કળ પ્રયત્નપૂર્વક સંકોચ દૂર કરી તેણે હેમનલિનીને પૂછ્યું : ' આપ સારાં છો ? "

હેમનલિનીએ કુશળ પ્રશ્નનો જવાબ દીધા વગર જ કહ્યું : " તમે પાસ થયા પણ અમને ખબર સુધ્ધાં ન આપી કાંઈ ? "

રમેશને આ પ્રશ્નનો કંઈ જવાબ શોધ્યો જડ્યો નહિ, તે બોલ્યો : " તમે પાસ થયાં છો, એ મેં વાંચ્યું. "

હેમનલિની હસીને બોલી : " એટલું સારું છે કે અમારી ખબર રાખો છો ! "

અન્નદાબાબુએ કહ્યું: " તેં હમણાં ઘર કયાં રાખ્યું છે ? "

રમેશે કહ્યું: " દરજીપાડામાં."

અન્નદાબાબુએ કહ્યું: " કેમ ? કલુટોલામાં તારું જૂનું ઘર કાંઈ ખોટું નહોતું ! "

ઉત્તરની અપેક્ષાથી હેમનલિનીએ વિશેષ કૌતુહલપૂર્વક રમેશ તરફ જોયું. તે દૃષ્ટિએ રમેશને આઘાત કર્યો—તે તરત જ બોલી ઊઠ્યો: " હા, તે ઘરમાં જ પાછા આવવાનું નક્કી કર્યું છે "

તેણે આ ઘર બદલ્યું એથી હેમનલિનીને ખોટું લાગ્યું છે, એ રમેશ સમજી ગયો—પણ કશો ખુલાસો આપી શકાય એમ નહોતું, એટલે તે મનમાં ને મનમાં દુઃખી થવા લાગ્યો. સામા પક્ષે બીજો

કશો પ્રશ્ન પૂછ્યો નહિ. હેમનલિની ગાડીની બહાર રસ્તા તરફ જોઈ રહી. રમેશથી રહેવાયું નહિ એટલે અકારણ પોતે જ બોલી ઊઠ્યો: “મારા એક સગા હેદુયા પાસે રહે છે. તેમની ખબર લેવાય એટલા માટે દરજીપાડામાં ઘર રાખ્યું છે.”

રમેશ છેક જ ખોટું નહોતો બોલ્યો, પણ એ વાક્ય કંઈ વિચિત્ર અને અસંગત લાગ્યું. કોઈ કોઈવાર સગાને મળવા જવું હોય તો કલુટોલા કંઈ હેદુયાથી ઝાઝું દૂર ન કહેવાય. હેમનલિનીની બંને આંખો ગાડીની બહાર રસ્તા ઉપર જ ચોંટી રહી. હતભાગી રમેશને હવે શું બોલવું એ કાંઈ સૂઝ્યું નહિ; માત્ર એક વખત એટલું પૂછ્યું, કે યોગેનના શા ખબર છે? અન્નદાબાબુએ કહ્યું: “તે વકીલની પરીક્ષામાં નાપાસ થયો છે અને પશ્ચિમમાં હવા ખાવા ગયો છે.”

ગાડી યથાસ્થાને પહોંચ્યા પછી પરિચિત ઘર અને શણગાર-સામગ્રીએ રમેશના ઉપર મંત્રજાળ બિછાવી દીધી. રમેશના અંતરમાંથી ઊંડો દીર્ઘ નિઃશ્વાસ નીકળી ગયો.

રમેશ કંઈ પણ બોલ્યા વગર ચા પીવા લાગ્યો. અન્નદાબાબુએ અચાનક પૂછ્યું: “આ વખતે તો તું ઘણા દિવસ ઘેર રહ્યો. કંઈ કામ હતું કે શું?”

રમેશ બોલ્યો: “બાપુનું મરણ થયું છે!”

અન્નદાબાબુ: “હેં? શું કહે છે! ખરેખર! શી રીતે?”

રમેશ: “તેઓ પદ્મામાં થઈને હોડીમાં બેસીને ઘેર આવતા હતા. એકાએક વાવાઝોડામાં હોડી ડૂબી ગઈ અને તેઓ મરણ પામ્યા.”

પ્રબળ પવન ફૂંકાતાં જેમ એકાએક ગાઢ વાદળાં વીખરાઈ જાય છે અને આકાશ ચોખ્ખું થઈ જાય છે, તેમ આ શોક-સમાચારથી રમેશ અને હેમનલિની વચ્ચેની ગ્લાનિ એક ક્ષણમાં ઊડી ગઈ. હેમ પરતાવા સાથે મનમાં ને મનમાં બોલી: ‘રમેશબાબુને વિષે અમે ભલતું જ માની લીધું હતું. તેઓ પિતૃવિયોગના શોકથી અને

એની ધમાલમાં ગાંડા જેવા થઈ ગયા હતા. હજીયે કદાચ એને લીધે એમનું મન ઊંચું રહેતું હશે. એમને કેવી સાંસારિક આફત આવી પડી છે, એમના મન પર કેવો ભાર આવી પડ્યો છે, એ લગારે જાણ્યા વિના જ અમે એમને દોષિત ઠેરવ્યા હતા.'

હેમનલિની એ નબાપાની ખૂબ ખાતરબરદાસ્ત કરવા લાગી. રમેશને ખાવાની રુચિ નહોતી, પણ હેમનલિનીએ તેને ખૂબ આગ્રહ કરીને ખવરાવ્યું. તેણે કહ્યું: "આપ બહુ નબળા પડી ગયા છો. શરીર વિષે બેદરકાર રહેશો નહિ!" અન્નદાબાબુને કહ્યું: "બાપુ, રમેશબાબુ આજે રાત્રે પણ અહીં જ જમી જાય તો શું?"

અન્નદાબાબુએ કહ્યું: "ઉત્તમ."

એવામાં અક્ષય આવી પહોંચ્યો. અન્નદાબાબુના ચાના ટેબલ પર કેટલોક વખત થયાં અક્ષયની જ એકછત્ર આણ વર્તતી હતી. આજે એકાએક રમેશને જોઈ તે ચમકી ઊઠ્યો. જાત ઉપર કાબૂ મેળવી લઈ હસીને બોલ્યો: "આ શું! રમેશબાબુ ક્યાંથી? હું તો ધારતો હતો કે અમને છેક ભૂલી જ ગયા કે શું?"

રમેશ કશો જ જવાબ દીધા વિના સહેજ હસ્યો. અક્ષય બોલ્યો: "તમારા પિતા તમને એવી તો ઝડપથી ગિરફતાર કરી લઈ ગયા કે મને તો લાગ્યું હતું કે તેઓ તમને પરણાવ્યા વિના કદી છોડવાના નથી—ઘાત ચુકાવીને આવ્યા છો ને?"

હેમનલિનીએ અક્ષયને ચીડભર્યાં નયનબાણથી વીંધ્યો.

અન્નદાબાબુ બોલ્યા: "અક્ષય, રમેશના પિતાનું અવસાન થયું છે."

રમેશ પોતાનું ફિક્કું મોં નીચું ઘાલી બેસી રહ્યો. તેને દુઃખમાં વ્યથા કરી એટલા માટે હેમનલિની અક્ષય ઉપર મનમાં ને મનમાં ખૂબ ચિડાઈ. તેણે તરત જ રમેશને કહ્યું: "રમેશબાબુ, તમને અમારું નવું આલબમ બતાવ્યું નથી." એમ કહીને આલબમ આણીને રમેશના ટેબલને એક છેડે લઈ જઈ ચિત્રોની ચર્ચા

કરવા લાગી અને એકવાર ધીમે રહીને પૂછ્યું: "રમેશબાબુ, તમે નવે ઘેર એકલા જ રહેતા હશો, નહિ?"

રમેશે કહ્યું: "હા."

હેમનલિની: "અમારી પાસેના ઘરમાં આવવામાં તમે વિલંબ કરશો નહિ."

રમેશે કહ્યું: "ના; હું આ સોમવારે જ જરૂર આવીશ."

હેમનલિની: "મારો એવો વિચાર છે કે અમારી બી. એ.ની ફિલૉસૉફી કોઈકોઈવાર તમારી પાસે સમજવા આવીશ."

રમેશે એ વિષે ઝાઝો ઉત્સાહ ન બતાવ્યો.

## ૮

રમેશે પહેલાના ઘરમાં આવવામાં વિલંબ ન કર્યો.

આ પહેલાં હેમનલિની સાથે રમેશને જે કંઈ અંતર હતું તે આ વખતે રહ્યું નહિ. રમેશ જાણે તદ્દન ઘરનું માણસ થઈ ગયો. ઠઠ્ઠામશ્કરી નિમંત્રણઆમંત્રણ ખૂબ ચાલવા લાગ્યાં.

ઘણા વખત સુધી ખૂબ ગોખી ગોખીને આજ પહેલાં હેમનલિનીનો ચહેરો કંઈક ક્ષણભંગુર જેવો થઈ ગયો હતો. એમ લાગતું હતું, જરા જોરથી પવન આવશે તો શરીર કમરમાંથી લચીને ભાંગી જશે. ત્યારે તે બોલતી થોડું, અને તેની સાથે બોલતાં પણ બીક લાગતી—રખેને કંઈ સામાન્ય વાતથી જ તેને ખોટું લાગી જાય.

થોડા જ દિવસમાં તેનામાં આશ્ચર્યજનક ફેરફાર થઈ ગયો. તેના ફિક્કા કપોલ ઉપર લાવણ્યની સુંવાળપે દેખા દીધી. તેની આંખો હવે શબ્દેશબ્દે હાસ્યની છટાથી નાચી ઊઠતી. પહેલાં તેને વસ્ત્રાલંકાર સજવામાં ચપલતા લાગતી, એટલું જ નહિ પણ એ ખોટું છે એવું લાગતું. અત્યારે કોઈની પણ સાથે ચર્ચા કર્યા વિના શી રીતે તેના મત બદલાય છે, તે અંતર્યામી સિવાય બીજું કોઈ કહી શકે એમ નથી.

કર્તવ્યના જ્ઞાનને લીધે માથે મોટો ભાર ઉપાડનાર રમેશ પણ કંઈ ઓછો ગભીર નહોતો. વિચારશક્તિના પ્રાબલ્યને લીધે તેના શરીર અને મન જાણે મંથર બની ગયાં હતાં. આકાશના જ્યોતિર્ભર્યા ગ્રહતારા ચાલે છે, ફરે છે, ઘૂમે છે, પણ વેધશાળા પોતાનાં યંત્રો લઈને ખૂબ સાવધાનપણે સ્તબ્ધ થઈને બેસી રહે છે. તે જ પ્રમાણે રમેશ પણ આ ગતિમાન જગતની વચમાં પોતાનાં પુસ્તક-પોથાં અને દલીલોના સરંજામના ભારથી જ સ્તંભિત બનીને બેઠો હતો, તે પણ આજે શાથી આટલો હલકો થઈ ગયો? તે પણ આજકાલ દર વખતે મશ્કરીનો બરાબર જવાબ ન આપી શકે એટલે હા હા કરીને હસી પડે છે. હજી તેના વાળમાં કાંસકો ફરવા માંડ્યો નથી એ ખરું, પણ તેની ચાદર હવે પહેલાંના જેવી મેલી નથી રહી. તેના દેહમાં અને મનમાં જાણે એક પ્રકારની ગતિશક્તિનો આવિર્ભાવ થયો છે.

# ૯

પ્રણયી જનોને માટે કાવ્યમાં જે જે સામગ્રીઓ આવશ્યક લેખાય છે, તે બધી કલકત્તા શહેરમાં મળતી નથી. અહીં પ્રફુલ્લ અશોકબકુલની વીથિકા ક્યાંથી હોય, વિકસિત માધવીનો લતા-વિતાન ક્યાંથી હોય, ચૂતકષાયકંઠ કોકિલની કુહુકાકલિ પણ ક્યાંથી હોય ? તોપણ આ શુષ્કકઠિન સૌન્દર્યહીન આધુનિક નગરથી હારી જઈને પ્રેમની જાદુવિદ્યા કંઈ પાછી જતી નથી. આ ગાડીઘોડાની ભયંકર ભીડમાં, આ લોઢાની જંજીરોથી જકડાયેલા ટ્રામના રસ્તા ઉપર, એક ચિરકિશોર પ્રાચીન દેવતા પોતાનું ધનુષ્ય છુપાવીને લાલ પાઘડીવાળા પહેરેગીરોની નજર સામે રાતદહાડો, કેટલીય વાર કેટલીય જગ્યાએ આવજા કરતા હશે તે કોણ કહી શકે !

રમેશ અને હેમનલિની ચામડાની દુકાનની સામે, મોદીની દુકાનની પાસે, કલુટોલામાં ભાડેના ઘરમાં રહેતાં હતાં એટલે પ્રણય-વિકાસની બાબતમાં કુંજકુટિરચારીઓ કરતાં તેઓ લગારે પાછાં પડ્યાં હતાં, એમ કોઈ પણ કહી શકે એમ નથી ! અન્નદાબાબુનું ચા–રસ–ચિહ્નિત મલિનક્ષુદ્ર ટેબલ કંઈ પદ્મસરોવર નહોતું, પણ એથી

રમેશને કશી ઊણપ લાગી નહોતી. હેમનલિનીની પાળેલી બિલ્લી કૃષ્ણ-સાર મૃગશિશુ ન હોવા છતાં રમેશ પરિપૂર્ણ સ્નેહપૂર્વક તેનું ગળું ખંજવાળતો હતો—અને તે જ્યારે ધનુષની માફક પીઠ ફુલાવી આળસ મરડી શરીર ચાટી પ્રસાધન ( ટૉયલેટ ) કરવામાં મશગૂલ થઈ જતી, ત્યારે રમેશની મુગ્ધ નજરમાં એ પ્રાણી બીજાં કોઈ પણ ચોપગાં કરતાં ગૌરવમાં ઊતરતું લાગતું નહોતું.

હેમનલિની પરીક્ષા પાસ કરવાની ધમાલમાં ભરતકળામાં કુશળતા પ્રાપ્ત કરી શકી નહોતી, એટલે થોડા દિવસ થયાં પોતાની કોઈ ભરતપટુ બહેનપણી પાસે એકાગ્રમને તે ભરત શીખવા લાગી હતી. ભરતને રમેશ અત્યંત અનાવશ્યક અને તુચ્છ માનતો. સાહિત્ય અને દર્શનમાં હેમનલિની સાથે તે વિચારની આપલે કરી શકતો, પરંતુ ભરતકળામાં રમેશને દૂર જ બેસી રહેવું પડતું. એટલા માટે તે ઘણીવાર અધીરો થઈ જઈને કહેતો: " આજ-કાલ ભરતકામ કેમ તમને આટલું બધું ગમે છે ! જેમને વખત ગાળવાનું બીજું કોઈ સાધન ન હોય તેમને માટે જ એ સારું છે. " હેમનલિની કંઈ પણ જવાબ દીધા વગર સહેજ મોં મલકાવી સોયમાં રેશમ પરોવ્યા કરતી. અક્ષય તીવ્ર સ્વરે કહેતો: " જે કામો સંસારમાં કંઈ કે ઉપયોગી થઈ પડે એવાં હોય તે બધાં રમેશબાબુના મત પ્રમાણે તુચ્છ છે ! મહાશય, ગમે તેવા મોટા તત્ત્વજ્ઞાની કે કવિ કેમ ન હો, તુચ્છ વસ્તુ વિના એક દહાડો પણ ચાલવાનું નથી ! " રમેશ ઉશ્કેરાઈ જઈને એની સામે દલીલ કરવા માટે કમર કસીને તૈયાર થઈ જતો; હેમનલિની તેને અટકાવી કહેતી: " રમેશબાબુ, તમે બધી વાતનો જ જવાબ દેવાને આટલા અધીરા કેમ થઈ જાઓ છો ? આ રીતે તો દુનિયામાં નકામી વાતો એટલી વધી જાય છે કે કંઈ કહેવાની વાત નહિ—" એમ કહીને તે નીચું જોઈ, ઘર ગણીને સાવધાનતાપૂર્વક રેશમનો દોરો ભરવા માંડતી.

એક દિવસ સવારમાં રમેશ પોતાના અભ્યાસખંડમાં આવીને જુએ છે, તો ટેબલ ઉપર રેશમનાં ફૂલ ભરેલી મખમલે બાંધેલું બ્લૉટિંગપૅડ ગોઠવેલું હતું. તેના એક ખૂણા પર 'ર' અક્ષર લખેલો હતો, અને બીજે ખૂણે સોનેરી જરી વડે એક પદ્મ ચીતરેલું હતું. એ પૅડનો ઇતિહાસ અને તાત્પર્ય સમજવામાં રમેશને પળનો પણ વિલંબ લાગ્યો નહિ. તેનું હૈયું નાચી ઊઠ્યું. ભરત એ તુચ્છ વસ્તુ નથી એ તેના અંતરાત્માએ વિના દલીલે, વગરવિરોધે કબૂલ કરી લીધું. બ્લૉટિંગપૅડ છાતી સરસું દબાવી અક્ષય આગળ હાર કબૂલી લેવા તે તૈયાર થયો. તે બ્લૉટિંગપૅડ ખોલી, તે જ ક્ષણે તેના ઉપર એક નોટપેપર મૂકી તેણે લખ્યું: "હું જો કવિ હોત, તો કવિતા લખીને બદલો વાળત. પણ એ પ્રતિભા મારામાં છે નહિ. ઈશ્વરે મને આપવાની શક્તિ આપી નથી, પણ લેવાની શક્તિ આપી છે. એ પણ એક શક્તિ જ છે. આશાતીત ઉપહાર મેં શી રીતે ગ્રહણ કર્યો એ વાત અંતર્યામી વિના બીજું કોઈ નહિ જાણી શકે. દાન નજરે દેખી શકાય છે, પણ આદાન અંતરમાં છૂપું રહે છે! એ જ—ચિરઋણી."

આ ચિઠ્ઠી હેમનલિનીના હાથમાં ગઈ ત્યારપછી બંને વચ્ચે આ સંબંધે કશી જ વાતચીત થઈ નહિ.

ચોમાસું બેઠું. વર્ષાઋતુ એકંદરે જોતાં શહેરના લોકોને માટે બહુ સુખકર નથી; એ આરણ્ય પ્રકૃતિના માણસોને જ વિશેષ ઉપયોગી છે. શહેરનાં મકાનો પોતાનાં બંધ બારીબારણાં અને ધાબાં વડે, વટેમાર્ગુઓ પોતાની છત્રી વડે, ટ્રામગાડી પોતાના પડદા વડે વર્ષાને સદા જાકારો દેવાના પ્રયત્ન કરી કરીને પસીનાથી કાદવ-કાદવ થઈ જાય છે. નદી, પર્વત, અરણ્ય, પ્રાંતર વર્ષાને સાદર કલરવદ્વારા મિત્ર ગણી આવાહન કરે છે. વર્ષાની સાચી જમાવટ ત્યાં જ હોય છે—ત્યાં શ્રાવણ માસમાં, દ્યુલોક–ભૂલોકના આનંદ-સંમિલનમાં, કોઈ પણ પ્રકારનો વિરોધ હોતો નથી.

પરંતુ નવીન પ્રેમ પણ માણસને અરણ્યપર્વતની સાથે એક જ પંક્તિનાં બનાવી દે છે. અવિશ્રામ વૃષ્ટિને લીધે અન્નદાબાબુની હોજરી બમણી બગડી ગઈ, પણ રમેશ અને હેમનલિનીના મનની સ્ફૂર્તિમાં કશો ફેરફાર માલૂમ પડ્યો નહિ. મેઘની ઘટા, વજ્રનું ગર્જન, વરસાદનો કલધ્વનિ તેમનાં બંનેનાં મનને જાણે વધુ ને વધુ નિકટ લાવતાં હતાં. વરસાદને લીધે રમેશનું કોર્ટમાં જવાનું ઘણે ભાગે બંધ રહેવા લાગ્યું. કોઈ કોઈ દિવસ સવારે વરસાદ એવા જોરથી પડતો કે હેમનલિની ઉદ્વેગપૂર્વક કહેતી : "રમેશબાબુ, આવા વરસાદમાં તમે શી રીતે ઘેર જશો?" રમેશ કેવળ શરમને ખાતર કહેતો : "આટલામાં શું? ગમે તેમ કરીને પહોંચી જઈશ." હેમનલિની કહેતી : "શા માટે પલળીને સરદી કરો છો? અહીં જ જમીને જાઓને." સરદીને માટે રમેશને લગારે ચિંતા કરવા જેવું નહોતું. સહેજમાં તેને સરદી થાય એવું એકે લક્ષણ તેના સ્નેહી મિત્રોને દેખાતું નહોતું, પણ વરસાદના દિવસો તેને હેમનલિનીની શુશ્રૂષા નીચે જ કાઢવા પડતા,— બે ડગલાં ચાલીને ઘેર જવું એ પણ ખોટું સાહસ ગણાતું. કોઈ દહાડો સવારે જરા વધારે વાદળ ચડ્યું હોય એટલે હેમનલિનીને ત્યાં સવારે ખીચડી અને સાંજે ફરસાણ ખાવાનું નિમંત્રણ આવ્યું જ જાણવું. એટલું તો ચોખ્ખું માલૂમ પડી ગયું કે એમને સરદી લાગવાની જેટલી બીક હતી તેટલી રસોઈની કડાકૂટની નહોતી.

આ પ્રમાણે દિવસો જવા લાગ્યા. આ બેફાટ હૃદયાવેગનો અંત શો આવશે એનો રમેશે સ્પષ્ટ વિચાર કર્યો નહોતો. પણ અન્નદાબાબુ એનો વિચાર કરતા હતા, અને તેમના સમાજના બીજા માણસો પણ એની ચર્ચા કરતા હતા. એક તો રમેશમાં જેટલી વિદ્વત્તા હતી તેટલી વ્યવહારકુશળતા નહોતી, તેમાં વળી તેની આ મુગ્ધાવસ્થામાં તેનું વ્યવહારજ્ઞાન વધારે અસ્પષ્ટ થઈ ગયું હતું. અન્નદાબાબુ દરરોજ ખૂબ આશાપૂર્વક તેના મોં તરફ જોતા, પણ કશો જવાબ જ મળતો નહોતો.

## ૧૦

અક્ષયનો કંઠ સારો નહોતો, પરંતુ તે જ્યારે પોતે ફિડલ બજાવી ગાયન ગાતો, ત્યારે ખૂબ કડક પરીક્ષક સિવાય સામાન્ય શ્રોતાઓ વાંધો નહોતા લેતા, એટલું જ નહિ પણ વધુ ગાવાને વિનંતી કરતા. અન્નદાબાબુને સંગીતનો ખાસ શોખ નહોતો, પણ એ વાત તેઓ કબૂલ કરી શકતા નહોતા. આમ છતાં તેઓ આત્મરક્ષણનો કંઈક પ્રયત્ન કરતા. કોઈ અક્ષયને ગાવાનું કહેતું ત્યારે તેઓ કહેતા : " આ જ તમારો દોષ છે ! બિચારાને ગાતાં આવડે છે એટલે શું એના ઉપર જુલમ કરવો ? "

અક્ષય વિનય કરીને કહેતો : " ના, ના; અન્નદાબાબુ, એની ચિંતા કરશો નહિ—જુલમ કોના ઉપર થશે એ જ વિચારવા જેવું છે ! "

વિનંતી કરનાર જવાબ દેતો : " તો આપણે પ્રયોગ કરીએ. "

પેલે દહાડે ખૂબ ઘનઘોર ઘટા કરીને વરસાદ પડ્યો હતો. લગભગ સાંજ થવા આવી હતી પણ વરસાદ અટકતો નહોતો. અક્ષય ગોંધાઈ ગયો હતો. હેમનલિનીએ કહ્યું : " અક્ષયબાબુ ! એકાદ ગીત ગાઓ ! "

એમ કહીને હેમનલિનીએ હારમોનિયમ ઉપર સૂર આપ્યો. અક્ષયે ફિડલ મેળવી લઈને હિંદુસ્તાની ગીત ઉપાડ્યું :

" વાયુ વહીં પુરવૈયાં,
નીદ નહીં બિન સયાં."

ગીતના બધા શબ્દના અર્થ સ્પષ્ટ સમજાતા નથી—પરંતુ દરેકે દરેક શબ્દનો અર્થ સમજવાની કંઈ જરૂર નથી હોતી. મનમાં જ્યારે વિરહમિલનની વેદના સંચિત થઈ હોય છે, ત્યારે સહેજ આભાસ જ પૂરતો હોય છે. એટલું સમજાયું કે વરસાદ વરસે છે, મોર બોલે છે, અને એક જણુને માટે બીજું એટલું વ્યાકુળ થઈ ગયું છે કે કંઈ કહેવાની વાત નહિ.

અક્ષય સૂરની ભાષામાં પોતાની અવ્યક્ત વાત કહેવાનો પ્રયત્ન કરતો હતો—પરંતુ તે ભાષા બીજાં જ બે જણુને કામ લાગતી હતી. બંનેનાં હૃદયો એ સૂરલહરીનો આશ્રય લઈને પરસ્પરને આઘાતપ્રત્યાઘાત કરતાં હતાં. જગતમાં કશું જ તુચ્છ ન રહ્યું. બધું જ મનોરમ બની ગયું. જગતમાં આજ સુધી જેટલાં માણસોએ જેટલો પ્રેમ કર્યો હશે તે બધો જાણે એ બે હૃદયોમાં જ વહેંચાઈ જઈને અનિર્વચનીય સુખદુઃખથી અને આકાંક્ષા અને આકુલતાથી કંપી ઊઠવા લાગ્યો.

તે દિવસે જેમ વાદળમાં ક્યાંય ખાલી જગ્યા નહોતી તેમ ગીતમાં પણ તેવું જ થયું. હેમનલિની ઉપરાઉપરી આજીજી કરી કહેવા લાગી : " અક્ષયબાબુ ! બંધ ન કરશો, બીજું ગાઓ, બીજું ગાઓ ! "

ઉત્સાહથી અને આવેગથી અક્ષયનાં ગીત મુક્ત રીતે છૂટવા લાગ્યાં. ગાનના સૂરના થરેથર ખડકાયા, તે એટલા ગાઢ થઈ ગયા કે તેમાં સોય સુધ્ધાં ભોંકી શકાશે એવું લાગવા માંડ્યું—જાણે તેમાં થોડીથોડી વારે વીજળી ખેલવા લાગી—વેદનાતુર હૃદય તેમાં ઢંકાઈ ઢબૂરાઈ ગયું.

તે દિવસે ખૂબ મોડી રાતે અક્ષય ચાલ્યો ગયો. રમેશે વિદાય લેતી વખતે જાણે ગીતના સૂરોમાં થઈને નીરવે હેમનલિનીના મુખ તરફ સહેજ જોયું. હેમનલિનીએ પણ ચમકી હોય એમ એકવાર જોયું, તેની દૃષ્ટિ ઉપર પણ ગીતની છાયા હતી.

રમેશ ઘેર ગયો. વૃષ્ટિ ક્ષણભર થંભી હતી, તે ફરી જોરથી વરસવા લાગી. રમેશને તે રાત્રે ઊંઘ ન આવી. હેમનલિની પણ ઘણી વાર સુધી મૂંગી બેઠીબેઠી ગાઢ અંધકારમાં પડતા વરસાદનો અવિરામ શબ્દ સાંભળતી હતી. તેના કાનમાં ગીત ગુંજતું હતું :

"વાયુ વહીં પુરવૈયાં,
નીદ નહીં બિન સૈયાં."

બીજે દિવસે સવારે રમેશે ઊંડો નિસાસો નાખ્યો અને તે વિચાર કરવા લાગ્યો: "મને જો એક ગીત ગાતાં આવડે એમ હોત ને, તો તેને બદલે મારી બીજી ઘણી વિદ્યા વગર આનાકાનીએ આપી દેત."

પરંતુ કોઈ પણ ઉપાયે અને કોઈ પણ કાળે તે ગાઈ શકશે એવી ખાતરી રમેશને નહોતી. તેણે નક્કી કર્યું: "હું બજાવતાં શીખીશ." આ પહેલાં એક દહાડો એકાંતમાં તેણે અન્નદાબાબુના ઓરડામાં ફિડલ લઈને ગજ ચલાવ્યો હતો—તે ગજના એક જ આઘાતથી સરસ્વતી એવી ચીસ પાડી ઊઠયાં હતાં કે ફિડલ બજાવવું એ તેને માટે ભારે ક્રૂરતા ગણાશે ધારી તેણે એની આશા છોડી દીધી હતી. આજે તે એક નાનું સરખું હારમોનિયમ ખરીદી લાવ્યો. ઓરડાનાં બારણાં બંધ કરી ખૂબ સાવધાનતાપૂર્વક આંગળી ચલાવી જોતાં તેને એટલું સમજાયું કે બીજું ગમે તેમ હોય પણ એ વાદ્યની સહિષ્ણુતા ફિડલ કરતાં વધારે છે.

બીજે દિવસે અન્નદાબાબુને ઘેર જતાં વેંત જ હેમનલિનીએ રમેશને કહ્યું: "તમારા ઘરમાંથી કંઈ હારમોનિયમનો અવાજ સંભળાતો હતો ને!"

રમેશ માનતો હતો કે બારણાં બંધ કર્યાં એટલે પકડાવાની ધાસ્તી નહોતી. પણ એવાયે કાન છે કે જ્યાં રમેશના બંધ ઘરનો અવાજ પણ સદેશ લઈ આવે છે. રમેશને જરા શરમાઈને કબૂલ કરવું પડ્યું કે તે એક હારમોનિયમ ખરીદી લાવ્યો હતો અને વગાડતાં શીખવાની તેની ઇચ્છા હતી.

હેમનલિની બોલીઃ "ઘરનાં બારણાં બંધ કરી એકલા શા સારુ ફોગટ પ્રયત્ન કરો છો! તેના કરતાં તમે અમારે ત્યાં અભ્યાસ કરો—મને જેટલું આવડે છે તેટલું હું બતાવીશ."

રમેશ બોલ્યોઃ "પણ હું તો તદ્દન અનાડી છું. મારી સાથે તમે હેરાનહેરાન થઈ જશો."

હેમનલિનીએ કહ્યુંઃ "હું એટલું ઓછું જાણું છું કે અનાડીને જ જેમતેમ શીખવી શકું." ધીમેધીમે એટલું તો સાબિત થયું કે રમેશે પોતાને અનાડી તરીકે ઓળખાવ્યો હતો એમાં કેવળ વિનય નહોતો. આવા શિક્ષકની આટઆટલી વણમાગી સહાય હોવા છતાં સૂરનું જ્ઞાન રમેશના મગજમાં પ્રવેશ કરવાનું કોઈ છીંડું શોધી શક્યું નહિ. તરતાં ન જાણનાર માણસ પાણીમાં પડીને જેમ ગાંડાની માફક હાથપગ પછાડ્યા કરે છે, તેમ રમેશ પણ સંગીતનાં ઘૂંટણબૂડ પાણીમાં કરવા લાગ્યો. તેની કઈ આંગળી ક્યારે ક્યાં જઈ પડતી તેનું કંઈ ઠેકાણું નહોતું—ડગલે ને પગલે ખોટા સૂર વાગવા લાગ્યા, પણ રમેશના કાનને તે ખૂંચતા નહોતા, સૂર બેસૂર વચ્ચે કોઈ પણ પ્રકારનો પક્ષપાત કર્યા વિના ખાસ્સે નિશ્ચિત મને તે રાગરાગણીનું સૂરેસૂરે ખૂન કર્યે જતો હતો. હેમનલિની જેવી બોલી ઊઠતી 'આ શું કરો છો? આ તો ભૂલ પડી' કે તરત જ તે ખૂબ ઉતાવળોઉતાવળો બીજી ભૂલ વડે પહેલીને રદ કરી દેતો. ગંભીર સ્વભાવનો અને ચીવટવાળો રમેશ ઝટઝટ આશા છોડી દે એવો નહોતો. રસ્તા બાંધવાનો સ્ટીમરોલર જેમ મંથર-ગતિથી ચાલે છે, તેની નીચે શું કચડાઈને ચૂરો થઈ જાય છે તે તરફ તે નજર સુધ્ધાં નાખતો નથી, તેમ રમેશ પણ કમનસીબ

સ્વરલિપિ અને હારમોનિયમની ચાવીઓ ઉપર થઈને અનિવાર્ય અંધતાપૂર્વક વારંવાર આવજા કરવા લાગ્યો.

રમેશની આ મૂઢતા જોઈને હેમનલિની હસતી, રમેશ પણ હસતો. રમેશની ભૂલ કરવાની અસાધારણ શક્તિ જોઈ હેમનલિનીને ખૂબ મઝા પડતી. ભૂલમાંથી, બેસૂરમાંથી, અશક્તિમાંથી આનંદ માણવાની શકિત કેવળ પ્રેમમાં જ હોય છે. બાળક ચાલવાની શરૂઆત કરે છે, ત્યારે વારંવાર ખોટા પગ મૂકે છે, પણ એથી જ માતાનો પ્રેમ ઊભરાઈ આવે છે. વાજિંત્ર વિષે રમેશ જે અદ્‌ભુત અજ્ઞાન જાહેર કરતો એનું હેમનલિનીને ખૂબ કૌતુક થતું.

રમેશ કોઈવાર કહેતોઃ "વારુ, તમે આટલું બધું હસો છો, તે તમે જ્યારે પહેલવહેલાં વગાડતાં શીખ્યાં હશો ત્યારે તમે ભૂલ નહિ કરી હોય ?"

હેમનલિની કહેતી : "ભૂલ તો જરૂર કરતી; પણ સાચું કહું છું, રમેશબાબુ, તમારી સાથે સરખામણી જ ન થાય."

રમેશ આથી હિંમત નહોતો હારતો, હસીને ફરી પહેલેથી શરૂ કરતો. અન્નદાબાબુ સંગીતમાં સારુંખોટું કંઈ જ સમજતા નહિ, તેઓ કોઈકોઈવાર ગંભીર થઈને કાન ખડા કરીને ઊભા રહી કહેતા : "અરે વાહ, ધીમેધીમે રમેશનો હાથ બાસો બેસતો જાય છે."

હેમનલિની કહેતીઃ "હાથ બેસૂર બજાવવામાં બેસતો જાય છે."

અન્નદા : ના, ના; પહેલાં મેં જેવું સાંભળ્યું હતું તેના કરતાં તો અત્યારે ઘણો મહાવરો થઈ ગયો છે. મને તો લાગે છે, કે રમેશ જો મંડી રહે, તો એનો હાથ કંઈ તદ્દન ખરાબ નહિ નીવડે. ગાવા બજાવવામાં બીજું કશું જ નથી, માત્ર ખૂબ મહાવરો કરવો જોઈએ. એક વખત સારેગમ થઈ ગઈ એટલે પછી બધું સહેલું થઈ જાય છે.

આ બધાંનો કંઈ વિરોધ થઈ શકતો નથી. બધાને મૂંગે મોઢે સાંભળી રહેવું પડે છે.

## ૧૧

લગભગ દર વરસે શરદ્‌કાળમાં પૂજાની ટિકિટ નીકળતી એટલે હેમનલિનીને લઈને અન્નદાબાબુ જબલપુર પોતાના બનેવીની નોકરીને ગામે ફરવા જતા. પાચનશક્તિ વધારવા માટે આ તેમનો વાર્ષિક પ્રયત્ન હતો.

ભાદરવાની અધવચ્ચ થવા આવી. હવે પૂજાની રજાને ઝાઝો વિલંબ નહોતો. અન્નદાબાબુ અત્યારથી જ પોતાના પ્રવાસની તૈયારીમાં પડી ગયા હતા.

આવનારા વિયોગનો વિચાર કરી રમેશ આજકાલ ખૂબ વધારે પ્રમાણમાં હારમોનિયમ શીખવા લાગ્યો હતો. એક દિવસ વાતવાતમાં હેમનલિની બોલી : "રમેશબાબુ, મને લાગે છે, કે તમારે કંઈ નહિ તોયે થોડા દિવસ હવાફેર કરવાની જરૂર છે—કેમ નહિ બાપુ?"

અન્નદાબાબુએ ધાર્યું, વાત બરાબર છે; કારણ હમણાં જ રમેશને માથે શોક અને દુઃખનો પ્રસંગ ગુજરી ગયો છે. તેમણે કહ્યું: "છેવટે થોડા દિવસ ક્યાંક ફરી આવવું સારું, સમજ્યો ને રમેશ. પશ્ચિમ શું કે બીજો દેશ શું, મેં તો જોયું છે કે ફક્ત થોડા દિવસ ફાયદો લાગે છે. પહેલાં થોડા દિવસ સરસ ભૂખ ઊઘડે છે,

બરાબર ખવાય છે, પણ ત્યારપછી પાછું એનું એ! પાછું પેટ ભારેભારે થઈ જાય છે, છાતી બળ્યા કરે છે, ખવાય તે પણ—"

હેમનલિની : રમેશબાબુ, તમે નર્મદાનો ધોધ જોયો છે?

રમેશ : ના; નથી જોયો.

હેમનલિની : તમારે એ જોવો જોઈએ, નહિ બાપુ?

અન્નદા: રૂડી વાત છે. તો રમેશ આપણી સાથે જ કેમ ન આવે? હવાફેર પણ થશે, અને આરસના પહાડ પણ જોશે.

હવાફેર અને આરસના પહાડનું દર્શન એ બે વગર કેમ જાણે રમેશને હમણાં ચાલે એમ જ ન હોય—આથી રમેશને પણ તૈયાર થવું પડ્યું.

તે દિવસે રમેશનાં દેહ અને મન જાણે હવામાં ઊડવા લાગ્યાં. અશાંત હૃદયના આવેગને કોઈ પણ માર્ગે મુક્ત કરવા માટે તે પોતાના ખંડમાં બારણાં બંધ કરીને હારમોનિયમ લઈને મંડ્યો. આજે તેને ખરાખોટાનું ભાન રહ્યું નહિ, વાજા ઉપર તેની ઉન્મત્ત આંગળીઓએ તાલબેતાલનું નૃત્ય મચાવી મૂક્યું. હેમનલિની દૂર જવાની છે એ વિચારે કેટલાક દિવસ થયાં તેનું હૈયું ભારે થઈ ગયું હતું—આજે ઉલ્લાસના વેગમાં સંગીતવિદ્યા સંબંધે ન્યાયઅન્યાયના બધા વિચારોને તેણે જતા કર્યા.

એવામાં બારણા ઉપર ટકોરા પડ્યા: "આ-હ, સત્યાનાશ વાળ્યું! બસ કરો, બસ કરો; રમેશબાબુ શું માંડ્યું છે?"

રમેશે શરમાઈ જઈ લાલચોળ મોઢે બારણું ઉઘાડી દીધું. અક્ષયે અંદર આવી કહ્યું: "રમેશબાબુ, સંતાઈને બેસીને તમે હમણાં જે પરાક્રમ કરતા હતા, એની તમારા ક્રિમિનલ કોડમાં કંઈ સજા નથી લખી?"

રમેશ હસવા લાગ્યો, કહેવા લાગ્યો: "ગુનો કબૂલ કરું છું."

અક્ષયે કહ્યું : "રમેશબાબુ, તમે જો ખોટું ન લગાડો, તો મારે તમારી સાથે એક વાતની ચર્ચા કરવી છે."

રમેશ ઉત્કંઠિત બની ચર્ચાના વિષયની રાહ જોઈ રહ્યો.

અક્ષય: તમે આટલા દિવસમાં એટલું તો સમજી ગયા હશો કે હેમનલિનીના હિતાહિત વિષે હું ઉદાસીન નથી.

રમેશ હા–ના કશું જ બોલ્યા વગર મૂંગોમૂંગો સાંભળવા લાગ્યો.

અક્ષય: એમને વિષે તમારો અભિપ્રાય શો છે, એ પૂછવાનો મારો અધિકાર છે—હું અન્નદાબાબુનો મિત્ર છું.

આ શબ્દો અને બોલવાની રીત બંને રમેશને ખરાબ લાગ્યાં. પરંતુ કડક જવાબ આપવાની ટેવ કે શક્તિ રમેશમાં નહોતાં. તેણે મૃદુ સ્વરે કહ્યું: "તેમને વિષે મારો કોઈ પ્રકારનો હલકો અભિપ્રાય છે, એવું માનવાને કંઈ કારણ ઉપસ્થિત થયું છે?"

અક્ષય: જુઓ. તમે હિંદુ કુટુંબના છો. તમારા પિતા હિંદુ હતા એ હું જાણું છું. રખેને તમે બ્રાહ્મ કુટુંબમાં લગ્ન કરો, એ બીકે તેઓ તમને બીજી જગ્યાએ પરણાવી દેવા માટે દેશમાં લઈ ગયા હતા.

આ વાતની રમેશને ખબર હોય એનું ખાસ કારણ છે. કારણ કે અક્ષયે પોતે જ રમેશના પિતાના મનમાં એ બીક ઊભી કરી હતી. રમેશ ક્ષણભર અક્ષયના મોં ભણી જોઈ ન શક્યો.

અક્ષય બોલ્યો: "એકાએક તમારા પિતાનું અવસાન થઈ ગયું, એટલે શું તમે તમારી જાતને સ્વતંત્ર સમજો છો? તેમની ઇચ્છા શું—"

રમેશથી હવે ન સહેવાયું, એટલે તે બોલ્યો: "જુઓ અક્ષયબાબુ! બીજાને વિષે મને ઉપદેશ આપવાનો અધિકાર જો તમને હોય, તો આપો હું સાંભળી લઈશ—પણ મારા પિતા સાથેના મારા સંબંધમાં તમારે કશું જ બોલવાપણું નથી."

અક્ષય બોલ્યો: "બહુ સારું, તો એ વાત જવા દો. પરંતુ હેમનલિનીને પરણવાની ઇચ્છા અને સ્થિતિ તમારી છે કે નહિ, એ તમારે કહેવું પડશે."

રમેશ ઉપરાઉપરી આઘાતો ખાઈને ધીમેધીમે ઉશ્કેરાઈ ગયો હતો, બોલ્યો : " જુઓ અક્ષયબાબુ, તમે અન્નદાબાબુના મિત્ર હશો, પણ મારી સાથે તમારો બહુ ગાઢ સંબંધ થયો નથી. મહેરબાની કરીને તમે આ બધી વાત બંધ કરો."

અક્ષય : હું બંધ કરું, એટલાથી જ જો વાત બંધ રહેવાની હોય, અને તમે અત્યારે જેમ પરિણામની પરવા રાખ્યા વિના ખાસા આરામથી દિવસો કાઢો છો એમ જ જો કાઢવાના હો, તો મારે કંઈ જ કહેવાનું નથી; પણ સમાજ તમારા જેવા નિશ્ચિંત સ્વભાવના માણસને સુખમાં નથી રહેવા દેતો. જોકે તમે ખૂબ ઉચ્ચ કક્ષાના માણસ છો, દુનિયાની વાતનો ઝાઝો વિચાર કરતા નથી, તોપણ પ્રયત્ન કરશો તો એટલું તો સમજી શકશો કે ગૃહસ્થની— ભદ્રલોકની કન્યાની સાથે તમે જે રીતે વર્તો છો, એ રીતે તમે બહારનાં માણસોને જવાબ આપવાને બંધાયેલા છો—અને જેમને તમે શ્રદ્ધાની નજરે જુઓ છો, તેમને જ સમાજમાં અશ્રદ્ધાભાજન બનાવવાનો એ જ ઉપાય છે."

રમેશ : તમારો ઉપદેશ હું સાભાર સ્વીકારું છું. મારે શું કરવું તે હું ઝટ નક્કી કરી લઈશ અને તે પ્રમાણે કરીશ, એ વિષે તમો નિશ્ચિંત રહેજો—એ સંબંધે હવે વધારે ચર્ચા કરવાની જરૂર નથી.

અક્ષય : તમે મને ઉગાર્યો રમેશબાબુ ! આટલા લાંબા વખત પછી તમે શું કરવું એ નક્કી કરીને તે પ્રમાણે કરશો એવું તમે કહો છો, એથી જ હું નિશ્ચિંત થયો છું. તમારી સાથે ચર્ચા કરવાનો મને શોખ નથી. તમારા સંગીતના અભ્યાસમાં ખલેલ કરી એ મારો અપરાધ થયો—માફ કરજો. તમે પાછા શરૂ કરો, હું રજા લઉં છું.

એટલું બોલીને અક્ષય ઉતાવળોઉતાવળો ચાલ્યો ગયો.

આ પછી અત્યંત બેસૂર સંગીત પણ ન ચાલી શક્યું. રમેશ માથા નીચે બંને હાથ રાખીને બિછાના ઉપર ચત્તો સૂઈ ગયેલ. ઘણો વખત એમ ને એમ વહી ગયો. એકદમ ઘડિયાળમાં ટનટન કરતા પાંચ વાગ્યા એ સાંભળીને તે ઝટપટ ઊઠી પડ્યો. શું કરવાનું નક્કી કર્યું, તે અંતર્યામી જ જાણે—પરંતુ એકદમ પડોશીને ત્યાં જઈ એક પ્યાલા ચા પીવી જોઈએ એ સંબંધે તેના મનમાં લગારે શંકા નહોતી રહી.

હેમનલિનીએ ચકિત થઈને કહ્યું: “રમેશબાબુ, તમે માંદા છો?”

રમેશ બોલ્યો: “ખાસ કંઈ નથી.”

અન્નદાબાબુ બોલ્યાઃ “બીજું કશું નથી. પેટમાં ગોટાળો થયો છે—પિત્ત વધી ગયું છે. હું જે ગોળી વાપરું છું તેમાંની એક લઈ જો જોઉં—”

હેમનલિનીએ હસીને કહ્યું: “બાપુ, એ ગોળી ન ખવાડી હોય એવો કોઈ તમારો ઓળખીતો રહ્યો નથી—પણ તેમને એવો શો ફાયદો થઈ ગયો છે?”

અન્નદા: નુકસાન તો થયું નથી ને? મેં જાતે અનુભવ કરી જોયો છે—આજ સુધીમાં જેટલી ગોળી ખાધી છે તે બધીમાં આ જ સૌથી ગુણકારી છે.

હેમનલિની: બાપુ, જ્યારે જ્યારે તમે કોઈ નવી ગોળી લેવાની શરૂ કરો છો, ત્યારે ત્યારે થોડા દિવસ તમને તેમાં અપાર ગુણ માલૂમ પડે છે—

અન્નદા: તમને કશા ઉપર વિશ્વાસ જ આવતો નથી—વારું, અક્ષયને પૂછી જોઈએ, મારી દવાથી તેને ફાયદો થયો છે કે નહિ?

તે પ્રમાણભૂત સાક્ષીને રખેને બોલાવશે એ બીકે હેમનલિનીને મૂંગું થઈ જવું પડ્યું. પણ સાક્ષી જાતે આવીને હાજર થયો. આવતાં વેંત અન્નદાબાબુને કહેવા લાગ્યો : " અન્નદાબાબુ, તમારી પેલી ગોળીમાંથી મને બીજી એક આપવી પડશે. ખૂબ ફાયદો થયો છે ! આજે શરીર એવું તો હલકું લાગે છે ! "

અન્નદાબાબુએ ગર્વપૂર્વક પોતાની કન્યા તરફ જોયું.

# ૧૨

ગોળી ખાધા પછી અન્નદાબાબુ અક્ષયને ઝટઝટ છોડવા માગતા નહોતા. અક્ષય પણ જવા માટે ખાસ ઉતાવળ કર્યા વિના વારેવારે રમેશના મોં તરફ કટાક્ષપાત કરવા લાગ્યો. રમેશની નજરે એકાએક કશું પડતું નથી, પણ આજે અક્ષયના આ કટાક્ષ તેની નજર બહાર ન રહ્યા. આથી તે વારંવાર આકળો બની જવા લાગ્યો.

પશ્ચિમમાં ફરવા જવાનો વખત પાસે આવી પહોંચ્યો હતો—મનમાં ને મનમાં એના જ વિચાર કરવાને લીધે હેમનલિનીનું મન આજે વિશેષ પ્રફુલ્લ હતું. તેણે નક્કી કરી રાખ્યું હતું કે આજે રમેશબાબુ આવે એટલે તેમની સાથે રજા કેમ ગાળવી એ વિષે મસલત કરવી. ત્યાં એકાંતમાં કઈ કઈ ચોપડીઓ વાંચી નાખવાની છે, તેની યાદી પણ બંને જણે મળીને તૈયાર કરવાની હતી. એવું નક્કી થયું હતું કે રમેશે આજે વહેલા આવવું, કારણ કે ચાની વખતે અક્ષય અથવા કોઈ ને કોઈ આવી પડે છે, એટલે પછી મસલત કરવાનો વખત મળતો નથી.

પણ આજે રમેશ બીજા દિવસ કરતાં પણ મોડો આવ્યો. તેના મુખની ચર્યા પણ ખૂબ ચિંતાયુક્ત હતી. એને લીધે હેમનલિનીના ઉત્સાહ ઉપર જબરો ફટકો પડ્યો. વચમાં એક તક મેળવી લઈ તેણે રમેશને ધીમે રહીને પૂછ્યું: "તમે આજે ખૂબ મોડા આવ્યા."

રમેશ બેધ્યાન બનીને થોડી વાર મૂંગો રહ્યો, બોલ્યો: "આજે જરા મોડું થઈ ગયું છે ખરું."

હેમનલિનીએ આજે ઉતાવળ કરી કેટલું વહેલું માથું હોળી લીધું હતું. માથું હોળી, કપડાં બદલ્યા પછી તેણે આજે કેટલીય વાર ઘડિયાળ સામે જોયું હતું—ઘણી વાર સુધી તો તેણે એમ જ માન્યું હતું કે તેની ઘડિયાળ ખોટી ચાલતી હશે, બહુ મોડું નહિ થયું હોય. જ્યારે આ માન્યતાને નિભાવવાનું તદ્દન મુશ્કેલ થઈ પડ્યું ત્યારે તે બારી પાસે બેઠી અને કંઈ ગૂંથવાનું લઈ કોઈ પણ ઉપાયે પોતાના મનની અધીરાઈને શાંત રાખવાના પ્રયત્ન કરવા લાગી. ત્યારપછી રમેશ ગંભીર મોં કરીને આવ્યો—કેમ મોડો આવ્યો એનો કશો ખુલાસો કર્યો નહિ, જાણે આજે વહેલા આવવાની કંઈ વાત થઈ જ ન હોય.

હેમનલિનીએ જેમતેમ ચા પતાવી લીધી. ઓરડાને છેડે એક ટિપાઈ ઉપર થોડી ચોપડી પડેલી હતી. હેમનલિનીએ કંઈક વિશેષ ઉદ્યમ સહિત રમેશનું ધ્યાન ખેંચીને તે ચોપડીઓ ઉપાડી ઓરડામાંથી બહાર જવાની તૈયારી કરી. ત્યારે એકાએક રમેશને ભાન આવ્યું; તે એકદમ પાસે આવી બોલ્યો: "એ ચોપડીઓ ક્યાં લઈ જાઓ છો? આજે ચોપડીઓની પસંદગી નથી કરી લેવી?"

હેમનલિનીના હોઠ કંપતા હતા. તે ઊભરાતાં આંસુના વેગને મહામહેનતે રોકીને કંપતે અવાજે બોલી: "રહેવા દોને, ચોપડીઓ પસંદ કર્યે શું વળવાનું છે?"

એમ કહીને તે ઉતાવળે પગલે ચાલી ગઈ. ઉપરના શયન-ગૃહમાં જઈને ચોપડીઓ જમીન પર નાખી દીધી.

રમેશનું મન વધુ વિકળ બની ગયું. અક્ષય મનમાં ને મનમાં હસીને બોલ્યોઃ "રમેશબાબુ, તમારી તબિયત કંઈ બરાબર નથી લાગતી?"

રમેશ આના જવાબમાં અર્ધસ્ફુટ સ્વરે શું બોલ્યો તે કંઈ બરાબર સમજાયું નહિ.

તબિયતની વાતથી અન્નદાબાબુ ઉત્સાહમાં આવીને બોલ્યાઃ "એ તો મેં રમેશને જોતાંવેંત જ કહ્યું હતું."

અક્ષય મોં દબાવી હસતો હસતો બોલ્યોઃ "શરીર ઉપર ધ્યાન રાખવું રમેશબાબુ જેવા લોકોને અત્યન્ત તુચ્છ લાગતું હશે. એ લોકો ભાવનાપ્રદેશના વાસી રહ્યા—ખાવાનું પચે નહિ તો તે સંબંધે કંઈ પ્રયત્ન કરવો એમને જંગલીપણું લાગતું હશે."

અન્નદાબાબુએ આ શબ્દોને ગંભીરતાથી સ્વીકારી લીધા અને લંબાણપૂર્વક પુરવાર કરવા બેઠા કે ભાવુક હોય તોપણ ખોરાક તો પચવો જ જોઈએ.

રમેશ મૂંગોમૂંગો બેસી રહ્યો અને મનમાં મનમાં બળવા લાગ્યો.

અક્ષયે કહ્યું: "રમેશબાબુ, મારી સલાહ માનો—અન્નદાબાબુની ગોળી ખાઈને જરા વહેલા સૂઈ જાઓ."

રમેશે કહ્યું: "અન્નદાબાબુ સાથે મારે જરા ખાસ વાત કરવાની છે, એટલે હું રાહ જોઈને બેઠો છું."

અક્ષય ખુરસી પરથી ઊઠીને બોલ્યોઃ "આ જુઓ, આ વાત પહેલાં કહેવી હતી ને! રમેશબાબુ બધી વાત પેટમાં રાખી મૂકે છે, આખરે જ્યારે વખત વહી જાય છે, ત્યારે અકળાઈ ઊઠે છે."

અક્ષય ચાલ્યો ગયો એટલે રમેશ પોતાના જોડા ઉપર ઢળેલી આંખો ત્યાં જ જડી દઈને બોલવા લાગ્યો: "અન્નદાબાબુ, તમે મને પોતાના માણસની પેઠે તમારા ઘરમાં આવજા કરવાનો અધિકાર આપ્યો છે, એને હું કેવા સૌભાગ્યની વાત માનું છે, એ શબ્દોથી કહી શકાય એમ નથી."

અન્નદાબાબુ બોલ્યા: "જબરો! તું અમારા યોગેનનો મિત્ર, તને ઘરના છોકરા જેવો ન ગણીએ તો શું કરીએ?"

પ્રસ્તાવના તો થઈ, પણ હવે શું બોલવું એ રમેશને સૂઝ્યું નહિ. અન્નદાબાબુએ રમેશનો માર્ગ સરળ કરી આપવાને માટે કહ્યું: "રમેશ, તારા જેવા છોકરાને ઘરનો છોકરો કરવાનું મળે એ કંઈ અમારું ઓછું સૌભાગ્ય છે!"

આ પછી પણ રમેશને શબ્દો ન જડ્યા.

અન્નદાબાબુ બોલ્યા: "જો ને, તારે વિષે બહારના લોકોએ જાતજાતની વાતો કરવા માંડી છે. લોકો કહે છે કે હેમનલિની પરણવા જેવી થઈ છે, હવે એના સાથી પસંદ કરવામાં ખૂબ સાવધાન રહેવાની જરૂર છે. હું એ લોકોને કહું છું, રમેશ ઉપર મને ખૂબ વિશ્વાસ છે,—તે અમારી સાથે કદી અયોગ્ય વ્યવહાર નહિ કરે!"

રમેશ: અન્નદાબાબુ, મારે વિષે તમે બધું જ જાણો છો, તમે જો મને યોગ્ય પાત્ર માનતા હો, તો--

અન્નદા: એ કહેવાની કંઈ જરૂર જ નથી. અમે તો એક રીતે નક્કી કરી જ મૂકેલું છે—માત્ર તારા કુટુંબમાં ખોટો બનાવ બની ગયેલો એટલે દિવસ નક્કી કરી શક્યાં નહોતાં. પણ ભાઈ, હવે વિલંબ કરવો યોગ્ય નથી. સમાજમાં એ વિષે રોજરોજ જાતજાતની વાતો ચાલ્યા કરે છે—એને બને એટલી જલદી બંધ કરી દેવી જોઈએ. કેમ?

રમેશઃ તમે આજ્ઞા કરશો એ પ્રમાણે થશે. બેશક, સૌ પહેલાં તમારી કન્યાનો મત જાણવો જોઈએ.

અન્નદાઃ એ વાત સાચી, પણ તે પણ જાણેલો જેવો જ છે. તોપણ કાલે સવારે એ વાત પાકી કરી લઈશ.

રમેશઃ તમારે સૂવા જવાનું મોડું થાય છે. બસ, ત્યારે, જાઉં છું.

અન્નદાઃ જરા ઊભો રહે. હું એમ કહું છું કે આપણે જબલપુર જઈએ એ પહેલાં જ તમારાં લગ્ન થઈ જાય તો સારું.

રમેશઃ એને ક્યાં વાર છે?

અન્નદાઃ ના, હજી દસેક દિવસ છે. આવતે રવિવારે જો તમારાં લગ્ન થઈ જાય, તો ત્યારપછી પણ મુસાફરીની તૈયારી કરવા બેત્રણ દિવસ મળે. સમજ્યો ને રમેશ, આટલી ઉતાવળ ન કરત,—પણ મારા શરીરને લોધે મને ચિંતા રહ્યાં કરે છે.

રમેશ સંમત થયો, અને બીજી એક ગોળી ગળીને ઘેર ચાલ્યો ગયો.

## ૧૩

વિદ્યાલયમાં રજા પાસે આવી પહોંચી હતી. રજાના દિવસોમાં કમલાને વિદ્યાલયમાં રાખવાનું જ રમેશે મુખ્ય શિક્ષિકા સાથે પહેલેથી જ નક્કી કર્યું હતું.

રમેશે સવારમાં ઊઠી, મેદાનના નિર્જન રસ્તા ઉપર આંટા મારતાં મારતાં નક્કી કર્યું કે લગ્ન થઈ ગયા પછી હું કમલા સંબંધી બધી વાત વીગતવાર હેમનલિનીને કહીશ. ત્યારપછી કમલાને પણ બધી વાત કહી શકાશે. આમ બધા પક્ષો વચ્ચે સમાધાન થઈ જાય તો કમલા સુખેથી મિત્રભાવે હેમનલિનીની સાથે જ રહી શકશે. દેશમાં એ વિષે અનેક જાતની વાતો ચાલશે, એમ વિચારીને જ તેણે હજારીબાગ જઈ ને ત્યાં પ્રેક્ટિસ કરવાનો વિચાર કર્યો હતો.

મેદાનમાંથી પાછા આવીને રમેશ અન્નદાબાબુને ઘેર ગયો. દાદર ઉપર એકાએક હેમનલિનીનો ભેટો થયો. બીજે દિવસે આવો ભેટો થયો હોત તો થોડીઘણી વાત થઈ હોત. આજે હેમનલિનીનું મોં લાલ થઈ ગયું,—એ લાલીમાંથી એક હાસ્યની

પ્રભા ઉષાના પ્રકાશની પેઠે ઝળકી ઊઠી. હેમનલિની મોં ફેરવી લઈ આંખો નીચી ઢાળી ઉતાવળીઉતાવળી ચાલી ગઈ.

રમેશ જે ગત હેમનલિની પાસેથી હારમોનિયમ ઉપર બજાવતાં શીખ્યો હતો તે ઘેર જઈને વારંવાર વગાડવા લાગ્યો. પણ એકની એક ગત કંઈ આખો દિવસ ન વગાડી શકાય. કવિતાની ચોપડી વાંચવાનો પ્રયત્ન કર્યો—તેને એમ લાગ્યું કે તેનો પ્રેમ જેટલો ઊંચો છે, તેટલે ઊંચે કોઈ પણ કવિતા પહોંચી શકતી નથી.

અને હેમનલિની અશ્રાંત આનંદપૂર્વક તેનું બધું ઘરકામ પતાવી એકાંત બપોરની વખતે સૂવાના ખંડનું બારણું બંધ કરી ભરવાનું લઈને બેઠી. તેના મુખ ઉપર પરિપૂર્ણ પ્રસન્નતાની શાંતિ છવાયેલી હતી. એક પ્રકારની સર્વાંગીણ સાર્થકતા તેને વીંટળાઈ રહી હતી.

ચાનો વખત થાય તે પહેલાં જ કવિતાની ચોપડી અને હારમોનિયમને પડતાં મેલી રમેશ અન્નદાબાબુને ઘેર આવી પહોંચ્યો. રોજ તો હેમનલિની સાથે મુલાકાત થતાં બહુ વાર લાગતી નહિ, પણ આજે ચાના ઓરડામાં જોયું તો તે દેખાતી નહોતી. બીજે માળે દીવાનખાનામાં જોયું. તો તે પણ ખાલી; હેમનલિની હજી તેના શયનગૃહમાંથી નીચે જ નહોતી ઊતરી.

અન્નદાબાબુ વખતસર આવી ટેબલ આગળ બેઠા. રમેશ ક્ષણે ક્ષણે ચકિતભાવે બારણા તરફ નજર ફેંકવા લાગ્યો. પગલાં સંભળાયાં, પણ ઓરડામાં અક્ષય દાખલ થયો. ખૂબ સ્નેહ બતાવી બોલ્યો: “અરે રમેશબાબુ, હું તમારે ઘેર જ ગયો હતો.”

આ સાંભળતાં જ રમેશના મોઢા ઉપર ઉદ્વેગની છાયા પથરાઈ ગઈ.

અક્ષય હસીને બોલ્યો: “ગભરાઓ છો શું કરવા, રમેશબાબુ? તમારા ઉપર હુમલો કરવા નહોતો ગયો. શુભ સમાચાર મળે તો અભિનંદન આપવાં એ મિત્રોની ફરજ છે—તે બજાવવા જ ગયો હતો!”

આ શબ્દો કાને પડતાં જ અન્નદાબાબુને યાદ આવ્યું કે હેમનલિની હાજર નથી. તેમણે હેમનલિનીને બૂમ પાડી—પણ જવાબ ન મળ્યો એટલે જાતે ઉપર ગયા અને બોલ્યાઃ "હેમ, આ શું, હજી ભરતકામ લઈને બેઠી છે? ચા તૈયાર થઈ ગઈ ને! રમેશ-અક્ષય આવ્યા છે."

હેમનલિની મોં જરા લાલ કરી બોલીઃ "બાપુ, મારી ચા ઉપર મોકલી આપો—આજે મારે ભરવાનું પૂરું કરવું છે."

અન્નદા : આ તારામાં જબરો દોષ છે, હેમ! જે વખતે જે લીધું તે સિવાય બીજાનો ખ્યાલ જ કરતી નથી. જ્યારે ભણવા પાછળ પડી હતી ત્યારે હાથમાંથી ચોપડી હેઠી નહોતી મૂકતી—હવે ભરત પાછળ પડી છે. બીજું બધું જ બંધ! ના, ના, એ ન ચાલે—ચાલ, નીચે જઈને ચા પીજે, ચાલ!

એમ કહીને અન્નદાબાબુ જોર કરીને હેમનલિનીને નીચે લઈ આવ્યા. તે આવીને તરત જ કોઈના પણ ભણી જોયા વિના ઝટઝટ ચા કાઢવાના કામમાં એકદમ મશગૂલ થઈ ગઈ!

અન્નદાબાબુ અધીરા બનીને બોલી ઊઠ્યાઃ "હેમ, આ શું કરે છે? મારા પ્યાલામાં ખાંડ કેમ નાખે છે? હું તો કદી ખાંડ નાખીને ચા પીતો નથી."

અક્ષય મંદમંદ હાસ્ય કરી બોલ્યોઃ "આજે એઓ ઉદાર થઈ ગયાં છે—આજે સૌને ગળ્યાં મોં કરાવશે."

હેમનલિનીની આ છૂપી મશ્કરી રમેશને મન અસહ્ય થઈ પડી. તેણે તરત જ નક્કી કર્યુંઃ "બીજું ગમે તેમ થાય પણ લગ્ન પછી અક્ષયની સાથે કોઈ પણ જાતનો સંબંધ ન રાખવો."

આના ત્રણચાર દિવસ પછી એક દહાડો સાંજના ચાના ટેબલ પર અક્ષયે કહ્યુંઃ "રમેશબાબુ, તમારું નામ બદલી નાખો."

રમેશ આ વિનોદના પ્રયત્નથી વધારે ચિડાઈને બોલ્યોઃ "કેમ વારુ?"

અક્ષયે વર્તમાનપત્ર ખોલીને કહ્યું: "આ જુઓ, તમારા નામનો કોઈ વિદ્યાર્થી પોતાને નામે બીજા એક માણસને બેસાડી પરીક્ષા અપાવી પાસ થઈ ગયો હતો, તે એકાએક પકડાઈ ગયો છે."

હેમનલિની જાણતી હતી કે રમેશ મોઢા ઉપર જવાબ આપી શકતો નથી—એટલે અત્યાર સુધી અક્ષયે રમેશને જેટલા બોલ સંભળાવ્યા હતા તેના જવાબ તે આપતી આવી હતી. આજે પણ તેનાથી રહેવાયું નહિ. ગુપ્ત ક્રોધનાં ચિહ્નો દબાવી સહેજ હસી તે બોલી: "અક્ષય નામના કેટલાય માણસો જેલમાં પડ્યા હશે."

અક્ષય બોલ્યો: "આ જુઓ, મિત્રભાવે સાચી સલાહ આપીએ ત્યારે તમે લોકો ચિડાઈ જાઓ છો. તો હવે આખો ઇતિહાસ કહું. તમને તો ખબર છે કે મારી નાની બહેન શરત બાલિકાવિદ્યાલયમાં ભણવા જાય છે. તેણે કાલે સાંજે આવીને કહ્યું: 'મોટાભાઈ, તમારા રમેશબાબુની વહુ અમારી નિશાળમાં ભણે છે.' મેં કહ્યું: 'જા, જા, ગાંડી! આપણા રમેશબાબુ સિવાય બીજા રમેશબાબુ દુનિયામાં હશે જ નહિ!' શરત બોલી: 'તે ગમે તે હોય, પણ તેઓ પોતાની સ્ત્રી ઉપર ભારે જુલમ કરે છે. રજામાં લગભગ બધી જ છોકરીઓ ઘેર જવાની છે—પણ તેમણે પોતાની વહુને બોર્ડિંગમાં રાખવાની ગોઠવણ કરી છે. તે બિચારી રડીરડીને આંસુ ખુટાડે છે.' મને તરત જ વિચાર આવ્યો કે આ વાત બરાબર નથી, શરતે જેમ ભૂલ કરી તેમ બીજા પણ કદાચ ભૂલ કરી બેસે!"

અન્નદાબાબુ હસી પડીને બોલ્યા: "અક્ષય, તું કંઈ ગાંડો થયો છે કે શું? કોણ જાણે કયા રમેશની વહુ નિશાળમાં ભણતી હશે અને રડતી હશે, એટલા માટે આપણા રમેશે શું કામ નામ બદલવું?"

એવામાં રમેશ એકાએક ફિક્કે ચહેરે ઓરડામાંથી ઊઠીને ચાલ્યો ગયો. અક્ષય બોલી ઊઠ્યો: "આ શું રમેશબાબુ? તમે

ગુસ્સે થઈને ચાલ્યા જાઓ છો કે શું? જુઓ, તમે શું એમ માનો છો કે મને તમારા ઉપર વહેમ છે?" એમ કહીને રમેશની પાછળપાછળ તે પણ ગયો.

અન્નદાબાબુ બોલ્યા: "આ છે શું?"

હેમનલિની રડી પડી. અન્નદાબાબુ હાંફળાહાંફળા બનીને બોલ્યા: "આ શું કરે છે હેમ, રડે છે શું કરવા?"

તે ધ્રૂસકે ધ્રૂસકે રડતી રડતી બોલી: "બાપુ, અક્ષયબાબુનો ભારે વાંક કહેવાય! શા માટે એઓ આપણા ઘરમાં કોઈ ભદ્ર લોકનું અપમાન કરે છે?"

અન્નદાબાબુ બોલ્યા: "અક્ષય મશ્કરીમાં કંઈક બોલ્યો, એમાં એટલા બધા ગભરાવાની શી જરૂર છે?"

"આવી મશ્કરી અસહ્ય છે!" એમ કહીને હેમનલિની ઉતાવળે પગલે ઉપર ચાલી ગઈ.

આ વખતે કલકત્તા આવ્યો ત્યારથી રમેશ કમલાના સ્વામીની શોધ કરતો હતો. મહામહેનતે ધોબાપુકુર ક્યાં આવ્યું તે શોધી કાઢી કમલાના મામા તારિણીચરણને તેણે એક કાગળ લખ્યો હતો.

ઉપલા બનાવને બીજે જ દિવસે સવારે રમેશને તે પત્રનો જવાબ મળ્યો. તારિણીચરણે લખ્યું હતું: "અકસ્માત થયા પછી તેમના જમાઈ શ્રીમાન નલિનાક્ષના કશા જ ખબર મળ્યા નથી. રંગપુરમાં તેઓ ડૉક્ટરનો ધંધો કરતા હતા. ત્યાં કાગળ લખ્યો તો તારિણીચરણને માલૂમ પડયું કે ત્યાં પણ આજ સુધી કોઈને એમની કશી ખબર મળી નથી. તેમના જન્મસ્થાનની તારિણીચરણને ખબર નહોતી."

કમલાના સ્વામી નલિનાક્ષ જીવતા છે, એ આશા રમેશના મનમાંથી તદ્દન ઊડી ગઈ.

સવારમાં રમેશના હાથમાં બીજા પણ અનેક પત્રો આવી

પડયા. લગ્નની ખબર પડતાં તેનાં સગાંવહાલાં અને ઓળખીતાં ઘણાં માણસોએ તેને અભિનંદનપત્રો લખ્યા હતા. કોઈકે ભોજનની માગણી કરી હતી, તો કોઈકે વળી બધી વાત આજ સુધી છૂપી રાખવા માટે તેને ઠપકો આપ્યો હતો.

એવામાં અન્નદાબાબુને ઘેરથી ચાકર એક પત્ર રમેશના હાથમાં આપી ગયો. અક્ષર જોતાં જ રમેશબાબુનું હૈયું ફફડવા લાગ્યું.

પત્ર હેમનલિનીનો હતો. રમેશે માન્યું, અક્ષયની વાત સાંભળીને હેમનલિનીના મનમાં વહેમ આવ્યો હશે, અને તે દૂર કરવા માટે તેણે રમેશને પત્ર લખ્યો હશે.

પત્ર ખોલીને જોયો, તેમાં માત્ર આટલા જ શબ્દો લખેલા હતા:

"અક્ષયબાબુએ કાલે તમને ભારે અન્યાય કર્યો છે. મે ધાર્યું હતું કે તમો આજે સવારમાં જ આવશો. કેમ ન આવ્યા ? તમે અક્ષય-બાબુની વાત શું કરવા આટલી બધી મનમાં આણો છો? તમે તો જાણો છો કે હું તેમના બોલને ગાંઠતી જ નથી. તમે આજે વહેલા આવજો—હું આજે ભરત ઊંચું મૂકી દઈશ."

આટલા શબ્દોમાં પણ હેમનલિનીના સાંત્વનાસુધાભર્યા કોમલ હૃદયની લાગણી જોઈને રમેશની આંખો ભરાઈ ગઇ. રમેશ સમજી ગયો કે કાલથી જ હેમનલિની રમેશની વેદના શાંત કરવા માટે વ્યગ્ર હૃદયે રાહ જોઈ રહી છે. એમ ને એમ રાત ગઈ. સવાર ગઈ. આખરે ન રહેવાયું ત્યારે આ પત્ર લખ્યો.

રમેશ કાલથી વિચાર કર્યા કરતો હતો કે હવે વિલંબ કર્યા વિના હેમનલિનીને બધી વાત ખુલ્લેખુલ્લી કહેવાની જરૂર ઊભી થઈ છે. પણ કાલના બનાવ પછી કહેવું મુશ્કેલ થઈ પડયું હતું. હવે તો ગુનો પકડાઈ ગયો એટલે ખુલાસો કરવા પ્રયત્ન કરે છે એવું જ બરાબર લાગશે. એટલું જ નહિ પણ અક્ષયનો પણ કંઈક અંશે વિજય થશે, એ પણ અસહ્ય હતું.

રમેશ વિચાર કરવા લાગ્યોઃ કમલાનો પતિ બીજો કોઈ રમેશ છે એમ જ અક્ષય તો માને છે—નહિ તો તે અત્યાર સુધી માત્ર સૂચના કરીને જ નહિ બેસી રહેત. આખો મહોલ્લો ગજાવી મૂકત. એટલે હવે ગમે તે કંઈ ઉપાય કરવો જોઈએ.

એવામાં ટપાલમાં બીજો એક પત્ર આવ્યો. રમેશે ઉઘાડીને જોયું તો તે પત્ર સ્ત્રીવિદ્યાલયની મુખ્ય શિક્ષિકાનો હતો. તેમણે લખ્યું હતુંઃ "કમલા ખૂબ રડરડ કરે છે. આ સ્થિતિમાં તેને રજાના દિવસોમાં વિદ્યાલયની બોર્ડિંગમાં રાખવી મને યોગ્ય લાગતું નથી. આવતે શનિવારે નિશાળ ચાલુ છે. પછીથી રજા પડવાની છે. તેવખતે તેને વિદ્યાલયમાંથી ઘેર લઈ જવાની ગોઠવણ કરવી જોઈશે."

આવતે રવિવારે કમલાને વિદ્યાલયમાંથી લઈ આવવી પડવાની! આવતે રવિવારે જ રમેશનાં લગ્ન હતાં!

"રમેશબાબુ, મને માફ કરજો" કહેતો અક્ષય ઓરડામાં દાખલ થયો. તે બોલ્યોઃ "આવી સામાન્ય મશ્કરીથી તમે આટલા બધા ચિડાઈ જશો એવું આગળથી જાણતો હોત તો હું એ શબ્દો બોલ્યો જ ન હોત. મશ્કરીમાં કંઈક સત્ય હોય તો જ લોકો ચિડાઈ જાય છે, પણ જે વાત તદ્દન પાયાવગરની છે, તેનાથી તમે બધાંના દેખતાં કેમ ગુસ્સે થઈ ગયા? અન્નદાબાબુ તો કાલથી મને ઠપકો આપ્યા કરે છે—હેમનલિનીએ તો મારી સાથે બોલવાનું બંધ કરી દીધું છે. આજ સવારે તેમને ત્યાં ગયો હતો. તેઓ તો ઓરડામાંથી ચાલ્યાં જ ગયાં. મેં એવો શો વાંક કર્યો હતો, કહો વારું?"

રમેશ બોલ્યોઃ "એ બધાનો નિર્ણય વખત આવ્યે થઈ રહેશે. હમણાં મને માફ કરજો—મારે એક ખાસ કામ છે."

અક્ષયઃ ઢોલીને બાનું આપવા જાઓ છો કે શું? વખત પણ હવે ઓછો રહ્યો છે. હું તમારા શુભકર્મમાં અડચણ નહિ નાખું. આ ચાલ્યો.

અક્ષય ચાલ્યો ગયો ત્યારપછી રમેશ અન્નદાબાબુને ઘેર પહોંચ્યો. ઘરમાં પેસતાં જ તેને હેમનલિની મળી. આજે રમેશ વહેલો આવશે એવી ખાતરી રાખી હેમનલિની તૈયાર થઈ ને બેઠી હતી. પોતાનું ભરતનું સાહિત્ય ઘડી કરીને રૂમાલમાં બાંધીને ટેબલ ઉપર મૂકી રાખ્યું હતું. પાસે હારમોનિયમ હતું. આજે થોડું સંગીત ચાલશે એવી તેને આશા હતી! તે ઉપરાંત અવ્યક્ત સંગીત તો હતું જ!

રમેશ ખંડમાં દાખલ થતાં જ હેમનલિનીના મોં ઉપર એક પ્રકારનું ઉજ્જવલ કોમળ તેજ આવ્યું. પણ એ તેજ ક્ષણમાં જ ઝાંખું પડી ગયું, કારણ રમેશે બીજું કંઈ પણ બોલ્યા પહેલાં પહેલો જ પ્રશ્ન એ કર્યો કે અન્નદાબાબુ ક્યાં છે?

હેમનલિનીએ જવાબ આપ્યોઃ "બાપુ તેમના દીવાનખાનામાં બેઠા છે. કેમ? તેમનું કંઈ અત્યારે જ કામ છે? તેઓ તો ચા પીવાની વખતે નીચે આવશે જ."

રમેશઃ ના, મારે ખાસ કામ છે. હવે મોડું કર્યે નહિ ચાલે.

હેમનલિનીઃ તો જાઓ, તેઓ દીવાનખાનામાં જ બેઠા છે.

રમેશ ચાલ્યો ગયો. કામ છે! દુનિયામાં માત્ર કામને વિલંબ ચાલતો નથી! અને પ્રેમને જ બારણાંબહાર ફુરસદની રાહ જોતાં બેસી રહેવું પડે છે.

શરદના આ સ્વચ્છ દિવસે જાણે નિશ્વાસ નાખીને પોતાના આનંદભંડારનો સોનાનો દરવાજો બંધ કરી દીધો. હેમનલિની હારમોનિયમ પાસેથી ખુરસી ખસેડી લઈ ને ટેબલ આગળ બેસી એકચિત્તે ભરવા મંડી. સોય ભોંકાવા લાગી—માત્ર બહાર જ નહિ, અંતરમાં પણ. રમેશનું કામ પણ વહેલું પૂરું ન થયું. કામ રાજાની પેઠે પોતાનો પૂરો વખત લે છે—અને પ્રેમ કંગાળ ભિખારી છે!

## ૧૪

રમેશ અન્નદાબાબુના ખંડમાં દાખલ થયો, તે વખતે અન્નદાબાબુ મોં ઉપર વર્તમાનપત્ર ઢાંકીને આરામ ખુરસી પર પડ્યા પડ્યા ઊંઘતા હતા. રમેશે અંદર દાખલ થઈ, ઉધરસ ખાધી એટલે તેઓ ચમક્યા, ઊઠ્યા અને વર્તમાનપત્ર ઊંચું કરી બોલ્યાઃ " જોયું રમેશ, આ વખતે કૉલેરાથી કેટલાં માણસો મરી ગયાં તે."

રમેશ બોલ્યોઃ " લગ્ન હમણાં થોડા દિવસ બંધ રાખવાં પડશે—મારે જરૂરી કામ છે."

અન્નદાબાબુના મગજમાંથી શહેરના મરણના આંકડા એકદમ અલોપ થઈ ગયા. પળવાર રમેશના મોં તરફ જોઈને બોલ્યાઃ " તું આ શું બોલે છે, રમેશ? નિમંત્રણ દેવાઈ ચૂક્યાં છે તેનું શું?"

રમેશે કહ્યું: " આ રવિવાર પછીના રવિવારે દિવસ પાછો ઠેલ્યો છે એવા પત્રો આજે જ વહેંચાવી શકાય!"

અન્નદાઃ રમેશ, તેં મને ભારે નવાઈમાં નાખ્યો! એ તે કાંઈ મુકદમો છે કે તને ફાવે તેમ દિવસ પાછો ઠેલી મુલતવી રાખ્યા કરાય! તારે શું કામ છે કહે!

રમેશ: એ બહુ જ અગત્યનું કામ છે, મોડું કર્યે ચાલે એમ નથી.

અન્નદાબાબુ વાવાઝોડાથી કેળ પડી જાય એમ ખુરસી ઉપર ઢળી પડ્યા. બોલ્યા: "મોડું કર્યે ચાલે એમ નથી! બહુ સારું, ઉત્તમ વાત. હવે તારે જે કરવું હોય તે કરજે! નિમંત્રણો પાછાં ખેંચી લેવાની તને જે ગોઠવણ સૂઝે તે કરજે! લોકો જ્યારે મને પૂછશે ત્યારે હું તો કહીશ,—હું એમાંનું કશું જાણતો નથી, એને શું જરૂરી છે તે તે જ જાણે, અને એને ક્યારે સગવડભર્યું થશે એ પણ તે જ કહી શકે!"

રમેશ જવાબ આપ્યા વગર નીચું જોઈને બેસી રહ્યો. અન્નદાબાબુ બોલ્યા: "હેમનલિનીને બધી વાત કહી ને?"

રમેશ: ના, તેઓ હજી જાણતાં નથી.

અન્નદા: તેણે તો જાણવું જ જોઈએ. કંઈ તારા એકલાનાં લગ્ન નથી.

રમેશ: પહેલાં તમને જણાવી પછી તેમને જણાવવાનું મેં નક્કી કર્યું હતું.

અન્નદાબાબુએ બૂમ પાડી: "હેમ, હેમ!"

હેમનલિની અંદર આવી બોલી: "શું બાપુ!"

અન્નદા: રમેશ કહે છે, એમને કંઈક અગત્યનું કામ આવી પડ્યું છે, હમણાં એમને લગ્ન કરવાની ફુરસદ નહિ મળે!

હેમનલિનીએ ફિક્કે મોઢે એકવાર રમેશ તરફ જોયું. રમેશ અપરાધીની પેઠે નિરુત્તર બેસી રહ્યો.

હેમનલિનીને આ ખબર આવી રીતે આપવામાં આવશે એવું એણે ધાર્યું નહોતું. અપ્રિય ખબર એકાએક આમ છેક કઠોર રીતે કહેવાથી હેમનલિનીને કેવો જીવલેણ આઘાત પહોંચ્યો હશે, એ રમેશ પોતાના દુઃખી અંતઃકરણમાં પૂરેપૂરું સમજી

શક્યો. પણ જે તીર એકવાર ફેંકાયું તે પાછું ફરતું નથી. રમેશ જાણે સ્પષ્ટ જોઈ શક્યો કે એ નિષ્ઠુર તીર જઈને હેમનલિનીના હૈયામાં વચ્ચોવચ ભોંકાયું !

હવે વાત કોઈ પણ ઉપાયે હળવી કરી શકાય એવું રહ્યું નહિ. બધું જ સાચું—લગ્ન અત્યારે મુલતવી રાખવાં પડશે, રમેશને ખાસ કામ છે, શું કામ છે તે પણ એ કહેવા ઇચ્છતો નથી. આના ઉપર હવે નવી ટિપ્પણી શી હોઈ શકે !

અન્નદાબાબુએ હેમનલિની તરફ જોઈને કહ્યું: "તમારું જ એ જાણવું કામ છે, હવે તમે જ એનો ગમે તે ફેંસલો કરી લો."

હેમનલિની નીચું જોઈ બોલી: "બાપુ, હું આમાં કશું જ જાણતી નથી !" એટલું કહી વાવાઝોડા વખતના વાદળાં ઉપરનો સૂર્યાસ્તનો મ્લાન પ્રકાશ જેમ ઊડી જાય છે, તેમ તે ચાલી ગઈ.

અન્નદાબાબુ છાપું મોં પર મૂકીને પડી રહેવાનો ઢોંગ કરી વિચાર કરવા લાગ્યા. રમેશ નિસ્તબ્ધ થઈને બેસી રહ્યો.

એકાએક રમેશ એકવાર ચમકી ઊઠ્યો અને ચાલ્યો ગયો. મોટા દીવાનખાનામાં જઈને જુએ છે તો હેમનલિની બારી આગળ મૂંગે મોઢે ઊભી છે. તેની નજર આગળ પૂજાની રજા માણતું કલકત્તા, ભરતીભરી નદીની પેઠે રસ્તે રસ્તે અને ગલીએ ગલીએ ધસમસતા વિશાળ જનપ્રવાહના ચાંચલ્ય અને ઘોંઘાટથી ગાજી રહ્યું છે.

રમેશની તેની પાસે જવાની એકાએક હિંમત ન ચાલી. પાછળથી થોડી વાર સુધી સ્થિર નજરે તેને જોવા લાગ્યો. શરદના પાછલા પહોરના પ્રકાશમાં બારીમાં ઊભેલી આ સ્તબ્ધ મૂર્તિએ રમેશના ચિત્તમાં એક ચિરસ્થાયી છબી આંકી દીધી ! એ સુકુમાર કપોલનો થોડો ભાગ, એ જતનપૂર્વક બાંધેલા ચોટલાની છટા, એ ડોક ઉપરના કોમલવિરલ કેશ, તેની નીચેથી સહેજ

ચમકતો સોનાનો હાર, ડાબે ખભેથી લટકતા પાલવનો વળાંક લેતો છેડો, એ બધુંય તેના પીડિત ચિત્તમાં રેખાઓ કોતરી કોતરીને બેસી ગયું.

રમેશ આસ્તેઆસ્તે હેમનલિનીની પાસે આવીને ઊભો. હેમનલિની રમેશના કરતાં રસ્તા પરનાં માણસો વિષે વધારે ઔત્સુકય અનુભવવા લાગી. રમેશ ગદ્‌ગદ કંઠે બોલ્યો: " તમારી પાસે મારી એક માગણી છે."

રમેશના અવાજથી ઊભરાતી વેદનાનો આઘાત પામી ક્ષણમાં હેમનલિનીનું મોં ફરી ગયું. રમેશ બોલી ઊઠયો: " તું મારા ઉપર અવિશ્વાસ આણીશ નહિ!" રમેશે આ પહેલી જ વાર હેમનલિનીને 'તું' કહીને સંબોધી. " તું મને એટલું કહે, તું મારા ઉપર કદી પણ અવિશ્વાસ નહિ રાખે. હું પણ અંતર્યામીને સાક્ષી રાખીને કહું છું કે તારી આગળ હું કદી અવિશ્વાસુ નહિ બનું!"

રમેશથી આગળ બોલાયું નહિ. તેની આંખના ખૂણામાં આંસુ દેખાવા લાગ્યાં. પછી હેમનલિનીએ પોતાનાં સ્નિગ્ધ કરુણ નયનો ઊંચાં કરી રમેશના મોં ઉપર સ્થિર કર્યાં. ત્યારપછી એકાએક આંસુની ધારાઓ હેમનલિનીના ગાલોને ભીંજવતી વહેવા લાગી. જોતજોતામાં તે એકાંત બારી આગળ બંને વચ્ચે એક વાકયહીન શાંતિ અને સાંત્વનાનું સ્વર્ગ રચાઈ ગયું.

થોડી વાર સુધી એ અશ્રુમગ્ન સુગભીર મૌનમાં હૃદયને નિમગ્ન રાખી આરામનો એક દીર્ઘ નિશ્વાસ નાખી રમેશ બોલ્યો: " હું શા માટે હમણાં અઠવાડિયા સુધી લગ્ન મુલતવી રાખવા કહું છું, એનું કારણ તારે જાણવું છે?"

હેમનલિનીએ માથું ધુણાવી કહ્યું કે મારે જાણવું નથી.

રમેશ બોલ્યો: " લગ્ન પછી હું તને બધી વાત ખુલ્લેખુલ્લી કહીશ."

આ શબ્દોથી હેમનલિનીના કપોલ ઉપર જરા લાલી પ્રસરી ગઈ.

આજે ભોજન પછી હેમનલિની રમેશની સાથે મિલન થશે એવી આશાએ ઉત્સુકચિત્તે શણગાર સજતી હતી, ત્યારે તે જાત-જાતના વિનોદનાં, ખાનગી મસલતોનાં અને ઝીણાંઝીણાં સુખનાં ચિત્રોની કલ્પના કરી રહી હતી. પરંતુ આ થોડી જ ક્ષણોમાં બંને હૃદયો વચ્ચે વિશ્વાસની માળાની જે અદલીબદલી થઈ ગઈ,—આ જે અશ્રુજલ વહી ગયું, વાતચીત લગારે ન થઈ, થોડીવાર બંને જણ અડોઅડ ઊભાં રહ્યાં—એનો ગાઢ આનંદ, એની ગભીર શાંતિ, એનું પરમ સમાધાન તે કલ્પી પણ નહોતી શકી.

હેમનલિની બોલીઃ "તમે એકવાર બાપુ પાસે જાઓ, તેઓ ચિડાઈ ગયેલા છે."

રમેશ પ્રફુલ્લ ચિત્તે સંસારના નાનામોટા આઘાતો છાતી પર ઝીલી લેવા ચાલ્યો ગયો.

## ૧૫

અન્નદાબાબુએ રમેશને ફરી પાછો ખંડમાં આવતો જોઈ ઉદ્વેગપૂર્વક તેના તરફ જોયું.

રમેશ બોલ્યો : " આમંત્રણની યાદી જો મારા હાથમાં આપો, તો દિવસ બદલ્યાના પત્રો આજે જ રવાના કરી દઉં. "

અન્નદાબાબુએ કહ્યું : " તો પછી દિવસ બદલવાનું જ નક્કી થયું ? "

રમેશે કહ્યું : " હા, બીજો કંઈ ઉપાય દેખાતો નથી. "

અન્નદાબાબુએ કહ્યું : ' જો ભાઈ, તો પછી હું આમાં કંઈ ન જાણું. જે કાંઈ બંદોબસ્ત કરવાનો હોય તે તું જ કરજે. મારાથી લોક નહિ હસાવાય. લગ્ન જેવી વસ્તુને પોતાની મરજી મુજબ છોકરાની રમત જેવી કરી મૂકો, તો મારા જેવા વયોવૃદ્ધ માણસો એમાં ન હોય એ જ સારું. આ લે તારી આમંત્રણની યાદી. અત્યાર સુધીમાં મેં પુષ્કળ ખર્ચ કરી પણ નાખ્યો છે. તે ઘણો-ખરો નકામો જવાનો. આમ વારેવારે રૂપિયા પાણીમાં નાખવા જેવી મારી સ્થિતિ નથી. "

રમેશ બધો ખર્ચ અને વ્યવસ્થાનો ભાર પોતાને માથે લેવા તૈયાર થયો. તે ઊઠવાની તૈયારી કરતો હતો એવામાં અન્નદાબાબુ

બોલ્યા : "રમેશ, લગ્ન પછી તું ક્યાં પ્રેક્ટિસ કરવાનો છે? કંઈ નક્કી કર્યું છે? કલકત્તામાં જ ને?"

રમેશે કહ્યું : "ના. પશ્ચિમમાં કોઈ સારી જગ્યા શોધું છું."

અન્નદાબાબુ: એ જ સારું. પશ્ચિમમાં જ સારું પડશે. ઇટાવા કંઈ ખરાબ નથી. ત્યાંનું પાણી પચવામાં ખૂબ ઉત્તમ છે. હું ત્યાં મહિનોક રહ્યો હતો. તે એક મહિનામાં તો મારો આહાર ડબલ વધી ગયો હતો. જો ભાઈ, દુનિયામાં મારી આ એકની એક દીકરી છે. હું જો હંમેશાં એની પાસે ન રહું તો તે પણ સુખી ન થાય, મને પણ નિરાંત ન વળે. એટલે મારી ઇચ્છા એવી છે કે તારે કોઈ સારાં હવાપાણીવાળી જગ્યા શોધી કાઢવી.

અન્નદાબાબુ રમેશનો એક અપરાધ હાથ આવતાં, એ બહાને પોતાની મોટીમોટી માગણીઓ રજૂ કરવા લાગ્યા. એ વખતે તેમણે રમેશને ઇટાવાને બદલે ગારો કે ચેરાપુંજીનું કહ્યું હોત, તોયે તે તરત જ તૈયાર થઈ ગયો હોત. તે બોલ્યો : "જેવી આજ્ઞા, હું ઇટાવામાં જ પ્રેક્ટિસ કરીશ." એમ કહીને રમેશ આમંત્રણ પાછાં ખેંચી લેવાનું કામ માથે લઈને ઊપડી ગયો.

થોડી જ વારમાં અક્ષય ખંડમાં આવ્યો, એટલે અન્નદાબાબુ બોલ્યા : "રમેશે તેના લગ્નનો દિવસ એક અઠવાડિયું પાછળ ઠેલ્યો!"

અક્ષય: ના, ના; આપ શું કહો છો! એ તે કદી બને? પરમ દિવસે તો લગ્ન!

અન્નદા: બનવું તો ન જ જોઈએ. સામાન્ય માણસોમાં આવું નથી બનતું. આજકાલ તમે લોકો એવું લઈ બેઠા છો કે બધુંય બને.

અક્ષય મોં ખૂબ ગંભીર કરીને આડંબરપૂર્વક વિચાર કરવા લાગ્યો. થોડી વાર પછી બોલ્યો : "તમે જેને એકવાર સારો

મૂરતિયો ઠરાવ્યો હોય તેને વિષે પછી આંખો બંધ જ કરીને રહો છો. દીકરીને જેના હાથમાં સદાને માટે દેવા તયાર થયા છો, તેને વિષે સારી પેઠે તરતપાસ કરવી જોઈએ. સ્વર્ગનો દેવ હોય તોયે શું થયું? ચેતતો નર સદા સુખી.”

અન્નદા: રમેશ જેવા છોકરા ઉપર પણ જો વહેમ રાખીને ચાલવું પડે તો તો દુનિયામાં કોઈની પણ સાથે સંબંધ જ ન રાખી શકાય.

અક્ષય: વારું. આ દિવસ પાછો ઠેલે છે, એનું કંઈ કારણ રમેશબાબુએ આપ્યું છે?

અન્નદાબાબુ માથે હાથ ફેરવતા ફેરવતા બોલ્યા: “ ના, કારણ તો કંઈ કહ્યું નથી. પૂછીએ છીએ ત્યારે કહે છે કે ખૂબ જરૂરી કામ છે.”

અક્ષય મોં ફેરવી લઈને ફક્ત જરા હસ્યો. ત્યારપછી બોલ્યો: “ મને લાગે છે કે તમારી છોકરીને રમેશે જરૂર કંઈક કારણ કહ્યું જ હશે.”

અન્નદા: સંભવ છે.

અક્ષય: તેમને બોલાવી પૂછી જોયું હોય તો સારું નહિ?

“ સાચી વાત છે,” કહીને અન્નદાબાબુએ ઊંચે સાદે હેમનલિનીને બૂમ પાડી. હેમનલિની ઘરમાં પેસતાં જ અક્ષયને જોઈને તેના બાપ પાસે જઈને એવી રીતે ઊભી રહી કે અક્ષય તેનું મોં ન જોઈ શકે.

અન્નદાબાબુએ પૂછ્યું: “ લગ્નનો દિવસ એકાએક પાછો ઠેલ્યો, એનું કારણ કંઈ રમેશે તને કહ્યું છે?”

હેમનલિનીએ માથું ધુણાવી કહ્યું: “ ના.”

અન્નદાબાબુ: તેં તેને કારણ પૂછ્યું નહોતું?

હેમનલિની: ના.

અન્નદાબાબુઃ નવાઈની વાત છે! જેવો રમેશ તેવી જ તું! તેણે આવીને કહ્યું: ' મને હમણાં પરણવાની ફુરસદ નથી. ' એટલે તેં પણ કહ્યું: ' બહુ સારું, વળી કોઈ દિવસ થઈ રહેશે. ' બસ, બીજીત્રીજી વાતચીત જ નહિ.

અક્ષયે હેમનલિનીનો પક્ષ લઈને કહ્યું: " કોઈ માણસ જ્યારે ખુલ્લી રીતે જ કારણ છૂપું રાખતો હોય, ત્યારે તેને એ સંબંધે કંઈ પૂછવુ એ સારું દેખાય? જો કંઈ કહેવા જેવું હોત, તો તો રમેશબાબુ જાતે જ કહેત ! "

હેમનલિનીનું મોં લાલ થઈ ગયું. તે બોલી: " આ સંબંધે મારે બહારના માણસની કંઈ વાત સાંભળવી નથી. જે થયું છે એથી મારા મનમાં લગારે દુઃખ થયું નથી. "

એટલું બોલીને હેમનલિની ઉતાવળે પગલે બહાર ચાલી ગઈ. અક્ષય ભોંઠા પડેલા મોં ઉપર એળેએળે હાસ્ય લાવી બોલ્યો: "દુનિયામાં મિત્રના કાર્યમાં સૌથી વધુ લાંછના હોય છે. એટલે જ હું મિત્રતાનું ગૌરવ વધારે માનું છું. તમે મારી ઘૃણા કરો છો, મને ગાળ દો છો, પણ રમેશ ઉપર વહેમ આણવો એ જ મને મિત્રકાર્ય લાગે છે. તમારા ઉપર કંઈ પણ આફત આવે એવું મને દેખાય છે ત્યાં હું નિશ્ચિત રહી શકતો નથી. મારી એ મોટી નબળાઈ છે, એ મારે કબૂલ કરવું જ જોઈએ. ગમે તેમ હો, યોગેન તો કાલે જ આવવાનો છે, તે પણ બધું જાણી જોઈ પોતાની બહેનને વિષે નચિંત બને તો આ વિષયે પછી હું કંઈ જ બોલીશ નહિ. "

રમેશના આચરણ સંબંધે પ્રશ્ન કરવાનો વખત આવ્યો છે, એ વાત અન્નદાબાબુ બિલકુલ સમજ્યા જ નહોતા, એમ નહોતું; પરંતુ જે વસ્તુ દૃષ્ટિથી દૂર છે, તેને જોરપૂર્વક ડોળવાથી

તેમાંથી એકાએક કંઈ આફત ઊભી થવાની બીકે તેઓ સ્વાભાવિક રીતે જ એ સંબંધે કશી ઉત્કંઠા ધરાવતા નહોતા.

અક્ષય ઉપર તેમને ગુસ્સો ચડ્યો. તેમણે કહ્યું: "અક્ષય, તારો સ્વભાવ ખૂબ વહેમી છે! પુરાવો મળ્યા વિના શા માટે તું—?"

અક્ષયને પોતા ઉપર કાબૂ રાખતાં આવડતો હતો, પરંતુ ઉપરાઉપરી હુમલા થવાને લીધે આજે તેની ધીરજ ખૂટી ગઈ. તે ઉશ્કેરાઈ જઈને બોલ્યો: "જુઓ અન્નદાબાબુ, મારામાં ઘણા દોષ છે! હું સત્પાત્રની ઈર્ષ્યા કરું છું, હું સારા માણસ ઉપર વહેમ આણું છું. ભદ્રલોકોની છોકરીઓને ફિલૉસોફી ભણાવવા જેટલું હું ભણ્યો નથી, અને તેમની સાથે કાવ્યચર્ચા કરવાની પણ મારી હિંમત ચાલતી નથી—હું સાધારણ માણસોમાંનો જ એક છું—પણ હું સદા તમારા પ્રત્યે સ્નેહ રાખતો આવ્યો છું, આપના પ્રત્યે મને મમતા છે. રમેશબાબુની સાથે બીજી કોઈ પણ બાબતમાં મારી સરખામણી થઈ શકે એમ નથી—પણ મને એટલી એક વાતનું અભિમાન છે કે તમારી આગળ મેં કશું કદી છુપાવ્યું નથી! તમારી આગળ મારી બધી દીનતા પ્રગટ કરી હું ભીખ માગું, પણ ખાતર પાડીને ચોરી કરવાનો મારો સ્વભાવ નથી. આનો શો અર્થ છે તે કાલે જ તમને સમજાશે."

## ૧૬

પત્રો વહેંચતાં રાત પડી ગઈ. રમેશ સૂવા ગયો, પણ ઊંઘ ન આવી. તેના મનમાં ગંગાજમનાની માફક ધોળા અને કાળા બંને રંગના વિચારપ્રવાહ વહેતા હતા. બંનેના કલ્લોલ એકીસાથે ભેગા થઈને તેની વિશ્રામની ક્ષણને ગજાવી મૂકતા હતા.

કેટલીકવાર પાસાં બદલી તે ઊઠી પડ્યો. બારી પાસે ઊભા રહી જોયું તો તેમની જનશૂન્ય ગલીની એક બાજુએ ઘરોની છાયા, અને બીજી બાજુએ ઊજળી ચાંદની હતી.

રમેશ સ્તબ્ધ થઈને ઊભો રહ્યો. જે નિત્ય છે, જે શાંત છે, જે વિશ્વવ્યાપી છે, જેમાં દ્વંદ્વ નથી, દ્વિધા નથી,— રમેશની સમસ્ત અંતઃપ્રકૃતિ વિગલિત થઈને તેમાં ભળી ગઈ. જે શબ્દવિહીન, સીમાવિહીન મહાલોકના નેપથ્યમાંથી આદિકાળથી જન્મ અને મૃત્યુ, કર્મ અને વિશ્રામ, આરંભ અને અવસાન કોક અશ્રુત સંગીતના અવનવા તાલે વિશ્વરંગભૂમિમાં પ્રવેશ કરે છે, તેજ પ્રકાશ અને અંધકારની પારના દેશમાંથી નરનારીના યુગલપ્રેમને આ નક્ષત્રરૂપી દીવાઓથી પ્રકાશિત બ્રહ્માંડમાં આવિર્ભૂત થતો રમેશે જોયો.

રમેશ ધીમેધીમે અગાશીમાં ગયો. અન્નદાબાબુના ઘર તરફ નજર નાખી. બધુંય શાંત હતું. ઘરની દીવાલ ઉપર, કાર્નિશ નીચે, બારીબારણાંની ખાંચમાં, ચૂનો ઊખડી ગયેલી ભીંત ઉપર--ચાંદની અને છાયા વિચિત્ર આકારની રેખાઓ દોરી રહી હતી.

આ તે કેવું આશ્ચર્ય ! આ જનપૂર્ણ આગારમાં પેલા સામાન્ય ઘરની અંદર એક માનવીવેશે આ કેવી વિસ્મયકારક વસ્તુ વસે છે ! આ રાજધાનીમાં કેટલાય વિદ્યાર્થીઓ, કેટલાય વકીલો, કેટલાય પ્રવાસીઓ અને કેટલાય રહેવાસીઓ વસે છે, તે બધામાંથી રમેશના જેવા એક સાધારણ માણસે કોણ જાણે ક્યાંથી એક દિવસ આશ્વિનના પિળચટા તડકામાંથી પેલી બારીમાં એક બાલિકાની પાસે નીરવે ઊભા રહી જીવનને અને જગતને એક અપરિસીમ આનંદમય રહસ્યમાં તરતાં જોયાં—એ તે કેવી નવાઈ ? હૃદયના ભીતરમાં અને બહાર આજે આ કયું વિસ્મય વિસ્તરી રહ્યું છે !

મોડી રાત સુધી રમેશે અગાશીમાં ફર્યા કર્યું. ધીરેધીરે કોણ જાણે ક્યારે ખંડચંદ્ર સામેના ઘરની પાછળ ઊતરી ગયો. પૃથ્વી પર રાત્રિની કાળાશ ગાઢ બની—આકાશ તે વખતે પણ વિદાયોન્મુખ પ્રકાશના આલિંગનથી પાંડુવર્ણ હતું.

રમેશનું થાકેલું શરીર ટાઢથી થથરી ઊઠ્યું. એકાએક એક આશંકા વારેવારે તેના હૃદયને પીડવા લાગી. તેને યાદ આવ્યું કે જીવનના રણક્ષેત્રમાં કાલે ફરી ઝૂઝવા બહાર પડવું પડશે. આ આકાશમાં જોકે ચિંતાની રેખા સુધ્ધાં નથી, જ્યોત્સ્નામાં પ્રયત્નનું ચાંચલ્ય નથી, રાત્રિ જોકે નિસ્તબ્ધ અને શાંત છે, વિશ્વ-પ્રકૃતિ સદા કર્મરત નક્ષત્રલોકની વચમાં ચિરવિશ્રામમાં ડૂબેલા છે—તોયે માણસના ધક્કાટાપાં અને ઝૂઝાઝૂઝીનો પાર નથી, સુખ-

દુઃખ અને બાધાવિઘ્નોથી જનસમાજ ઉપરનીચે થયાં જ કરે છે. એક તરફ અનંતની પેલી નિત્યશાંતિ, અને બીજી તરફ સંસારનો આ નિત્યસંગ્રામ—બન્ને એકીવખતે એકીસાથે શી રીતે રહી શકે! રમેશ ચિંતામગ્ન હતો છતાં પણ તેના મનમાં આ પ્રશ્ન જાગ્યો. થોડી ક્ષણ પહેલાં રમેશે વિશ્વલોકના અંતઃપુરમાં પ્રેમની જે એ શાશ્વત સંપૂર્ણ શાંત મૂર્તિ જોઈ હતી, તે પ્રેમને જ ક્ષણ પછી સંસારના સંઘર્ષમાં, જીવનની જટિલતામાં ડગલે ને પગલે મૂંઝાતો અને અથડાતો તે જોવા લાગ્યો! આમાં કયું સાચું અને કયું માયા!

## ૧૭

બીજે દિવસે સવારની ગાડીમાં યોગેન્દ્ર પશ્ચિમમાંથી પાછો આવ્યો. આજે શનિવાર છે. આવતી કાલે રવિવારે હેમનલિનીનાં લગ્ન થવાનાં છે. પણ યોગેન્દ્ર પોતાના ઘરનાં બારણાં સુધી આવ્યો તોયે તેને ઉત્સવનું નામનિશાને જણાયું નહિ. યોગેન્દ્ર એવો વિચાર કરતો કરતો આવ્યો હતો કે અત્યારે તો અમારા વરંડા ઉપર દેવદારનાં પાંદડાંનાં તોરણો બંધાવા માંડયાં હશે—પણ પાસે આવીને જોયું તો તેમનું ઘર પણ પાસેના ઘર જેવું જ શોભાહીન અને મેલું હતું. એ વચ્ચે કશો જ ફેર નહોતો.

તેને એવો ભય લાગ્યો કે રખેને કોઈ માંદુંતાતું થયું હોય! ઘરમાં દાખલ થઈને જુએ છે તો ચાના ટેબલ ઉપર તેને માટે ભોજન વગેરે તૈયાર પડયાં છે, અને અન્નદાબાબુ અરધો પીધેલો ચાનો પ્યાલો સામે મૂકી વર્તમાનપત્ર વાંચે છે.

યોગેન્દ્ર ઓરડામાં દાખલ થતાં વેંત જ બોલ્યો: "હેમને કેમ છે?"

અન્નદાબાબુ: સારું છે.

યોગેન્દ્ર: લગ્નનું શું થયું?

અન્નદાબાબુ : કાલના રવિવાર પછીના રવિવારે થશે.

યોગેન્દ્ર : કેમ ?

અન્નદાબાબુ : તે તારા મિત્રને પૂછ. રમેશે અમને માત્ર એટલું કહ્યું છે કે તેને અગત્યનું કામ છે એટલે આ રવિવારે લગ્ન બંધ રાખવાં પડશે.

યોગેન્દ્ર તેના અશક્ત બાપ ઉપર મનમાં ને મનમાં ચિડાઈને બોલ્યો: "બાપુ, હું ન હોઉં એટલે તમારે જાતજાતના ગોટાળા ઊભા થાય છે. રમેશને વળી કામ કેવું ? તે સ્વતંત્ર છે. તેને કોઈ સગું છે જ નહિ, એમ કહીએ તોયે ચાલે. જો તેને પૈસા સંબંધી કંઈ મુશ્કેલી હોય તો તે વાત ખુલ્લેખુલ્લી કહેવામાં કંઈ વાંધો નથી ! રમેશને તમે આમ સહેલમાં કેમ છોડી દીધો !"

અન્નદાબાબુ : બહુ સારું. તે કંઈ હજી નાસી ગયો નથી. તું જ તેને પૂછી જો ને.

યોગેન્દ્ર આ વાત સાંભળી તરત જ પ્યાલો ગરમ ચા ઝટ-પટ પૂરી કરી બહાર ચાલ્યો ગયો.

અન્નદાબાબુએ કહ્યું: "અરે ! ઓ યોગેન ! આટલી બધી ઉતાવળ શી છે ! તેં તો ખાધુંયે નહિ !"

એ શબ્દો યોગેન્દ્રને કાને પહોંચ્યા નહિ. તે રમેશના ઘરમાં પેસી ધમધમ કરતો ઉપર ચડી ગયો. "રમેશ ! રમેશ ! રમેશ !" કશો જવાબ ન આવ્યો. ઓરડે ઓરડે શોધી વળ્યો. રમેશ સૂવાના ખંડમાં નહોતો, બેસવાના ખંડમાં નહોતો, અગાશીમાં નહોતો, પહેલે માળે નહોતો. બૂમ બૂમ પાડી થાક્યા પછી નોકરને શોધી કાઢી પૂછ્યું: "બાબુ ક્યાં છે ?"

નોકરે કહ્યું: "બાબુ તો મળસકેના બહાર ગયા છે."

યોગેન્દ્ર : ક્યારે આવશે ?

નોકરે જણાવ્યું: "બાબુ તેમનાં થોડાં કપડાં લઈને ચાલ્યા

ગયા છે. કહી ગયા છે, કે પાછા આવતાં ચારપાંચ દિવસ વાર લાગશે. ક્યાં ગયા છે, મને ખબર નથી."

યોગેન્દ્ર ગંભીર બનીને ચાના ટેબલ આગળ પાછો આવ્યો. અન્નદાબાબુએ પૂછ્યું: "શું થયું?"

યોગેન્દ્રે ચિડાઈને કહ્યું: "શું થવાનું હતું? જેની સાથે દહાડો ઊગતાં દીકરીનાં લગ્ન કરવાના છો, તેને શું કામ પડ્યું છે, તે ક્યારે અને ક્યાં હોય છે, તેનીયે તમે કશી ખબર રાખતા નથી! અને તમારા ઘર પાસે જ તેનું ઘર છે!"

અન્નદાબાબુ બોલ્યા: "કેમ કાલે રાતે તો રમેશ એ ઘરમાં જ હતો."

યોગેન્દ્રે ઉશ્કેરાઈ જઈને કહ્યું: "તમને ખબર નથી કે તે ક્યાં જવાનો છે, તેના નોકરને ખબર નથી કે તે ક્યાં ગયો છે, આ તે કેવી સંતાકૂકડી ચાલે છે? મને તો આ લગારે ગમતું નથી. બાપુ, તમે આટલા નિશ્ચિંત શી રીતે રહી શકો છો?"

અન્નદાબાબુએ આ ઠપકો સાંભળી ખૂબ ચિંતામાં પડવાનો પ્રયત્ન કર્યો. ગંભીર મોં કરીને બોલ્યા: "ખરું, આ બધું છે શું?"

દુનિયાદારીના ભાન વગરનો રમેશ ધારત તો કાલ રાતે અન્નદાબાબુ પાસે વિદાય લઈ જઈ શકત, પણ તે વાત તેને સૂઝી સુધ્ધાં નહોતી. તેણે કહી મૂક્યુ હતું ને, કે "મારે અગત્યનું કામ છે?" એમાં જ બધું આવી ગયું એમ તે ધારતો હતો. એ એક વાક્યથી જ હમણાં તો બધી જાતની રજા મળી ગઈ છે, એમ માની તે પોતાની સામે આવી પડેલું કામ પતાવવા ગભરાયેલો-ગભરાયેલો ફરતો હતો.

યોગેન્દ્ર: હેમનલિની ક્યાં છે?

અન્નદાબાબુ: તે આજે વહેલી ચા પી લઈને ઉપર જ ગઈ છે.

યોગેન્દ્ર બોલ્યો: "રમેશનાં આ બધાં વિચિત્ર આચરણથી બિચારી ખૂબ લજવાઈ ગઈ હશે—એટલે જ તે મારી સાથે ભેટો થવાની બીકે ભાગતી ફરે છે."

લજ્જા અને દુઃખમાં આવી પડેલી હેમનલિનીને આશ્વાસન આપવા માટે યોગેન્દ્ર ઉપર ગયો. હેમનલિની તેમના મોટા દીવાન-ખાનામાં ખુરસી ઉપર મૂંગીમૂંગી એકલી બેઠેલી હતી. યોગે-ન્દ્રનાં પગલાં સંભળાતાં જ તેણે ઝટપટ એક ચોપડી ખેંચી લઈ તે વાંચતી હોય એવો ઢોંગ કર્યો. યોગેન્દ્ર ઓરડામાં આવતાં જ ચોપડી મૂકી દઈ તે ઊભી થઈ અને હસતે મોઢે બોલી: " અરે ! મોટાભાઈ ! ક્યારે આવ્યા ? તમારી તબિયત કંઈ બહુ સારી લાગતી નથી ! "

યોગેન્દ્ર ખુરસી ઉપર બેસી પડી બોલ્યો: "સારી જ હોય એવું કોણે કહ્યું ! મેં બધી વાત સાંભળી છે. હેમ ! પણ તું એ વિષે લગારે ચિંતા ન કરતી. હું હતો નહિ, એટલે જ આવો ગોટાળો થવા પામ્યો ! હું બધું ઠેકાણે લાવી દઈશ ! વારું, હેમ, રમેશે તને કંઈ કારણ કહ્યું નહોતું ?"

હેમનલિની મુશ્કેલીમાં આવી પડી. રમેશ સંબંધે આ બધી શંકાભરી ચર્ચા તેને અસહ્ય થઈ પડી હતી. રમેશે તેને લગ્નનો દિવસ પાછો ઠેલવાનું કારણ કહ્યું નહોતું એ વાત તે યોગેન્દ્રને કહેવા ઇચ્છતી નહોતી, અને તેનાથી જૂઠું પણ બોલાય એમ નહોતું. હેમનલિનીએ કહ્યું: "તેઓ કારણ કહેવા તૈયાર હતા, પણ મને જાણવાની જરૂર ન લાગી."

યોગેન્દ્રે માન્યું કે આ ખૂબ રીસના શબ્દો છે, અને એવી રીસ તદ્દન સ્વાભાવિક પણ છે. તે બોલ્યો: "વારું, તું લગારે ગભરાતી નહિ. કારણ હું આજે જ શોધી લાવીશ."

હેમનલિની ખોળામાંની ચોપડીનાં પાનાં નકામી જ ફેરવતી

ફેરવતી બોલીઃ "મોટાભાઈ, હું લગારે ગભરાઈ નહોતી ! કારણ જાણવા માટે તમે તેમને આગ્રહ કરો એવું પણ હું ઇચ્છતી નથી."

યોગેન્દ્રે ધાર્યું, કે આ પણ અભિમાનનાં જ વચન છે. તે બોલ્યોઃ "સારું, એની તું ચિંતા ન કરીશ." એમ કહી તે તરત જ ચાલ્યો જવા તૈયાર થયો.

હેમનલિની એકદમ ખુરસી ઉપરથી ઊભી થઈ ને બોલીઃ "ના, મોટાભાઈ, આ સંબંધે તમે તેમની સાથે ચર્ચા કરશો નહિ ! તમે તેમને ગમે તેવા માનતા હશો, પણ મારા મનમાં તેમને વિષે લગારે વહેમ નથી !"

ત્યારે યોગેન્દ્રને એકાએક થયું કે આ કંઇ અભિમાન જેવું લાગતું નથી ! સ્નેહમિશ્રિત કરુણાથી તેને મનમાં ને મનમાં હસવું આવ્યું. તેણે ધાર્યુંઃ 'આ લોકોને દુનિયાનું કંઈ જ ભાન નથી. એક બાજુ જોઈએ તો એટલું બધું ભણી છે કે દુનિયાની પુષ્કળ વાતો એ જાણે છે, પણ કયાં વહેમ રાખવો જોઈએ એટલુંયે એને ભાન આવ્યું નથી. આ નિઃસંશય વિશ્વાસની સાથે રમેશના છૂપા વ્યવહારની સરખામણી કરી યોગેન્દ્ર મનમાં ને મનમાં રમેશ ઉપર ખૂબ ચિડાઈ ગયો ! 'કારણ' શોધી કાઢવાની પ્રતિજ્ઞા તેના મનમાં વધુ દૃઢ થઈ. યોગેન્દ્રે બીજી વાર ચાલ્યા જવાની તૈયારી કરી એટલે હેમનલિનીએ પાસે જઈ ને તેને પકડી કહ્યુંઃ "મોટાભાઈ, મને વચન આપો કે તેમની આગળ તમે આ વાત બિલકુલ નહિ કાઢો."

યોગેન્દ્ર બોલ્યોઃ "તે જોઈ લેવાશે."

હેમનલિનીઃ ના, મોટાભાઈ, જોઈ લેવાશે નહિ ! મને વચન આપીને જાઓ ! હું તમને ચોક્કસ કહું છું કે તમારે લગારે ચિંતા કરવા જેવું નથી ! એકવાર મારું આટલું વેણ રાખો !

હેમનલિનીની આવી દૃઢતા જોઈને યોગેન્દ્રે ધાર્યુંઃ તો

તો જરૂર હેમ આગળ રમેશે બધી વાત કરી હશે! પણ હેમને કંઈ ઊંધુંચત્તું સમજાવી ભોળવવી કંઈ મુશ્કેલ નથી। તે બોલ્યો: "જો હેમ! આ કંઈ અવિશ્વાસ રાખવાની વાત નથી. કન્યાપક્ષની જે ફરજ હોય તે તો બજાવવી જોઈએ ને! તારી સાથે એને કંઈ વાતચીત થઈ ગઈ હોય તો તે તમે જાણો. પણ એટલું કંઈ બસ નથી—અમારી સાથે પણ તેણે ચોખવટ કરવાની છે. સાચું કહેવામાં સંકોચ શાનો, હેમ? અત્યારે તો તારા કરતાં અમારી સાથે જ તેને ચોખવટ કરવાનો સંબંધ વધારે છે. લગ્ન થઈ ગયા પછી અમારે ઝાઝું બોલવાનું રહેશે નહિ."

આટલું કહીને યોગેન્દ્ર એકદમ ચાલ્યો ગયો. પ્રેમ જે આડ-પડદો—જે આવરણ શોધે તે રહ્યું નહિ. હેમનલિની અને રમેશનો જે સંબંધ ધીમેધીમે વિશેષ ભાવે ઘનિષ્ઠ બની બંને જણને કેવળ પરસ્પરનાં બનાવી દેત, તેના ઉપર જ આજે સમાજના વહેમનો કઠિન સ્પર્શ આવીને વારંવાર આઘાત કરી રહ્યો છે. ચારેકોરની આ બધી ધમાલના આઘાતથી હેમનલિનીને એટલી તો વ્યથા થઈ રહી છે, કે સગાંવહાલાં સાથે મળતાં પણ તેને સંકોચ થાય છે. યોગેન્દ્ર ચાલ્યો ગયો ને પછી હેમનલિની ખુરસી ઉપર શાંત થઈને બેસી રહી.

યોગેન્દ્ર બહાર ગયો કે તરત જ અક્ષયે આવીને કહ્યું: "અરે વાહ, યોગેન આવ્યો છે! બધી વાત તો સાંભળી ને? હવે તને શું લાગે છે?"

યોગેન્દ્ર: એમ તો ઘણી કલ્પનાઓ આવે છે, પણ એ બધાં અનુમાનોની ચર્ચા કરવાથી શો લાભ? અત્યારે કંઈ ચાના ટેબલ આગળ બેસી માનસશાસ્ત્રની સૂક્ષ્મ ચર્ચા કરવાનો વખત છે?

અક્ષય: તું તો જાણે જ છે કે સૂક્ષ્મ ચર્ચા કરવાનો મારો સ્વભાવ જ નથી—પછી એ માનસશાસ્ત્રની હોય કે દર્શનશાસ્ત્રની

હોય કે કાવ્યની હોય! મને કામની વાતમાં જ વધારે સમજ પડે છે—તારી સાથે એ વાત જ કરવા આવ્યો છું.

અધીરા સ્વભાવનો યોગેન્દ્ર બોલ્યો: "સારું, કામની વાત કર. હમણાં તું કહી શકશે કે રમેશ ક્યાં છે?"

અક્ષયે કહ્યું: "હા."

યોગેન્દ્રે પૂછ્યું: "ક્યાં?"

અક્ષયે કહ્યું: "હમણાં હું તને એ નહિ કહું—આજે ત્રણ વાગે તારો રમેશ સાથે મેળાપ જ કરાવી આપીશ."

યોગેન્દ્ર બોલ્યો: "ગોટાળો શો છે, કહે ને! તમે બધા એક એક ઉખાણા જેવા બની ગયા છો. હું આ થોડા દિવસ ફરવા ગયો, એટલામાં આખી પૃથ્વી આટલી બધી રહસ્યમય બની ગઈ? ના, ના, અક્ષય, આમ છુપાવછુપાવ કરે એ ન ચાલે."

અક્ષય: આ સાંભળીને મને આનંદ થયો. હું કંઈ છુપાવતો નથી એટલા માટે મારો વહેવાર અટકી પડવા બેઠો છે. તારી બહેને તો મારું મોં જોવાનું જ બંધ કરી દીધું છે. તારા બાપુ મને વહેમીલા સ્વભાવનો કહીને નિંદે છે, અને રમેશબાબુ પણ મને જોઈને આનંદથી ઊભરાઈ જતા નથી. હવે માત્ર તું જ બાકી છે. તારી મને બીક લાગે છે. તું ઝીણી ચર્ચા કરે એવો નથી, જાડાં કામો જ તને સહેલાઈથી આવડે છે. હું દૂબળો માણસ છું, તારા ઘા મારાથી નહિ સહેવાય!

યોગેન્દ્ર: જો અક્ષય, તારી આ બધી ગૂંચવણભરી વાતો મને ગમતી નથી. હું બરાબર સમજી ગયો છું કે તું કંઈક ખબર કહેવા માગે છે. તેને આમ છુપાવીછુપાવીને મોંઘો શું કામ થયા કરે છે? સીધી રીતે કહી દે કે પતી જાય!

અક્ષય: બહુ સારું, તો પહેલેથી જ માંડીને કહું—તું ઘણી વાત જાણતો જ નથી.

# ૧૮

રમેશ દરજીપાડામાં જે ઘરમાં રહેતો હતો તેની મુદત પૂરી થઈ નહોતી, તે બીજા કોઈને ભાડે આપવા વિષે વિચાર કરવાનો રમેશને વખત નહોતો મળ્યો. હમણાં થોડા મહિના થયાં તે સંસારમાં બેહિસાબ બની ગયો હતો—નફાનુકસાનનો વિચાર જ કરતો નહોતો.

આજે સવારમાં તે એ ઘેર ગયો અને આખું ઘર સાફ કરાવી લીધું. પાટ ઉપર બિછાનું પાથર્યું અને ભોજન વગેરેની પણ ગોઠવણ કરી રાખી. આજે નિશાળ છૂટે એટલે કમલાને લઈ આવવાની છે.

તેને હજી વાર છે. એ દરમ્યાન રમેશ પાટ ઉપર ચત્તો પડી ભવિષ્યનો વિચાર કરવા લાગ્યો. ઇટાવા તેણે કદી જોયું નહોતું, પણ પશ્ચિમના દૃશ્યની કલ્પના કરવી મુશ્કેલ નહોતી. શહેરને છેડે તેનું ઘર છે—ઝાડોની હારથી ઘેરાયેલો ધોરી રસ્તો તેના બગીચાને ઘસાઈને જાય છે. રસ્તાની પેલી પાર વિશાળ મેદાન છે. તેમાં કોઈ કોઈ ઠેકાણે કૂવા છે, કોઈ કોઈ ઠેકાણે પંખીઓ ઉડાડવાના માંચા બાંધેલા છે. ખેતર પાવાને માટે કોશથી પાણી ખેંચાય છે. આખી બપોર તેનો

કરુણુ અવાજ સંભળાયા કરે છે—રસ્તે પુષ્કળ ધૂળ ઉડાડતા એક્કા વચમાંવચમાં દોડયા જાય છે, તેના ખખડાટથી તાપદાઝયું આકાશ જાગી ઊઠે છે. આ દૂર દેશાવરના પ્રખર તાપ, ઉદાસ મધ્યાહ્ન, શૂન્ય નિર્જનતામાં પોતાના બંધબારણુાવાળા બંગલામાં આખો દિવસ હેમનલિનીને એકલી કલ્પવા જતાં પણુ તેને દુઃખ થતું. તેની પાસે સદાની સખી તરીકે કમલાને જોઈ તેને સંતોષ થયો.

રમેશે નક્કી કર્યું હતું કે હમણાં કમલાને કશું કહેવું નહિ. લગ્ન થઈ ગયા પછી હેમનલિની તેને છાતી સરસી તાણી લઈ તક જોઈ સદય સ્નેહપૂર્વક ધીમેધીમે તેનો ખરો ઇતિહાસ કહેશે.—બને એટલી ઓછી વેદના થાય એ રીતે, કમલાના જીવનની આ જટિલ રહસ્યજાળ ધીમેધીમે ખુલ્લી કરશે. ત્યારપછી તે દૂરના પ્રદેશમાં પરિચિત સમાજની બહાર, કોઈ પણ જાતનો આઘાત પામ્યા વિના કમલા ખૂબ સ્વાભાવિક રીતે તેમની સાથે ભળી જઈ પોતાની થઈ જશે.

ત્યારે બપોર હતા. ગલી શાંત હતી. ઑફિસે જનારા ઊઠવાની તૈયારી કરતા હતા. આસો મહિનાની કૂમળી બપોર મીઠી લાગતી હતી. આવતી રજાના ઉલ્લાસે જાણે અત્યારથી જ આકાશને આનંદના આભાસ વડે રંગી મૂકયું ન હોય! રમેશ પોતાના નિર્જન ઘરમાં શાંત બપોરે સુખનું ચિત્ર ઉત્તરોત્તર બહલાવીને ચીતરવા લાગ્યો.

એવામાં એક ખૂબ ભારી ગાડીનો અવાજ સંભળાયો. તે ગાડી રમેશના ઘરના બારણુામાં આવીને ઊભી રહી. રમેશ સમજી ગયો કે નિશાળની ગાડી કમલાને મૂકવા આવી છે. તેનું હૈયું ચંચળ થઈ ઊઠયું. કમલા કેવી દેખાશે, તેની સાથે કેવી રીતે વાત કરવી, કમલા રમેશને કેવી રીતે સ્વીકારશે, એ બધા વિચારોએ એકાએક તેના અંતરને હિલોળે ચડાવ્યું.

નીચે તેના બે નોકર હતા—પહેલાં તો તેઓ બે જણે મળીને કમલાની ટ્રંક લઈ આવી ઓટલા ઉપર મૂકી—ત્યારપછી કમલા ઘરના બારણા સુધી આવી થંભીને ઊભી. અંદર ન પેઠી.

રમેશ બોલ્યો: " કમલા, ઘરમાં આવ. "

કમલા સંકોચનું આક્રમણ વટાવી ઘરમાં દાખલ થઈ. રજાના દિવસોમાં રમેશ તેને વિદ્યાલયમાં જ નાખી મૂકવા માગતો હતો, પોતે રડારડ કરીને ચાલી આવી હતી, એથી કરીને આ થોડા મહિનાના વિયોગ દરમ્યાન રમેશની સાથે તેના મનનો મેળ જાણે જરા ઓછો થઈ ગયો છે, એવું તેને લાગતું હતું. એટલે કમલા ઘરમાં દાખલ થયા પછી રમેશના મોં તરફ જોવાને બદલે જરા ડોકું વાંકું કરી ખુલ્લા બારણાની બહાર જોઈ રહી.

રમેશ કમલાને જોતાં વેંત આશ્ચર્ય પામી ગયો. જાણે તેને ફરી નવેસરથી જ જોઈ. આ થોડા મહિનામાં તેનામાં અજબ ફેરફાર થઈ ગયો હતો. થોડાં પાંદડાંવાળી લતાની જેમ તે ખૂબ વધી ગઈ હતી. ગામડાની છોકરીનાં કાચાં અંગોમાં ભરપૂર તંદુરસ્તીની જે પુષ્ટતા હતી તે ક્યાં ગઈ? તેનું ગોળમટોળ મોં સુકાઈ ને લંબાચું થઈ ગયું હતું અને તેમાં એક જાતની વિશેષતા આવી હતી. તેના ગાલે પહેલાંની શ્યામળી સુંવાળપ છોડીને કોમળ પીળાશ ધારણ કરી હતી. હવે તેના હલનચલનમાં કોઈ પ્રકારની જડતા નહોતી. આજે ઘરમાં દાખલ થઈને જ્યારે તે પોતાના પતળિંગા શરીરે, સહેજ વાંકી વળેલી ડોકે, ખુલ્લી બારી આગળ ઊભી રહી—તેના મુખ ઉપર શરદના મધ્યાહ્નનો પ્રકાશ આવીને પડ્યો હતો, તેણે માથે ઓઢ્યું નહોતું, આગલા ભાગમાં લાલ ફીતથી બાંધેલી વેણી પીઠ ઉપર ઝૂલતી હતી, ફીકા હલદી રંગની મરીનાની સાડી તેના ખીલતા શરીરને વીંટી વળી હતી—ત્યારે રમેશ તેના તરફ થોડી વાર સુધી મૂંગોમૂંગો જોઈ રહ્યો.

કમલાનું સૌન્દર્ય આ થોડા મહિનામાં રમેશના મનમાં અસ્પષ્ટ બની ગયું હતું, આજે તે સૌન્દર્યે નવીન વિકાસ પામીને એકાએક તેને આંજી દીધો. તે એને માટે તૈયાર નહોતો.

રમેશે કહ્યું: "કમલા, બેસ."

કમલા એક ખુરસી ઉપર બેઠી. રમેશે કહ્યું: "નિશાળમાં તારો અભ્યાસ કેમ ચાલે છે?"

કમલાએ ખૂબ ટૂંકાણમાં કહ્યું: "સરસ!"

રમેશ વિચાર કરવા લાગ્યો: "હવે શું બોલવું." એકાએક તેને એક વાત યાદ આવી. તે બોલ્યો: "ઘણા વખતથી ખાધું નહિ હોય. તારું ખાવાનું તૈયાર છે. અહીંયાં જ મંગાવું?"

કમલા બોલી: "મારે ખાવું નથી. ખાઈને આવી છું."

રમેશે કહ્યું: "થોડુંય ખાવું નથી? મીઠાઈ ન ખાવી હોય તો ફળ છે—સીતાફળ, સફરજન, દાડમ—"

કમલાએ કંઈ પણ બોલ્યા વગર માથું ધુણાવ્યું.

રમેશે ફરી એક વાર કમલાના મોં તરફ મીટ માંડી. તે વખતે કમલા મોં સહેજ નીચું કરી પોતાની અંગ્રેજી ચોપડીમાંથી ચિત્રો જોતી હતી. સુંદર મુખ, જાદુઈ લાકડીની પેઠે પોતાની આસપાસના સુપ્ત સૌન્દર્યને જાગ્રત કરે છે. શરદના પ્રકાશમાં એકાએક પ્રાણસંચાર થયો, આશ્વિનનો દિવસ જાણે મૂર્તિમંત બન્યો. કેન્દ્ર જેમ પોતાના પરિધિને નિયમિત બનાવે છે—તેમ આ બાલિકાએ આકાશને, વાયુને, પ્રકાશને પોતાની ચોમેર વિશિષ્ટ રીતે આકર્ષી આણ્યાં—અને તે પોતે આમાંનું કશું જ જાણ્યા વિના શાંતભાવે બેસી પોતાની ભણવાની ચોપડીમાંથી ચિત્રો જોતી હતી.

રમેશ એકદમ ઊઠ્યો અને જઈને એક થાળીમાં થોડાં સફરજન, નાસપાતી, દાડમ લઈ આવ્યો. બોલ્યો: "કમલા, તું

તો ખાય એમ લાગતું નથી, પણ મને ભૂખ લાગી છે. મારાથી હવે ધીરજ રખાતી નથી."

આ સાંભળીને કમલા જરા હસી. આ અચાનક હાસ્યના પ્રકાશથી બંનેના અંતરનું ધુમ્મસ ઘણુંખરું કપાઈ ગયું.

રમેશ છરી લઈને સફરજન કાપવા લાગ્યો. પણ કોઈ પણ જાતના હાથના કામની રમેશને આવડત નહોતી. એક તરફ તેનો ભૂખનો ગભરાટ અને બીજી તરફ ગમે તેમ કાપવાની તેની રીત જોઈને બાલિકાને ખૂબ હસવું આવ્યું—તે ખલખલાટ હસી પડી.

રમેશે આ હાસ્યથી ખુશ થઈને કહ્યું: " મને બરાબર કાપતાં આવડતું નથી, એટલે હસે છે. વારુ, તું કાપી આપ જોઉં, તને કેટલું આવડે છે!"

કમલા બોલી: " ચુલેતરું હોય તો હું કાપી આપું. છરી મને નથી ફાવતી."

રમેશે કહ્યું: " તું માનતી હશે કે અહીં ચુલેતરું નથી!—" ચાકરને બોલાવી પૂછ્યું: " ચુલેતરું છે?" તેણે કહ્યું: " છે—રાતની રસોઈ માટે બધુંય આણી મૂક્યું છે."

રમેશે કહ્યું: " સારી પેઠે ધોઈને એક ચુલેતરું લઈ આવ."

ચાકર ચુલેતરું લઈ આવ્યો.

કમલા બૂટ કાઢી ચુલેતરું ગોઠવી નીચે બેઠી અને હસતી હસતી નિપુણ હાથે ફેરવી ફેરવીને ફળનાં છોડાં ઉતારી, પતીકાં ઉતારવા લાગી. રમેશે તેની સામે જમીન ઉપર બેસી ફળના ટુકડા થાળીમાં ઝીલી લીધા.

રમેશ બોલ્યો: " તારે પણ ખાવું પડશે."

કમલા બોલી: " ના."

રમેશે કહ્યું: " ત્યારે હું પણ નહિ ખાઉં."

કમલાએ રમેશના મોં ઉપર બંને આંખો માંડી કહ્યું: "સારું, તમે પહેલાં ખાઓ, ત્યારપછી હું ખાઈશ."

રમેશ બોલ્યો: "જોજે, છેવટે છેતરતી નહિ?"

કમલા ગંભીરભાવે માથું હલાવી બોલી: "ના, ખરું કહું છું, નહિ છેતરું!"

બાલિકાની આ સાચી પ્રતિજ્ઞાથી સંતોષ પામી રમેશે થાળીમાંથી એક ટુકડો ફળ લઈને મોંમાં મૂક્યું.

એકાએક તેનું ચાવવાનું અટકી ગયું. એકાએક જુએ છે તો તેની સામે જ બારણા બહાર યોગેન્દ્ર અને અક્ષય આવીને ઊભા છે.

અક્ષયે કહ્યું: "રમેશબાબુ, માફ કરજો—મેં માન્યું હતું કે તમે અહીં એકલા જ હશો. યોગેન, ખબર આપ્યા વિના એકદમ આમ આવી પડચા એ સારું ન કર્યું. ચાલો, આપણે નીચે જઈને બેસીએ."

ચૂલેતરું મૂકીને કમલા ઝટપટ ઊઠી પડી. ઘરમાંથી નાસવાના રસ્તામાં જ બંને જણ ઊભેલા હતા. યોગેન્દ્રે જરા ખસી જઈ રસ્તો આપ્યો, પણ કમલાના મોં ઉપરથી આંખ ન ખસેડી—તેને ઝીણી નજરે બરાબર જોઈ લીધી. કમલા શરમાઈને પાસેના ઓરડામાં ચાલી ગઈ.

૧૯

યોગેન્દ્રે કહ્યું: "રમેશ, આ બાઈ કોણ છે?"

રમેશે કહ્યું: "મારી એક સગી છે."

યોગેન્દ્રે કહ્યું: "કેવી સગી? વડીલ તો નહિ હોય એમ લાગે છે. સ્નેહનો સંબંધ હોય એમ પણ લાગતું નથી. તારાં બધાંય સગાંની વાત મેં તારે મોઢે સાંભળી છે—પણ આ સગીનું કેમ કંઈ વર્ણન નહોતું સાંભળવા મળ્યું?"

અક્ષય બોલ્યો: "યોગેન, આ બરાબર નથી—માણસને શું કોઈ વાત હોય જ નહિ જે મિત્ર આગળ પણ છૂપી રાખવા જેવી હોય?"

યોગેન્દ્ર: "કેમ રમેશ, ખૂબ ખાનગી છે કે શું?"

રમેશનું મોં લાલ થઈ ગયું. તે બોલ્યો: "હા, ખાનગી છે. આ બાઈ સંબંધે હું તમારી સાથે કશી ચર્ચા કરવા માગતો નથી."

યોગેન્દ્ર: પણ કમનસીબે તારી સાથે ચર્ચા કરવાની મારી ખૂબ ઇચ્છા છે. હેમની સાથે જો તારા લગ્નની વાત ન થઈ હોત,

તો કોની સાથે તારે કેટલો સંબંધ થયો છે, તે વિષે આટલી ખણખોદ કરવાનું કંઈ કારણ ન રહેત. જે ખાનગી છે તે ખાનગી જ રહેત.

રમેશ બોલ્યો: "હું તમને એટલું કહી શકું કે જગતમાં મારે કોઈની પણ સાથે એવો સંબંધ નથી કે જેથી હેમનલિની સાથે પવિત્ર સંબંધમાં જોડાવામાં કોઈ પણ જાતનો વાંધો આવે."

યોગેન્દ્ર: તને તો કદાચ કશી જ વાતનો વાંધો ન હોય—પણ હેમનલિનીનાં સંબંધીઓને હોય ને. તને હું એક વાત પૂછું છું: ગમે તેની સાથે તને ગમે તેવો સંબંધ હોય પણ તે છૂપો રાખવાનું શું કારણ?

રમેશ: તે કારણ જો કહું તો પછી છૂપું કંઈ રહે જ નહિ. તું તો મને નાનપણથી ઓળખે છે—કોઈ પણ કારણ પૂછ્યા વગર માત્ર મારા બોલ ઉપર તમારે વિશ્વાસ રાખવો પડશે.

યોગેન્દ્ર: આ બાઈનું નામ કમલા ને?

રમેશ: હા.

યોગેન્દ્ર: એને તારી સ્ત્રી તરીકે તેં ઓળખાવી છે કે નહિ?

રમેશ: હા, ઓળખાવી છે.

યોગેન્દ્ર: છતાં અમારે તારા ઉપર વિશ્વાસ રાખવો? તું અમને એમ કહેવા માગે છે કે આ બાઈ તારી સ્ત્રી નથી; બીજાં બધાંને તેં એમ કહ્યું છે કે એ તારી સ્ત્રી છે—આ કંઈ સત્યવાદી-પણાનું દૃષ્ટાંત નથી.

અક્ષય: એટલે વિદ્યાલયના નીતિશિક્ષણમાં આ દૃષ્ટાંત ન વાપરી શકાય—પણ ભાઈ યોગેન, દુનિયામાં બે જુદાજુદા પક્ષો આગળ બે જુદી જુદી જાતની વાત કરવાની ખાસ પરિસ્થિતિમાં

જરૂર પડે પણ ખરી. કંઈ નહિ તો એમાંની એક તો સાચી હશે જ ને! કદાચ રમેશબાબુ તમને જે વાત કહે છે, તે જ સાચી હોય.

રમેશ: હું તમને કોઈ પણ વાત કહેતો નથી. હું માત્ર એટલું જ કહું છું કે હેમનલિનીની સાથે લગ્ન ધર્મવિરુદ્ધ નથી. કમલા સંબંધે તમારી સાથે બધી વાતની ચર્ચા કરવામાં ખૂબ મુશ્કેલી છે—તમે મારા ઉપર વહેમ લાવો તોપણ હું એવો અન્યાય કરવા તૈયાર ન થાઉં. મારા પોતાનાં સુખદુઃખ કે માનઅપમાનનો સવાલ હોત તો હું તમારાથી ખાનગી ન રાખત પણ બીજા પ્રત્યે અન્યાય હું ન કરી શકું.

યોગેન્દ્ર: હેમનલિનીને બધો વાત કહી છે?

રમેશ: ના. લગ્ન પછી તેમને કહીશ એવું ઠરાવ્યું છે. જો તેમની ઇચ્છા હોય તો અત્યારે પણ તેમને કહેવા તૈયાર છું.

યોગેન્દ્ર: વારું, કમલાને આ સંબંધે એકાદબે પ્રશ્નો પૂછી શકું?

રમેશ: ના, કદી નહિ! મને જો તમે ગુનેગાર માનતા હો તો મને તમે ઘટતી સજા કરો—પણ તમારી સામે પ્રશ્નોત્તર કરવા માટે નિર્દોષ કમલાને ખડી કરવા હું તૈયાર નથી.

યોગેન્દ્ર: કોઈની સાથે સવાલજવાબ કરવાની કંઈ જરૂર નથી. જે જાણવાનું હતું તે જાણી લીધું. પુરાવો પૂરતો મળ્યો છે. હવે હું તને સ્પષ્ટ જ કહું છું, કે હવે પછી અમારા ઘરમાં દાખલ થવાનો પ્રયત્ન ન કરતો, નહિ તો તારું અપમાન થશે.

રમેશ ફિક્કે મોઢે સ્તબ્ધ થઈને બેસી રહ્યો.

યોગેન્દ્ર બોલ્યો: "બીજી એક વાત—હેમને તું પત્ર નહિ લખી શકે—તેની સાથે ખુલ્લો કે ખાનગી તારે દૂરનો પણ સંબંધ ન રાખવો. જો કાગળ લખ્યો તો જે વાત તું ખાનગી રાખવા માગે છે તે હું બધા પુરાવા સાથે બધાં આગળ ખુલ્લી કરીશ.

હવે જો કોઈ મને પૂછશે કે રમેશ સાથેના હેમના વિવાહ કેમ તૂટી ગયા તો હું કહીશ કે મારી સંમતિ નહોતી એટલે—અંદરખાનેની વાત નહિ કહું. પણ તું જો સાવધ નહિ રહે તો બધી વાત બહાર પડી જશે. તેં આવું પાખંડીના જેવું વર્તન ચલાવ્યું છે, છતાં મેં મારા મનને કાબૂમાં રાખ્યું છે, તે તારા ઉપર દયા કરીને નહિ, પણ મારી બહેન હેમ એમાં સંડોવાયેલી છે એટલે જ તું આટલી સહેલાઈથી છટકી જવા પામે છે. હવે તને મારે છેલ્લો બોલ એ જ કહેવાનો કે હેમની સાથે કદી પણ તારે કોઈ પણ પ્રકારનો સંબંધ હતો એ વાત તારી વાતચીત કે વર્તનમાં ક્યાંય દેખાવી ન જોઈએ. આ વિષે હું તારી પાસે વચન લેતો નથી—કારણ આટઆટલાં જૂઠાણાં પછી તારા મોઢામાં સત્ય શી રીતે શોભે? તોયે હજીયે જો લાજ હોય,—અપમાનનો ડર હોય, તો મારી આ વાતનું ભૂલથી પણ ઉલ્લંઘન કરીશ નહિ."

અક્ષય: અરે યોગેન, વધુ શું કરવા? રમેશબાબુ નિરુત્તર થઈ ગયા છે, છતાં તને જરા દયા નથી આવતી? હવે ચાલ! રમેશબાબુ, ખોટું લગાડશો નહિ, અમે હવે જઈએ છીએ!

યોગેન્દ્ર–અક્ષય ચાલ્યા ગયા. રમેશ લાકડાના પૂતળાની પેઠે જડ બનીને બેસી રહ્યો. જ્યારે તેનું મગજ ઠેકાણે આવ્યું ત્યારે ઘરમાંથી બહાર જઈ ખૂબ ઝપાટાભેર આંટા મારતાં મારતાં આખી પરિસ્થિતિ એકવાર વિચારી લેવાનું તેને ખૂબ મન થવા લાગ્યું. પણ તેને યાદ આવ્યું કે કમલા છે, અને તેને ઘરમાં એકલી નાખી ન જવાય.

રમેશ પાસેના ઓરડામાં આવીને જુએ છે તો કમલા રસ્તા તરફની બારીનું એક ખડખડિયું ઉઘાડી ગૂપચૂપ બેઠેલી હતી. રમેશનાં પગલાંનો અવાજ સાંભળી તેણે ખડખડિયું બંધ કરી મોં ફેરવ્યું. રમેશ ભોંય ઉપર બેઠો.

કમલાએ પૂછ્યું: "એ બે જણ કોણ છે? આજે સવારે અમારી સ્કૂલમાં આવ્યા હતા."

રમેશે નવાઈ પામી કહ્યું: "સ્કૂલમાં આવ્યા હતા?"

કમલા બોલી: "હા, એ લોકો તમને શું કહેતા હતા?"

રમેશે કહ્યું: "મને એમ પૂછતા હતા કે તું મારી કોણ થાય?"

કમલા જોકે સાસરાના દાબને અભાવે હજી શરમાતાં શીખી નહોતી, તોયે નાનપણથી પડેલા સંસ્કારને લીધે રમેશનાં આ વચનો સાંભળી તેનું મોઢું લાલ થઈ ગયું.

રમેશ બોલ્યો: "મેં એ લોકોને કહ્યું કે તું મારી કંઈ નથી થતી."

કમલાએ ધાર્યું કે રમેશ તેને નકામો શરમાવી શરમાવીને પજવે છે. તેણે મોં ફેરવી તિરસ્કારના સ્વરે કહ્યું: "જાઓ!"

રમેશ વિચાર કરવા લાગ્યો કે કમલા આગળ બધી વાત ખુલ્લી કરીને શી રીતે કહેવી?

કમલા એકદમ અધીરી થઈ ગઈ. બોલી: "અરે, પેલાં તમારાં ફળ કાગડા લઈ જાય છે."—એમ કહીને તે ઝટપટ પાસેના ઓરડામાં જઈ કાગડાને ઉરાડી મૂકી ફળની થાળી લઈ આવી.

રમેશની સામે થાળી મૂકી બોલી: "તમારે ખાવું નથી?"

રમેશમાં હવે ખાવાનો ઉત્સાહ રહ્યો નહોતો, પણ કમલાના આ પ્રેમે તેના હૃદયને સ્પર્શ કર્યો. તે બોલ્યો: "કમલા, તારે નથી ખાવું?"

કમલાએ કહ્યું: "તમે પહેલાં ખાઓ!"

આટલી જ વાત, વિશેષ કશું જ નહિ, છતાં રમેશની હાલની સ્થિતિમાં હૃદયના આ કોમલ આભાસે સુષ્પ્તાં તેના હૈયામાં રહેલા અશ્રુના ઝરણાને ઢંઢોળ્યું. રમેશ કંઈ પણ બોલ્યા વગર બેળે-બેળે ફળ ખાવા લાગ્યો.

ખાવાનું પૂરું થતાં રમેશ બોલ્યોઃ "આજે રાતના આપણે ગામ જઈશું."

કમલા આંખો ઢાળી, મોં પર વિષાદ લાવી બોલીઃ "ત્યાં મને નથી ગમતું !"

રમેશઃ સ્કૂલમાં રહેવાનું તને ગમે છે ?

કમલાઃ ના, મને નિશાળે મોકલશો નહિ. મને શરમ લાગે છે. છોકરીઓ મને વારેવારે તમારી વાત પૂછ્યા કરે છે.

રમેશઃ તું શું કહે છે ?

કમલાઃ હું કંઈ જ બોલી શકતી નથી. તેઓ મને પૂછતી, તમે શા માટે મને રજાના દિવસોમાં નિશાળમાં રાખવા માગો છો—હું—

કમલા વાક્ય પૂરું ન કરી શકી. તેના હૃદયના ઘામાં ફરી દર્દ ઊપડ્યું.

રમેશઃ તેં એમ કેમ ન કહ્યું કે તેઓ મારા કંઈ થતા નથી !

કમલાએ ચિડાઈને રમેશના મોં તરફ કુટિલ કટાક્ષ ફેંક્યા—કહ્યુંઃ "જાઓ !"

ફરી રમેશ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યોઃ 'શું કરવું ?' આ બાજુ રમેશના અંતરમાં સતત કોઈ છૂપી વેદના કીડાની માફક જાણે સુરંગ ખોદીને બહાર આવવાનો પ્રયત્ન કરી રહી હતી. અત્યાર સુધીમાં યોગેન્દ્રે હેમનલિનીને શું કહ્યું હશે, હેમનલિની શું વિચાર કરતી હશે, સાચી વસ્તુ શી રીતે હેમનલિનીને સમજાવવી, હેમનલિનીથી જો સદાયને માટે વિખૂટાં પડવાનું થાય તો જીવન શી રીતે કાઢવું—આ બધા બળબળતા પ્રશ્નો અંદર ને અંદર ભેગા થયા કરતા હતા, અને છતાં તેનો બરાબર વિચાર કરવાનો રમેશને વખત મળતો નહોતો. રમેશ એટલું સમજ્યો હતો, કે કમલા સાથેનો તેનો સંબંધ કલકત્તામાં તેના મિત્રોમાં

અને દુશ્મનોમાં ભારે ચર્ચાનો વિષય થઈ પડ્યો છે. રમેશ કમલાનો પતિ છે એ ગપ, આ ધાંધલથી સારી પેઠ ફેલાઈ જવાની. આવે વખતે કમલાને લઈને એક પણ દિવસ વધુ કલકત્તામાં રહેવું રમેશને માટે યોગ્ય નહિ ગણાય.

બેધ્યાન રમેશ આમ વિચારમાં પડ્યો હતો ત્યાં વચમાં જ એકાએક કમલા તેના મોં તરફ જોઈને બોલી: “ તમે શું વિચાર કરો છો? તમારી જો ગામમાં રહેવાની ઇચ્છા હોય, તો હું ત્યાં રહીશ. ”

બાલિકાને મોઢે આ આત્મસંયમનાં વચનો સાંભળી રમેશના અંતરમાં ફરી આઘાત થયો—તે વિચાર કરવા લાગ્યો: ‘ શું કરવું? ’ ફરીથી તે બેધ્યાન થઈને વિચાર કરતો કરતો મૂંગે મોઢે કમલાના મોં તરફ જોઈ રહ્યો.

કમલાએ મોં ગંભીર કરીને પૂછ્યું: “ વાહ, હું રજાના દિવસોમાં નિશાળમાં ન રહી એથી તમને ગુસ્સો ચડ્યો છે?—સાચું કહો. ”

રમેશે કહ્યું: “ સાચું જ કહું છું. તારી ઉપર હું નથી ચિડાયો. મને મારી જાત ઉપર જ ચીડ ચડી છે.”

રમેશ વિચારજાળમાંથી પોતાની જાતને બળપૂર્વક છોડવી લઈ કમલા સાથે વાત કરવા મંડ્યો. તેને પૂછ્યું: “ વારુ કમલા, નિશાળમાં આટલા દિવસ શું શીખી કહે, જોઉં? ”

કમલા ઉત્સાહપૂર્વક પોતાના ભણતરનો હિસાબ આપવા લાગી. હવે પૃથ્વી ગોળ છે એ વાત પોતાથી અજાણી નથી એ જણાવી તેણે જ્યારે રમેશને ચકિત કરી નાખવાનો પ્રયત્ન કર્યો, ત્યારે રમેશે ગંભીર ચહેરે પૃથ્વી ગોળ હોવા વિષે શંકા બતાવી. તે બોલ્યો: “ એવું તે કદી બને? ”

કમલાએ આંખો ફાડી કહ્યું: “ વાહ, અમારી ચોપડીમાં લખ્યું છે—અમે વાંચ્યું છે. ”

રમેશે નવાઈ બતાવી કહ્યું: "શું કહે છે! ચોપડીમાં લખેલું છે? કેવડી મોટી છે ચોપડી?"

આ પ્રશ્નથી કમલા જરા સંકોચ પામી અને બોલી: "બહુ મોટી ચોપડી નથી—પણ છાપેલી ચોપડી છે. તેમાં ચિત્રો પણ આપેલાં છે."

આવા મોટા પુરાવા પછી રમેશને હાર કબૂલ કરવી પડી. ત્યારપછી કમલા ભણતરનું વર્ણન પૂરું કરી વિદ્યાલયની વિદ્યાર્થિનીઓ અને શિક્ષકોની વાત, ત્યાંનો રોજનો કાર્યક્રમ વગેરે બધું બકી જવા લાગી. રમેશ બેધ્યાન બની વિચાર કરતાં કરતાં વચમાંવચમાં હુંકારો દેતો ગયો. કોઈ કોઈ વાર વળી વાતનું છેલ્લું વાક્ય પકડી લઈ પ્રશ્ન પણ પૂછતો. એકાએક એક વખતે કમલા બોલી ઊઠી: "તમે મારી વાત લગારે સાંભળતા નથી." એમ કહીને ચિડાઈને તે એકદમ ઊભી થઈ ગઈ.

રમેશ ઉતાવળોઉતાવળો બોલ્યો: "ના, ના, કમલા, ચિડાતી નહિ. મને આજ સારું નથી."

સારું નથી સાંભળતાં જ કમલા પાછી આવી બોલી: "તમે માંદા થયા છો? શું થયું છે?"

રમેશ બોલ્યો: "માંદો તો નથી પડ્યો—કંઈ નથી થયું—મને કોઈ કોઈ વાર એવું થઈ આવે છે. એ તો હમણાં પાછું સારું થઈ જશે."

કમલાએ રમેશને શિક્ષણ સાથે ગમ્મત આપવા માટે કહ્યું: "મારી ભૂગોળમાં પૃથ્વીનું જે ચિત્ર છે તે જોવું છે?"

રમેશે કુતૂહલ દર્શાવી જોવા માગી. કમલાએ ઝટપટ પોતાની ચોપડી આણી ઉઘાડીને રમેશ આગળ ધરી. બોલી: "આ જે બે ગોળા છે ને તે ખરું જોતાં તો એક જ છે. ગોળ વસ્તુની બંને બાજુ કદી એકીસાથે દેખાય?"

રમેશ જરા વિચાર કરવાનો ઢોંગ કરી બોલ્યો: "ચપટી વસ્તુની પણ ન દેખાય."

કમલા બોલી: "એટલા માટે ચિત્રમાં પૃથ્વીની બંને બાજુ જુદીજુદી ચીતરેલી છે."

આમ ને આમ સાંજ વીતી ગઈ.

## ૨૦

અન્નદાબાબુને પૂરેપૂરી આશા હતી કે યોગેન્દ્ર સારા સમાચાર લઈ આવશે, બધો ગોટાળો સહેલાઈથી મટી જશે. યોગેન્દ્ર અને અક્ષય જ્યારે દીવાનખાનામાં દાખલ થયા ત્યારે અન્નદાબાબુએ બીતાં બીતાં તેમનાં મોં તરફ જોયું.

યોગેન્દ્ર બોલ્યોઃ "બાપુ, તમે રમેશને આટલી બધી છૂટ લેવા દેશો, એ કોણ જાણતું હતું? એવું જાણતો હોત તો એની સાથે તમારી ઓળખાણ જ કરાવી ન આપત."

અન્નદાબાબુઃ રમેશની સાથે હેમનલિનીનાં લગ્ન થાય એવી તારી ઇચ્છા છે, એવું તેં મને કેટલી ય વાર કહ્યું છે. તારી જો બંધ રાખવાની ઇચ્છા હતી તો તારે મને—

યોગેન્દ્રઃ બેશક, બંધ કરવાની કલ્પના બિલકુલ મારા મનમાં આવી નહોતી, પણ તેથી કાંઈ—

અન્નદાબાબુઃ જો પાછો! એમાં વળી 'તેથી કાંઈ'—ક્યાંથી આવ્યું? જોઈએ તો થવા દેવાં કે જોઈએ તો અટકાવવાં એ બેની વચ્ચે બીજું શું હોઈ શકે?

યોગેન્દ્રઃ પણ તેથી કાંઈ છેક આટલે સુધી—

અક્ષય હસીને બોલ્યોઃ “કેટલીક વસ્તુઓ પોતાની મેળે જ આગળ વધી જાય છે. તેને ઉત્તેજન આપવાની જરૂર નથી હોતી—વધતાં વધતાં પોતાની મેળે જ મર્યાદા બહાર ચાલી જાય છે. પણ જે થઈ ગયું તેની ચર્ચા કર્યે શો લાભ? હવે જે કરવાનું છે તેની જ ચર્ચા કરો.”

અન્નદાબાબુએ બીતાં બીતાં પૂછ્યું: “રમેશને તમે મળ્યા?”

યોગેન્દ્રઃ બરાબર મળ્યા—આટલું મળાશે એવી આશા નહોતી. અરે, તેની પત્ની સાથે પણ ઓળખાણ થઈ ગઈ!

અન્નદાબાબુની આશ્ચર્યથી જીભ જડાઈ ગઈ. તેઓ જોઈ જ રહ્યા. થોડી વાર પછી પૂછ્યું: “કોની સ્ત્રી સાથે ઓળખાણ થઈ?”

યોગેન્દ્રઃ રમેશની.

અન્નદાબાબુઃ તું શું કહે છે, મને તો કાંઈ સમજ પડતી નથી. ક્યા રમેશની સ્ત્રી?

યોગેન્દ્રઃ આપણા રમેશની. પાંચછ મહિના પહેલાં તે ગામ ગયો હતો તે લગ્ન કરવા માટે જ ગયો હતો.

અન્નદાબાબુઃ પણ તેના પિતાના મરણને લીધે લગ્ન નહોતાં થયાં.

યોગેન્દ્રઃ મરણ પહેલાં જ લગ્ન થઈ ગયાં હતાં.

અન્નદાબાબુ સ્તબ્ધ બનીને બેઠા બેઠા માથે હાથ ફેરવવા લાગ્યા. થોડી વાર વિચાર કરીને બોલ્યાઃ “ત્યારે આપણી હેમ સાથે તેનાં લગ્ન નહિ થાય!”

યોગેન્દ્રઃ અમારું તો એ જ કહેવું છે—

અન્નદાબાબુઃ તમે તો એ જ કહો છો, પણ આ બાજુ લગ્નની તૈયારી લગભગ બધી જ પૂરી થઈ ગઈ છે—આ રવિવારે ન થયું એટલે આવતે રવિવારે થવાનું છે એવા પત્રો પણ વહેંચાઈ ગયા છે—ફરી લગ્ન બંધ રાખી પાછા પત્રો લખવા પડશે?

યોગેન્દ્રઃ તદ્દન બંધ રાખવાની શી જરૂર છે?—થોડોઘણો ફેરફાર કરી કામ ચલાવી લેવાય.

અન્નદાબાબુ નવાઈ પામી બોલ્યાઃ "એમાં ફેરફાર ક્યાં કરવો?"

યોગેન્દ્રઃ જ્યાં ફેરફાર થઈ શકે એમ હોય ત્યાં જ કરવો. રમેશને બદલે બીજો કોઈ મૂરતિયો નક્કી કરી આવતે રવિવારે જ ગમે તે રીતે કામ પાર ઉતારવું જોઈએ. નહિ તો લોકોને મોં નહિ બતાવાશે.

એમ કહીને યોગેન્દ્રે એકવાર અક્ષયના મોં તરફ જોયું. અક્ષયે વિનયથી મોં નીચું નમાવ્યું.

અન્નદાબાબુઃ મૂરતિયો એટલો જલદી મળશે?

યોગેન્દ્રઃ એ બાબત તમે નચિંત રહો.

અન્નદાબાબુઃ પણ હેમને તૈયાર કરવી જોઈએ ને?

યોગેન્દ્ર: રમેશની બધી વાત સાંભળશે એટલે તે જરૂર તૈયાર થશે.

અન્નદાબાબુ: તો તને ઠીક લાગે તેમ કર. પણ રમેશ પાસે સારો જીવ પણ હતો અને કમાવા જેવી વિદ્યાબુદ્ધિ પણ હતી. આ પરમ દિવસે તો મારી સાથે બધું નક્કી થયું, કે તે ઇટાવામાં જઈને પ્રૅક્ટિસ કરશે, એટલામાં જોને શુંનું શું થઈ ગયું!

યોગેન્દ્રઃ એની શા માટે ચિંતા કરો છો, બાપુ? હજીયે રમેશ ઇટાવામાં પ્રૅક્ટિસ કરી શકશે. જરા હેમને બોલાવી લાવું. હવે બહુ વખત નથી.

થોડી વાર પછી યોગેન્દ્ર હેમનલિનીને લઈને ખંડમાં દાખલ થયો. અક્ષય ઓરડાના એક ખૂણામાં પુસ્તકોની આલમારીની પાછળ બેસી રહ્યો.

યોગેન્દ્ર બોલ્યોઃ "હેમ, બેસ. તારી સાથે થોડી વાત કરવાની છે."

હેમનલિની સ્તબ્ધ થઈને ખુરસી ઉપર બેઠી. તે જાણતી હતી કે તેની કસોટી થવાની છે.

યોગેન્દ્રે પ્રસ્તાવનારૂપે પૂછ્યું: "રમેશના વ્યવહારમાં તને શંકા લાવવા જેવું કંઈ જ લાગ્યું નથી ?"

હેમનલિનીએ કંઈ પણ બોલ્યા વિના માથું ધુણાવ્યું.

યોગેન્દ્ર: તેણે લગનનો દિવસ એક અઠવાડિયું પાછળ ઠેલ્યો, તેનું એવું તે શું કારણ હશે કે આપણને કોઈને કહેવાય નહિ !

હેમનલિનીએ આંખો ઢાળી કહ્યું: "કારણ જરૂર કંઈક હશે જ."

યોગેન્દ્ર : એ વાત સાચી. કારણ તો હશે જ—પણ એ વહેમ આવે એવી વાત નથી ?

હેમનલિનીએ ફરીવાર મૂંગે મોઢે માથું ધુણાવી જણાવ્યું: "ના."

કોઈના ઉપર નહિ ને રમેશ ઉપર જ તેને આવો પૂરો વિશ્વાસ જોઈને યોગેન્દ્ર ચિડાઈ ગયો. સાવધાનતાથી પ્રસ્તાવના કરીને વાત કાઢવાનું તેનાથી ન બની શક્યું !

યોગેન્દ્ર કઠોર રીતે બોલવા લાગ્યો: "તને યાદ તો છે ને કે આઠેક મહિના પહેલાં રમેશ તેના બાપની સાથે ગામ ચાલ્યો ગયો હતો. ત્યાર પછી ઘણા દિવસ સુધી તેનો કશો કાગળપત્ર આવ્યો નહોતો એટલે આપણે ખૂબ નવાઈ પામ્યાં હતાં. તું એ પણ જાણે છે કે જે રમેશ રોજ બે વાર આપણે ઘેર આવતો હતો, જે હંમેશાં આપણી પાસેના ઘરમાં જ રહેતો હતો, તે કલકત્તામાં આવ્યો પણ આપણને મળવા સુધ્ધાં આવ્યો નહિ, બીજું ઘર રાખી છુપાઈ રહ્યો—આમ છતાં તમે બધાં પહેલાના જેટલા વિશ્વાસથી તેને ઘેર બોલાવી લાવ્યાં ! હું હોત તો કદી આવું થાત ખરું ?"

હેમનલિની મૂંગી જ રહી.

યોગેન્દ્ર : રમેશે આમ કેમ કર્યું, એનો કંઈ અર્થ તમને જડચો છે? એ સંબંધે તમારા લોકોના મનમાં એકે પ્રશ્ન જ ઊઠતો નથી? રમેશ ઉપર તમને એટલો બધો વિશ્વાસ છે?

હેમનલિની નિરુત્તર હતી.

યોગેન્દ્રઃ વારું, બહુ સારું—તમો સરળ સ્વભાવનાં છો. કોઈના ઉપર વહેમ લાવતાં નથી—હું આશા રાખું છું કે મારા ઉપર પણ તને થોડોઘણો વિશ્વાસ હશે. મેં પોતે નિશાળમાં જઈને ખબર મેળવી છે કે રમેશ તેની સ્ત્રી કમલાને ત્યાં બોર્ડર તરીકે રાખી ભણાવતો હતો. રજાના દિવસોમાં પણ તેને ત્યાં જ રાખવાની ગોઠવણ કરી હતી. એકાએક બેત્રણ દિવસ પહેલાં નિશાળનાં મુખ્ય શિક્ષિકા તરફથી તેને કાગળ મળ્યો કે રજાના દિવસોમાં કમલાને નિશાળમાં નહિ રાખી શકાય. આજે એ લોકોને રજા પડી છે. કમલાને નિશાળની ગાડી દર્જીપાડામાં તેમને જૂને ઘેર મૂકી આવી છે. તે ઘેર હું જાતે જઈ આવ્યો છું. મેં જઈને જોયું તો કમલા ચુનેતરા ઉપર બેસીને સફરજન છોલી તેનાં પતિકાં ઉતારતી હતી અને રમેશ તેની સામે ભોંય પર બેસી એક એક ટુકડો મોંમાં મૂકતો હતો. મેં રમેશને પૂછ્યુંઃ "રમેશ, આ શું છે?" રમેશે કહ્યુંઃ "મારે હમણાં તમને કાંઈ કહેવું નથી." જો રમેશ એક શબ્દ પણ બોલ્યો હોત કે એ મારી સ્ત્રી નથી, તો તેના ઉપર પણ આધાર રાખીને કોઈ પણ ઉપાયે વહેમને શાંત કરવાનો પ્રયત્ન કરી શકાત. પણ તે હા–ના કશું જ કહેવા માગતો નથી. હવે, આટલું જાણ્યા પછી પણ તું રમેશ ઉપર વિશ્વાસ રાખવા માગે છે?"

પ્રશ્નના ઉત્તરની આશાએ યોગેન્દ્રે હેમનલિનીના મોં તરફ ધારીને જોયું; તેનું મોં અસ્વાભાવિક રીતે ફિક્કું પડી ગયું હતું, અને પોતાનું બધું જોર ખર્ચી ખુરસીના હાથા પકડી રહેવાનો તે પ્રયત્ન કરતી હતી! એક ક્ષણ પછી જ તે સામે ઝૂકી પડી અને મૂર્છા પામીને ખુરસી ઉપરથી નીચે પડી ગઈ.

અન્નદાબાબુ ગભરાઈ ગયા. તેઓ ભોંય પડેલી હેમનલિનીનું માથું બે હાથે છાતી સરસું ખેંચી લઈ બોલ્યા: "બહેન, શું થયું બેટા! એ લોકોના કહેવા ઉપર લગારે વિશ્વાસ રાખીશ નહિ —બધું ખોટું છે!"

યોગેન્દ્રે પોતાના બાપને ખસેડી હેમનલિનીને એક સોફા ઉપર લઈ લીધી—પાસેજ કૂજામાં પાણી હતું, તે પાણી વડે તેના મોઢા પર અને આંખ પર વારંવાર છાલક મારી—અને અક્ષય એક પંખો લઈ તેને જોરથી પવન નાખવા લાગ્યો.

હેમનલિનીએ થોડીજ વારમાં આંખ ઉઘાડી અને તરતજ તે ચમકી ઊઠી—અન્નદાબાબુના તરફ જોઈને ચીસ પાડીને બોલી: "બાપુ, અક્ષયબાબુને અહીંથી ચાલ્યા જવા કહો."

અક્ષય પંખો મૂકી દઈ ઓરડા બહાર બારણા પાછળ જઈને ઊભો રહ્યો. અન્નદાબાબુ સોફા ઉપર હેમનલિનીની પાસે બેસી તેને મોઢે અને શરીરે હાથ ફેરવવા લાગ્યા—અને ઊંડો નિસાસો નાખી માત્ર એકવાર બોલ્યા: "બહેન, બેટા!"

જોતજોતામાં હેમનલિનીની બંને આંખોમાંથી પાણી વહેવા લાગ્યાં—તેની છાતી ઊંચીનીચી થવા લાગી. પિતાના ઘૂંટણ ઉપર છાતી દબાવી રાખી પોતાના અસહ્ય રુદનનો વેગ રોકવાનો તે પ્રયત્ન કરવા લાગી. અન્નદાબાબુ આંસુથી રૂંધાયેલે કંઠે બોલવા લાગ્યા: "બહેન, તું નચિંત રહેજે બેટા. રમેશને હું બરાબર ઓળખું છું—તે કદી પણ વિશ્વાસભંગ કરે એવો નથી—યોગેન્દ્રની જરૂર ભૂલ થઈ છે."

યોગેન્દ્રથી હવે રહેવાયું નહિ. તે બોલ્યો: "બાપુ, ખોટી ધીરજ આપશો નહિ! અત્યારનું એનું દુઃખ ટાળવા જતાં એને બમણા દુઃખમાં નાખશો. બાપુ, હેમને હમણાં જરા વિચાર કરવાનો વખત આપો."

હેમનલિની તરત જ પિતાનાં ઘૂંટણ છોડીને બેઠી થઈ— અને યોગેન્દ્રના મોં તરફ જોઈ ને બોલી : " મેં વિચારવાનું બધું વિચારી મૂક્યું છે. જ્યાં સુધી તેમને પોતાને મોઢે ન સાંભળું ત્યાં સુધી હું કેમે કરી માનવાની નથી, એ નક્કી જાણજો ! "

આટલું કહીને તે ઊઠી પડી. અન્નદાબાબુએ ગભરાઈ જઈ તેને પકડી લીધી—કહ્યું : " પડી જશે ! "

હેમનલિની અન્નદાબાબુનો હાથ પકડીને પોતાના સૂવાના ખંડમાં ગઈ. બિછાનામાં સૂઈ ને બોલી : " બાપુ, મને જરા વાર એકલી મૂકો, મારે ઊંઘી જવું છે."

અન્નદાબાબુ બોલ્યાઃ " હરિની માને બોલાવું ? પવન નાખે ? "

હેમનલિનીએ કહ્યું : " પવનની જરૂર નથી, બાપુ. "

અન્નદાબાબુ પાસેના ઓરડામાં જઈને બેઠા. આ કન્યાને છ મહિનાની બાલ્યાવસ્થામાં મૂકીને એની મા મરી ગઈ હતી—તે હેમની માનો તેઓ વિચાર કરવા લાગ્યા. તેની સેવા, તેની ધીરજ, તેની સદાની પ્રસન્નતા તેમને યાદ આવ્યાં. તે ગૃહલક્ષ્મીની પ્રતિમા જેવી જે છોકરી આજ સુધી તેમને ખોળે મોટી થઈ, તેના અનિષ્ટની આશંકાથી તેમનું હૃદય વ્યાકુળ થઈ ગયું. પાસેના ઓરડામાં બેઠા બેઠા તેઓ તેને ઉદ્દેશીને કહેવા લાગ્યા : " બહેન, તારાં બધાં વિઘ્નો દૂર થાઓ, હમેશાં તું સુખમાં રહેજે, તને સુખી જોઈને, નીરોગી જોઈ ને, જેને તું ચાહે છે તેના ઘરમાં લક્ષ્મીની પેઠે પ્રતિષ્ઠિત થયેલી જોઈને હું તારી મા પાસે જવા પામું તો સારું. " એમ કહીને પહેરણના છેડા વડે ભીની આંખો લૂછી નાખી !

સ્ત્રીઓની બુદ્ધિ વિષે યોગેન્દ્રના મનમાં શરૂઆતથી જ ખૂબ અનાદર હતો, આજે તે વધારે દૃઢ થયો. સ્ત્રીઓ પ્રત્યક્ષ પ્રમાણને પણ માનતી નથી— એમનું શું કરવું ? બે ને બે ચાર થવાના જ: પછી એથી માણસને સુખ થાય કે દુઃખ થાય—એ વાતનો પણ એ લોકો કોઈ કોઈ વાર અસ્વીકાર કરે છે. બુદ્ધિ જો કાળાને સફેદ

કહેતી હોય તો બિચારી બુદ્ધિ ઉપર એ લોકો ભારે રીસે ભરાવાના. એમની સાથે તે કેવી રીતે સંસાર ચલાવવો, એ યોગેન્દ્રને કેમે કર્યું સૂઝ્યું નહિ !

યોગેન્દ્રે બૂમ પાડી : " અક્ષય ! "

અક્ષય ધીરેધીરે ઓરડામાં આવ્યો. યોગેન્દ્ર બોલ્યોઃ " તેં બધું સાંભળ્યું તો ખરું. હવે એનો ઉપાય શો ? "

અક્ષય બોલ્યો : " મને આ બધી વાતમાં નકામો શું કામ ઘસડે છે, ભાઈ ? હું આજ લગી કશું જ બોલ્યો નથી. તેં આવીને જ મને આ મુશ્કેલીમાં નાખ્યો. "

યોગેન્દ્ર : એ બધી ફરિયાદોની વાત પછી થઈ રહેશે. હવે હેમનલિની આગળ રમેશને પોતાને મોઢે બધી વાત કહેવડાવ્યા વિના બીજો ઉપાય દેખાતો નથી.

અક્ષય : કંઈ ગાંડો થયો છે ! માણસ પોતાને મોઢે—

યોગેન્દ્ર: અથવા જો એક કાગળ લખે તો તો એથીયે સારું થાય. તારે એ કામ લેવું જ પડશે. પણ હવે વાર કર્યે ન ચાલે.

અક્ષય બોલ્યો : જોઈએ છીએ કેટલે સુધી શું કરી શકીએ છીએ તે.

# ૨૧

રાતના નવ વાગે રમેશ કમલાને લઈને શેયાલદહ સ્ટેશને જવા નીકળ્યો. જતી વખતે જરા ચકરાવો ખાઈને ગયો. ગાડીવાનને નકામી થોડી ગલીમાં ફેરવીને લઈ ગયો. કલુટોલામાં એક ઘર પાસે આવતાં કુતૂહલપૂર્વક મોઢું બહાર કાઢી જોયું. પરિચિત ઘરમાં કશો જ ફેર પડ્યો ન હોતો!

રમેશે એવો એક ઊંડો નિસાસો નાખ્યો કે ઊંઘે ઘેરાયેલી કમલા ચમકી ઊઠી. તેણે પૂછ્યું : "તમને શું થયું છે?"

રમેશે જવાબ દીધો : "કાંઈ નહિ." બીજું કંઈ જ બોલ્યો નહિ—ગાડીના અંધકારમાં મૂંગો મૂંગો બેસી રહ્યો. જોતજોતામાં ગાડીના ખૂણામાં માથું મૂકી કમલા ફરી ઊંઘી ગઈ. ક્ષણભર તો કમલાનું અસ્તિત્વ સુધ્ધાં રમેશને અસહ્ય થઈ પડ્યું.

ગાડી વખતસર સ્ટેશને પહોંચી. એક સેકંડ કલાસનો ડબો પહેલેથી જ રિઝર્વ કરેલો હતો—રમેશ અને કમલા તેમાં બેઠાં. એક બાજુની પાટલી ઉપર કમલાને માટે બિછાનું પાથરી, ગાડીની બત્તીની નીચે પડદો તાણી લઈ અંધારું કરી, રમેશે કમલાને કહ્યું : "ઘણો વાર થયાં તારો સૂવાનો વખત થઈ ગયો છે, તું અહીં ઊંઘી જા."

કમલાએ કહ્યું : "ગાડી ઊપડશે એટલે હું ઊંઘી જઈશ. ત્યાં સુધી હું આ બારી પાસે બેસીને જરા જોઉં ?"

રમેશે હા પાડી. કમલા માથે લૂગડું ખેંચી લઈ પ્લૅટફૉર્મ તરફને બેઠકને છેડે બેસી લોકોની આવજા જોવા લાગી. રમેશ વચમાં બેઠો બેઠો અન્યમનસ્કની જેમ જોઈ રહ્યો. ગાડી ઊપડી હતી એવામાં રમેશ ચમકી ઊઠ્યો—તેને એકાએક એમ લાગ્યું કે તેનો કોઈ ઓળખીતો માણસ ગાડી તરફ દોડતો હતો.

બીજી જ ક્ષણે કમલા ખલખલ હસી પડી. રમેશે બારીમાંથી ડોકું કાઢી જોયું—રેલવેના અમલદારના વાંધાને ગણકાર્યા સિવાય એક માણસ ગમે તે ઉપાયે ચાલતી ગાડીમાં બેસી ગયો અને ખેંચાખેંચમાં તેની ચાદર અમલદારના હાથમાં જ રહી ગઈ. ચાદર લેવા માટે તે માણસે જ્યારે બારીમાંથી ઝૂકીને હાથ લંબાવ્યો ત્યારે રમેશ બરાબર ઓળખી શક્યો કે એ બીજું કોઈ નહોતું, અક્ષય જ હતો.

આ ચાદરની ખેંચાખેંચનો દેખાવ જોઈને કમલાનું હસવું ઘણી વાર સુધી અટક્યું નહિ.

રમેશે કહ્યું : "સાડાદસ વાગી ગયા—ગાડી પણ ઊપડી, હવે તું ઊંઘી જા."

બાલિકાએ બિછાનામાં સૂતાં સૂતાં જ્યાં સુધી ઊંઘ ન આવી ત્યાં સુધી થોડી થોડી વારે ખલખલ હસ્યા કર્યું.

પણ આ વાતમાં રમેશને ઝાઝી ગમ્મત ન પડી.

રમેશ જાણતો હતો કે કોઈ પણ ગામડા સાથે અક્ષયને કશોય સંબંધ નહોતો—તે વંશપરંપરાથી કલકત્તામાં જ રહેતો આવ્યો હતો—આજે રાત્રે આમ ઊંચે શ્વાસે તે કલકત્તાથી ક્યાં જતો હશે? રમેશને ખાતરી હતી કે અક્ષય એની જ પૂંઠે આવતો હતો.

અક્ષય જો રમેશના ગામમાં જઈ, તપાસ શરૂ કરે અને

ત્યાં રમેશના પોતાના અને સામા પક્ષના માણુસોમાં એ વિષે ચૂંથાચૂંથ ચાલ્યા કરે તો આખી વસ્તુ કેવી ગંદી બની જાય, એની જ કલ્પના કરી રમેશનું હૃદય અશક્ત થઈ ગયું. પોતાના મહોલ્લામાં કોણ શું કહેશે, કેવી કેવી વાત ડહોળાશે, એ બધું રમેશ જાણે નજર સામે જોવા લાગ્યો. કલકત્તા જેવા શહેરમાં ગમે તે સ્થિતિમાં એકાંત મળી શકે છે—પરંતુ નાનાં ગામડાંની ગંભીરતા ઓછી હોય છે એટલે જ થોડા આઘાતથી જ ત્યાં આંદોલનનાં મોજાં ખૂબ પ્રચંડ બની જાય છે. એ વાતનો રમેશ જેમજેમ વિચાર કરવા લાગ્યો તેમતેમ તેનું મન વધારે ને વધારે સંકોચાવા લાગ્યું.

બરાકપુર જ્યારે ગાડી ઊભી રહી ત્યારે રમેશે ડોકાવીને જોયું કે અક્ષય ઊતર્યો નથી. નૈહાટિમાં ઘણાં માણસો ઊતરચડ કરવા લાગ્યાં, પણ તેમાંયે અક્ષય ન દેખાયો. એક વાર વૃથા આશાથી બગુલા સ્ટેશને પણ રમેશે વ્યગ્ર થઈને ડોકું બહાર કાઢયું—પણ ઊતરનારાઓમાં અક્ષયનું નામનિશાન નહોતું. ત્યાર પછીને બીજે કોઈ પણ સ્ટેશને અક્ષય ઊતરે એવો સંભવ તેને લાગ્યો નહિ.

મોડી રાત્રે ખૂબ થાકીને રમેશ ઊંઘી ગયો.

બીજે દિવસે સવારે ગાડી ગોવાલંદ પહોંચતાં જ રમેશે જોયું કે અક્ષય માથેમોઢે ચાદર ઓઢીને હાથમાં એક બૅગ લઈને ઉતાવળો ઉતાવળો સ્ટીમર તરફ દોડતો જતો હતો.

જે સ્ટીમરમાં રમેશ જવાનો હતો તેને ઊપડવાને હજી વાર હતી. પણ બીજા ઘાટ ઉપર બીજી એક સ્ટીમર ઊપડવાની તૈયારીમાં હતી અને વારેવારે સીટી વગાડયા કરતી હતી. રમેશે પૂછયું : “ આ સ્ટીમર ક્યાં જશે ? ”

જવાબ મળ્યો : “ પશ્ચિમમાં. ”

“ ક્યાં સુધી જશે ? ”

"પાણી જો ઓછાં ન થઈ જાય તો કાશી સુધી."

આ સાંભળીને રમેશ તરત જ તે સ્ટીમરમાં ચડી ગયો અને કમલાને એક કમરામાં બેસાડી આવ્યો—તથા ઉતાવળો ઉતાવળો થોડું દૂધ, ચોખા, દાળ અને એક લૂમ કેળાં ખરીદી લાવ્યો.

આ બાજુ અક્ષય બીજી સ્ટીમરમાં બધા ઉતારુઓ કરતાં પહેલાં ચડી જઈને સંતાઈને એવી એક જગ્યાએ ઊભો રહ્યો, જ્યાંથી બીજા ઉતારુઓની હિલચાલ ઉપર નજર રાખી શકાય. ઉતારુઓને કંઈ ખાસ ઉતાવળ નહોતી. સ્ટીમર ઊપડવાને વાર હતી—તેઓ એ ગાળામાં હાથમોં ધોઈ, સ્નાન કરી કોઈ કોઈ કાંઠે રસોઈ કરી જમી લેવા લાગ્યા. અક્ષયને ગોવાલંદની માહિતી નહોતી. તેણે માન્યું પાસે જ કોઈ વીશી કે કંઈ હશે, ત્યાં રમેશ કમલાને જમાડી લેતો હશે.

આખરે સ્ટીમર સીટી વગાડવા લાગી; તોયે રમેશ દેખાયો નહિ. હાલતાં પાટિયાં ઉપર થઈને ઉતારુઓનાં ટોળાંએ જહાજમાં ચડવા માંડ્યું. વારેવારે સીટી ફૂંકાતી ગઈ તેમતેમ લોકોની ઉતાવળ પણ વધતી ગઈ. પણ આવેલા અને આવનારા માણસોમાં રમેશ દેખાતો નહોતો. જ્યારે ઉતારુઓ પૂરા થઈ ગયા—પાટિયું ખેંચી લીધું અને સારંગે લંગર ઉપાડવાનો હુકમ આપ્યો ત્યારે અક્ષયે હાંફળાફાંફળા બનીને કહ્યું : "મારે ઊતરી જવું છે!" —પણ ખલાસીઓએ તેની વાત સાંભળી નહિ. જમીન દૂર હતી, અક્ષયે સ્ટીમર ઉપરથી ભૂસકો માર્યો.

કાંઠે ગયો પણ રમેશનો કંઈ પત્તો લાગ્યો નહિ. થોડી વાર ઉપર જ ગોવાલંદથી કલકત્તા જતી પૅસેન્જર ટ્રેન પણ ઊપડી ગઈ હતી. અક્ષયે મનમાં ને મનમાં વિચાર કર્યો, કે કાલે રાતના ગાડીમાં બેસતી વખતે ખેંચાખેંચ થઈ હતી તે વખતે જરૂર રમેશ તેને જોઈ ગયો હોવો જોઈએ, અને પોતે કોઈ વિરુદ્ધ મતલબથી આવે છે માની રમેશ ગામ જવાને બદલે સવારની ગાડીમાં જ

પાછો કલકત્તા ગયો હશે. કલકત્તામાં જો કોઈ માણસ છુપાઈ રહેવાનો પ્રયત્ન કરે તો તો તેને શોધી કાઢવો મુશ્કેલ જ પડે.

અક્ષયે આખો દિવસ ગોવાલંદમાં તરફડિયાં મારીને કાઢ્યો. અને સાંજના મેલમાં બેસી ગયો. બીજે દિવસે મળસકે કલકત્તા પહોંચતાં તે પહેલાં સીધો રમેશના દરજીપાડામાં આવેલા મકાને ગયો. જુએ છે તો બારણાં બંધ—તપાસ કરતાં માલમ પડ્યું કે ત્યાં કોઈ જ આવ્યું નહોતું.

કલુટોલામાં આવીને જુએ છે તો રમેશનું ઘર ખાલી હતું. અન્નદાબાબુને ઘેર આવીને યોગેન્દ્રને કહ્યું : "નાસી ગયો —ન પકડાયો."

યોગેન્દ્રે કહ્યું : "એ તે કેવું ?"

અક્ષયે પોતાના પ્રવાસની વાત માંડીને કહી સંભળાવી.

# ૨૨

અક્ષયને જોતાં જ રમેશ કમલાને સુધ્ધાં લઈને ભાગી ગયો, એ ખબર સાંભળી રમેશની વિરુદ્ધનો યોગેન્દ્રનો બધો વહેમ પાકી ખાતરીમાં ફેરવાઈ ગયો.

યોગેન્દ્ર બોલ્યો : “ પણ અક્ષય, એ બધી દલીલો કશા કામમાં નહિ આવે. માત્ર હેમનલિની જ નહિ પણ બાપુ સુધ્ધાં એક જ વાત પકડીને બેઠા છે. તેઓ કહે છે કે રમેશને પોતાને મોઢે છેલ્લી વાત સાંભળ્યા વિના તેઓ રમેશને અવિશ્વાસની નજરે જોવાના નથી. એટલું જ નહિ પણ રમેશ આજે પણ આવીને કહે : ‘મારે હમણાં કાંઈ જ કહેવું નથી’ તોયે બાપુ તેની સાથે હેમનાં લગ્ન કરતાં અચકાય એમ નથી, એ ચોક્કસ. એ લોકને લીધે હું એવો મુશ્કેલીમાં આવી પડ્યો છું. બાપુ હેમનલિનીનું સહેજ પણ દુઃખ સહન કરી શકતા નથી. હેમ જો આજે હઠ લે કે રમેશને બીજી પત્ની હોય તો છો રહી, મારે તો એને જ પરણવું છે, તો મને લાગે છે કે બાપુ એમ કરવા પણ તૈયાર થાય. ગમે તેમ કરીને અને બને એટલું જલદી રમેશ પાસે કબૂલ કરાવવું જ પડશે. તું હતાશ થાય એ ન ચાલે. હું જ એ કામમાં મંડી જાત, પણ મને કોઈ પણ યુક્તિ સૂઝતી નથી—હું કદાચ રમેશ સાથે મારામારી કરી બેસું. હજી તેં મોઢું ધોયું, ચા પીધી લાગતી નથી.”

અક્ષય મોઢું ધોઈ ચા પીતો પીતો વિચાર કરવા લાગ્યો. એવામાં અન્નદાબાબુ હેમનલિનીનો હાથ પકડીને ચા પીવાના ઓરડામાં દાખલ થયા. અક્ષયને જોતાં વેંત જ હેમનલિની પાછી ફરી ઓરડામાંથી બહાર ચાલી ગઈ.

યોગેન્દ્રે ચિડાઈને કહ્યું : "હેમ, ભારી અન્યાય કરે છે! બાપુ, તમે એની આ બધી અસભ્યતાને થાબડશો નહિ. તેને બળજબરીએ અહીં લાવવી જોઈએ. હેમ! હેમ!"

હેમનલિની ત્યાં સુધીમાં ઉપર ચાલી ગઈ હતી. અક્ષયે કહ્યું : "યોગેન, તું મારો કેસ વધારે ખરાબ કરી મૂકશે એમ લાગે છે! એમની આગળ મારે વિષે એક અક્ષર પણ બોલતો નહિ. વખત આવ્યે એનો ઉપાય થઈ રહેશે, જબરદસ્તી કરવા જતાં બધું ધૂળ મળશે."

એમ કહીને અક્ષય ચા પીને ચાલ્યો ગયો. અક્ષયમાં ધીરજ પુષ્કળ હતી. જ્યારે બધાં જ ચિહ્નો તેની વિરુદ્ધ હોય ત્યારે પણ મંડી રહેતાં તેને આવડતું હતું. તેના ભાવમાં પણ કશો ફેરફાર થતો નહોતો. રીસ કરીને તે મોઢું ચડાવતો નથી કે આઘો ચાલ્યો જતો નથી. અનાદર અને અપમાનમાં પણ તે અવિચલિત રહી શકે છે. માણસ ટકાઉ હતો. એના પ્રત્યે ગમે તે ગમે તેમ વર્તે તોપણ એ ટકી રહેતો.

અક્ષય ચાલ્યો ગયો એટલે ફરીથી અન્નદાબાબુ હેમનલિનીને પકડીને ચાના ટેબલ પર લઈ આવ્યા. આજે તેના કપોલ ફિક્કા હતા, તેની આંખ નીચેનો ભાગ કાળો પડી ગયો હતો. ખંડમાં આવતાં જ તેણે આંખ ઢાળી દીધી, યોગેન્દ્રના મોં તરફ તેનાથી જોવાયું નહિ. તે જાણતી હતી કે રમેશની અને એની ઉપર યોગેન્દ્ર ચિડાયેલો છે, તેમનો ખૂબ કઠોર નજરે વિચાર કરી રહ્યો છે. એટલે યોગેન્દ્ર સાથે મોઢામોઢ કે નજરોનજર મળવું એ તેને માટે મુશ્કેલ થઈ પડ્યું હતું.

પ્રેમ જોકે હેમનલિનીના વિશ્વાસની ચોકી કરી રહ્યો હતો, છતાં દલીલને લગારે નમતું ન આપવું મુશ્કેલ હતું. યોગેન્દ્રની સામે હેમનલિની પરમ દિવસે પોતાના વિશ્વાસની દઢતા પ્રગટ કરીને ચાલી ગઈ હતી, પરંતુ રાત્રિના અંધકારમાં શયનગૃહમાં એકલાં પડતાં તે બળ પૂરેપૂરું કાયમ રહેતું નથી. એ વાત સાચી જ છે કે પહેલેથી જ રમેશના આચરણનો કંઈ અર્થ સમજાતો નથી. વહેમનાં કારણોને હેમનલિની જેમજેમ પ્રાણપણે પોતાના વિશ્વાસના કિલ્લામાં પેસવા દેતી નથી—તેમતેમ તે બહાર ઊભાં ઊભાં જોરથી આઘાત કર્યા કરે છે. જીવલેણ આઘાતમાંથી મા જેમ બાળકને છાતી સરસું બે હાથે દબાવી રાખી રક્ષણ કરે છે, તેજ પ્રમાણે રમેશ પ્રત્યેના વિશ્વાસને હેમનલિની બધાંય પ્રમાણો સામે જોરથી હૃદયમાં વળગાડી રાખ્યો. પણ હાય, જોર કંઈ થોડું બધીય વખતે સરખું રહે છે!

હેમનલિનીની પાસેના ઓરડામાં જ રાતના અન્નદાબાબુ સૂતેલા હતા! હેમ પાસાં બદલ્યા કરતી હતી, તે તેઓ સમજી શકતા હતા. વચ્ચેવચ્ચે તેના ઓરડામાં જઈને તેને કહેતા હતા: “બહેન, તને ઊંઘ નથી આવતી?” હેમનલિની જવાબ આપતી હતી: “બાપુ, તમે જાગો છો? મને ઊંઘ આવે છે—હું હમણાં ઊંઘી જઈશ.”

બીજે દિવસે સવારમાં વહેલી ઊઠીને હેમનલિની અગાસીમાં ફરતી હતી. રમેશના ઘરનું એક પણ બારણું, એક પણ બારી સુધ્ધાં ઉઘાડી નહોતી.

સૂર્ય ધીમેધીમે પૂર્વ તરફનાં મકાનોની હારો ઉપર ચડી આવ્યો. હેમનલિનીને આજનો આ નવોદિત દિન એવો તો શુષ્ક અને સૂનો, એવો તો આશાહીન અને આનંદહીન લાગ્યો કે તે અગાસીમાં જ એક ખૂણામાં બેસી પડી અને બંને હાથે મોં ઢાંકી રડી પડી. આજે આખો દિવસ કોઈ જ આવવાનું નહિ, ચાની

વખતે કોઈની જ રાહ જોવાની નહિ. પાસેના ઘરમાં કોઈ એક જણ છે, એવી કલ્પના કરવાનું સુખ સુખ્વાં ઊડી ગયું!

"હેમ! હેમ!"

હેમનલિનીએ ઝટપટ ઊઠી, આંખ લૂછી નાખી જવાબ દીધો: "શું બાપુ?"

અન્નદાબાબુએ અગાસીમાં આવી હેમનલિનીની પીઠે હાથ ફેરવી કહ્યું: "મને આજે ઊઠતાં મોડું થઈ ગયું."

અન્નદાબાબુ ચિંતામાં ને ચિંતામાં રાતે ઊંઘી શક્યા નહોતા—મળસકે ઊંઘ આવી ગઈ હતી. આંખ પર અજવાળું પડતાં જ ઊઠી પડી મોં ધોઈ હેમનલિનીની ખબર કાઢવા ગયા. જુએ છે તો ઓરડામાં કોઈ નહોતું. સવારમાં તેને એકલી ફરતી જોઈ તેમના અંતરમાં આઘાત થયો. બોલ્યા: "ચાલ બહેન, ચા પીવા ચાલ!"

ચાના ટેબલ પર યોગેન્દ્રની સામે બેસી ચા પીવાની હેમનલિનીની ઇચ્છા નહોતી. પણ તે જાણતી હતી, કે રોજના નિયમથી કંઈ પણ નવું થાય એથી બાપુને દુઃખ થતું હતું. તે ઉપરાંત રોજ તે પોતાને હાથે બાપના પ્યાલામાં ચા રેડી આપતી હતી, એ સેવાથી તે પોતાને વંચિત રાખવા માગતી નહોતી.

બીજે દિવસે સવારે જ્યારે અન્નદાબાબુ હેમનલિનીને ચાના ખંડમાં બોલાવી લઈ જવા આવ્યા ત્યારે તે પિતાનો હાથ પકડીને ઊતરી આવી.

નીચે જઈ, ઓરડામાં જવા પહેલાં જ્યારે તેણે બહારથી સાંભળ્યું કે યોગેન્દ્ર કોઈની સાથે વાત કરે છે, ત્યારે તેનું હૃદય ધબકી ઊઠયું—એકાએક તેને થયું, રમેશ આવ્યો છે કે શું! આટલો વહેલો બીજો કોણ આવે?

કંપિત પગલે ઓરડામાં પેસતાં જ જેવું જોયું કે અક્ષય છે,

કે તરત જ તેનાથી મન કાબૂમાં રખાયું નહિ—તત્ક્ષણ દોડતી બહાર આવી રહી.

બીજી વખતે અન્નદાબાબુ જ્યારે તેને અંદર લઈ આવ્યા ત્યારે તે તેના પિતાની ખુરસીને અડોઅડ ઊભી રહી નીચે મોઢે તેમની ચા તૈયાર કરી આપવા લાગી.

યોગેન્દ્ર હેમનલિનીના વર્તનથી ખૂબ ચિડાઈ ગયો હતો. હેમ રમેશને માટે આટલો બધો શોક કરે એ તેને અસહ્ય લાગતું હતું. તે ઉપરાંત એણે જ્યારે જોયું કે અન્નદાબાબુ પણ તેના આ શોકમાં સાથી બન્યા છે અને હેમનલિની પણ દુનિયાનાં બીજાં બધાં માણસોથી બચવા અન્નદાબાબુની સ્નેહચ્છાયાનું શરણું લેવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેની અધીરાઈ ખૂબ વધી ગઈ.

"જાણે અમે બધાં જ અન્યાયી—અમે પણ સ્નેહને લીધે ફરજ બજાવીએ છીએ, અમે જ ખરી રીતે એનું કલ્યાણ કરવાનો પ્રયત્ન કરીએ છીએ—તેને માટે સહેજ પણ ગુણ માનવાનો તો આઘો રહ્યો, મનમાં ને મનમાં અમને જ દોષ દે છે. બાપુને તો કોઈ જાતનું વ્યવહારજ્ઞાન છે જ નહિ! અત્યારે સાંત્વના આપવાનો વખત નથી—અત્યારે તો આઘાત પહોંચાડવાનો જ વખત છે. તે ન કરતાં એઓ હમેશાં અપ્રિય સત્યને એનાથી દૂર રાખ્યા કરે છે!"

યોગેન્દ્ર અન્નદાબાબુને સંબોધીને બોલ્યો: "ખબર છે બાપુ, શું થયું છે?"

અન્નદાબાબુ ગભરાઈ ઊઠી બોલ્યા: "ના—શું થયું છે?"

યોગેન્દ્ર: રમેશ કાલે તેની સ્ત્રીને લઈને ગોવાલંદ મેલમાં ગામ જતો હતો. અક્ષયને તે જ ગાડીમાં ચડતો જોઈને ગામ જવાને બદલે તે કલકત્તા ભાગી આવ્યો.

હેમનલિનીનો હાથ ધ્રૂજી ઊઠ્યો.—ચા રેડવા જતાં ચા ઢોળાઈ ગઈ. તે ખુરસી ઉપર બેસી પડી.

યોગેન્દ્ર તેના મોં તરફ એક તીરછી નજર નાખી બોલવા લાગ્યો : "નાસી જવાની શી જરૂર હતી, મને તો કાંઈ સમજાતું નથી. અક્ષય આગળ તો પહેલેથી જ બધું ખુલ્લું પડી ગયું હતું. એક તો તેનું પહેલાંનું આચરણ જ પૂરતું ખરાબ હતું, તેમાં વળી આ બાયલાપણું, ચોરની પેઠે સતત નાસતા ફરવું, એ બધું મને અતિશય હલકું લાગે છે. મને ખબર નથી—હેમ શું માને છે—પણ આમ ભાગી ગયો એટલાથી જ તેનો ગુનો પૂરેપૂરો સાબિત થઈ જાય છે."

હેમનલિની ધ્રૂજતી ધ્રૂજતી ખુરસી છોડીને ઊભી થઈ—બોલી : "મોટાભાઈ, મારે પુરાવાની કંઈ પરવા નથી. તમારે તેમનો ન્યાય તોળવો હોય તો તોળો. મારે તેમના કાજી થવું નથી."

યોગેન્દ્ર : તારી સાથે જેનો લગ્નનો સંબંધ બંધાય છે, તેની સાથે શું અમારે સંબંધ જ નહિ ?

હેમનલિની : લગ્નની વાત કોણ કહે છે ? તમારે સંબંધ તોડી નાખવો હોય તો તોડી નાખો—એ તમારી મરજીની વાત છે. બાકી મારું મન ભાંગવાનો પ્રયત્ન ફોગટ છે.

બોલતાં બોલતાં હેમનલિનીની વાણી અટકી ગઈ અને તે રડી પડી. અન્નદાબાબુ એકદમ ઊઠીને તેનું આંસુભીનું મોં છાતી સરસું દબાવી બોલ્યા : "ચાલ હેમ, આપણે ઉપર જઈએ !"

## ૨૩

સ્ટીમર ઊપડી. પહેલા બીજા વર્ગના કમરામાં કોઈ હતું નહિ. રમેશે એક કમરો પસંદ કરી લઈ બિછાનું પાથરી દીધું. કમલા સવારમાં દૂધ પીને તે કમરાનું બારણું ઉઘાડી નદી અને નદીનો કાંઠો જોવા લાગી.

રમેશ બોલ્યો: " તને ખબર છે, કમલા, આપણે ક્યાં જઈએ છીએ ? "

કમલાએ કહ્યું : " ગામ જઈએ છીએ. "

રમેશ : ગામમાં તો તને ગમતું નથી—આપણે ગામ નથી જવું.

કમલા : મારે માટે તમે ગામ જવાનું બંધ રાખ્યું ?

રમેશ : હા. તારે જ માટે.

કમલાએ મોં ચડાવી કહ્યું : " શા માટે એવું કર્યું ? મેં એક દહાડો વાતવાતમાં કંઈ કહ્યું એટલે આમ ઓછું લાવવાનું હશે કેમ ? તમે જરાજરામાં ખિજાઈ જાઓ છો ! "

રમેશે હસીને કહ્યું : " હું લગારે ખિજાયો નથી. ગામ જવાની મારી પણ મરજી નથી. "

એટલે કમલાએ ઉત્સુક થઈને પૂછ્યું : "ત્યારે આપણે ક્યાં જઈએ છીએ ?"

રમેશ : પશ્ચિમમાં.

'પશ્ચિમમાં' સાંભળતાં જ કમલાની આંખો ફાટી ગઈ. પશ્ચિમ ! જે માણસે બધો વખત ઘરમાં જ કાઢ્યો છે, તેને મન પશ્ચિમ એટલે તો શું ! પશ્ચિમમાં તીર્થ છે, પશ્ચિમમાં આરોગ્ય છે, પશ્ચિમમાં નવા નવા પ્રદેશ છે, નવાં નવાં દશ્યો છે, કેટલાય રાજા અને સામ્રાજ્યોની કીર્તિ છે, કેટલાંય કારીગરીવાળાં મંદિરો છે, કેટલીય પ્રાચીન કથાઓ છે, કેટલાંય વીરત્વનો ઇતિહાસ છે.

કમલાએ આનંદમાં આવીને પૂછ્યું : " પશ્ચિમમાં આપણે ક્યાં જઈએ છીએ ?"

રમેશે કહ્યું : " કાંઈ નક્કી નથી. મુંગેર, પટના, દાનાપુર, બકસર, ગાઝિપુર, કાશી ગમે ત્યાં કોઈ ઠેકાણે ઊતરીશું."

આ બધાં કંઈક જાણેલાં કંઈક ન જાણેલાં શહેરોનાં નામ સાંભળી કમલાની કલ્પના વધુ ઉત્તેજિત થઈ. તે તાળી પાડી બોલી : " ભારે મજા પડશે ! "

રમેશ બોલ્યો: " મજા તો પછી પડશે, પણ હમણાં અહીં ખાવાપીવાનું શું કરીશું ? તું ખલાસીઓના હાથનું ખાશે ?"

કમલા ઘૃણાથી મોં બગાડી બોલી : " ઓ મા ! એ મારાથી નહિ બને ! "

રમેશ : ત્યારે શું કરશે ?

કમલા : કેમ, હું જાતે રાંધી લઈશ.

રમેશ : તને રાંધતાં આવડે છે ?

કમલા હસી પડી, બોલી : " તમે મને શું ધારો છો, કોણ જાણે ! રાંધતાં યે નહિ આવડતું હોય ? હું કંઈ નાની કીકલી છું શું ? મામાને ઘેર હું રોજ રાંધતી હતી. "

રમેશ તરત જ પસ્તાવો જાહેર કરી બોલ્યો : "ખરું, તને આવો સવાલ પૂછવો નહોતો જોઈતો. તો તો અત્યારથી જ રાંધવાની તૈયારી કરવા માંડીએ,—કેમ ?"

એમ કહીને રમેશ ચાલ્યો ગયો, અને તપાસ કરીને એક લોઢાનો ચૂલો મેળવ્યો. એટલું જ નહિ પણ કાશી પહોંચાડવાનો ખરચ અને પગાર આપવાની લાલચ આપી ઉમેશ નામના એક કાયસ્થના છોકરાને પાણી ભરવું, વાસણ માજવાં વગેરે કામ માટે રાખી લીધો.

રમેશે કહ્યું : "કમલા, આજે શું રસોઈ બનાવશે ?"

કમલા બોલી : "તમારી પાસે છે બહુ ને ?—એક દાળ ને ચોખા છે. આજે ખીચડી થશે."

રમેશ કમલાના કહ્યા પ્રમાણે ખલાસીઓ પાસેથી મસાલો લઈ આવ્યો.

રમેશની બાઘાઈ જોઈને કમલા હસી પડી, બોલી : "ફક્ત મસાલાને શું કરું ? પથ્થર વગર વાટું શાનાથી ? તમે ખરા છો !"

બાલિકાની આ અવજ્ઞા સહન કરીને રમેશ શેલપથ્થરની શોધમાં ઊપડ્યો. પણ શેલપથ્થર તો ન મળ્યા એટલે ખલાસીઓ પાસેથી એક લોઢાની ખાંડણી દસ્તો ઉછીનો લઈ આવ્યો.

ખાંડણી દસ્તાએ મસાલો વાટવાનો કમલાને મહાવરો નહોતો. લાચારીથી તે લઈને જ બેસવું પડ્યું. રમેશે કહ્યું : "નહિ તો મસાલો હું બીજા કોઈ પાસે વટાવી લાવું છું."

કમલાને એ પસંદ ન પડ્યું. તેણે જાતે જ ઉત્સાહપૂર્વક કામ શરૂ કર્યું. આ નવી રીતની અગવડમાં જ તેને મઝા પડવા લાગી. મસાલો ઊડીને ચારેકોર વેરાઈ જાય એટલે તેનું હસવું માય નહિ. તેને આમ હસતી જોઈને રમેશને પણ હસવું આવે.

આ રીતે મસાલો વાટવાનો અધ્યાય પૂરો કરી, કમરે પાલવ વીંટી એક પાલું બાંધેલી જગ્યાએ કમલાએ રસોઈ ચડાવી દીધી. કલકત્તાથી એક હાંડીમાં સંદેશ આણ્યા હતા, તે હાંડીથી જ કામ ચલાવી લેવું પડ્યું.

રસોઈ ચડાવી દઈને કમલાએ રમેશને કહ્યું : "તમે જલદી નાહી લો—મારે રસોઈ થતાં બહુ વાર નહિ લાગે."

રસોઈ પણ થઈ ગઈ, રમેશ પણ નાહીને આવ્યો. હવે સવાલ ઊઠ્યો : થાળી તો છે નહિ, ખાવું શેમાં?

રમેશે ખૂબ ડરતાં ડરતાં કહ્યું : "ખલાસીઓ પાસેથી રકાબી માગી લાવીએ?"

કમલા બોલી : "છટ!"

રમેશે મૃદુ સ્વરે જણાવ્યું : "આવો અનાચાર તો મેં પહેલાં-યે કર્યો છે."

કમલા બોલી : "પહેલાં જે થયું તે થયું. હવે થાય તે નહિ ચાલે. મારાથી એ જોવાય પણ નહિ."

એમ કહીને તે સંદેશની પેલી હાંડી ઉપરની ઢાંકણી જ સારી રીતે ધોઈને લઈ આવી, બોલી : "આજ તો તમે આમાં જ ખાઓ, પછી જોઈ લેવાશે."

પાણી વડે ધોઈને જમવાનું સ્થાન તૈયાર થયું એટલે રમેશ શુદ્ધ ભાવે જમવા બેસી ગયો. એક બે કોળિયા મોંમાં મૂકી બોલ્યો: "વાહ, કમાલ બની છે!"

કમલા શરમાઈને બોલી : "જાઓ, મશ્કરી રહેવા દો."

રમેશ બોલ્યો : "મશ્કરી નથી એની હમણાં ખબર પડી જશે!" એમ કહીને જોતજોતામાં ભાણામાંનું અન્ન સાફ કરીને તેણે બીજું માગ્યું. કમલાએ આ વખતે ખૂબ વધારે પીરસ્યું. રમેશ અકળાઈને બોલ્યો : "આ શું કરે છે? તારે પોતાને માટે કંઈ છે કે?"

"પુષ્કળ છે—તેની ચિંતા તમારે નથી કરવાની."

રમેશને તૃપ્તિપૂર્વક ખાતો જોઈને કમલા ખૂબ ખુશ થઈ. રમેશે કહ્યું : "તું શામાં ખાશે?"

કમલાએ કહ્યું : "કેમ, આ ઢાંકણામાં જ ચાલશે!"

રમેશ અકળાઈ ઊઠ્યો, બોલ્યો : "ના, એ બને જ નહિ!"

કમલા નવાઈ પામી બોલી : "કેમ, કેમ નહિ બને?"

રમેશે કહ્યું : "ના, ના; એ તે કદી બને!"

કમલા બોલી : "બરાબર બને—હું બધું બરાબર કરી લઉં છું. ઉમેશ, તું શામાં ખાશે?"

ઉમેશ બોલ્યો : "માજી, નીચે સુખડિયાઓ ખાવાનું વેચે છે. તેમની પાસેથી શાલનાં પાંદડાં માગી લાવું છું."

રમેશ બોલ્યો : "તું જો એ ઢાંકણામાં ખાવાની હોય તો લાવ મને આપ, હું બરાબર ધોઈ લાવું."

કમલાએ ટૂંકમાં કહ્યું : "ગાંડા થયા છો!" — પળવાર પછી તે બોલી ઊઠી : "પણ પાન તૈયાર નથી કર્યાં, તમે મને પાન નથી મંગાવી આપ્યાં"

રમેશે કહ્યું : "નીચે પાનવાળા પાન વેચે છે."

આમ ખૂબ સ્વાભાવિક રીતે ઘરસંસાર શરૂ થયો. રમેશ મનમાં ને મનમાં ખૂબ ઉદ્વેગ પામ્યો. તે વિચાર કરવા લાગ્યો: 'દામ્પત્યના ભાવને શી રીતે અટકાવી શકાય?'

ગૃહિણીનું પદ લઈ લેવામાં કમલાએ બહારની કોઈ પણ પ્રકારની મદદ કે કેળવણીની આશા રાખી નહોતી. તે જ્યાં સુધી તેના મામાને ત્યાં હતી ત્યાં સુધી તેણે પુષ્કળ રસોઈ કરી હતી, છોકરાં ઉછેર્યાં હતાં, ઘરકામ કર્યું હતું. તેની આવડત, તત્પરતા અને કામનો આનંદ રમેશને ખૂબ ગમ્યાં—પણ સાથેસાથે જ તે એ વાતનો પણ વિચાર કરવા લાગ્યો કે ભવિષ્યમાં આની સાથે શી

રીતે વર્તવું? એને શી રીતે પાસે રાખવી અને છતાં અંતર જાળવવું? બંને વચ્ચે મર્યાદાની રેખા ક્યાં દોરવી જોઈએ? બંનેની વચ્ચે જો હેમનલિની હોત તો બધુંય સુંદર બની જાત! પણ તે આશા જો છોડી જ દેવાની હોય તો એકલી કમલા સાથે આખા કોયડાનો ઉકેલ શી રીતે લાવવો એ સૂઝવું મુશ્કેલ હતું. રમેશે નક્કી કર્યું, કે ખરી વાત કમલાને ખુલ્લેખુલ્લો કહેવી એ જ બરાબર છે. હવે દબાવી રાખ્યે નહિ ચાલે.

## ૨૪

હજી સાંજ પડી નહોતી, એવામાં સ્ટીમર બેટ સાથે લાંઘી ગઈ. તે દિવસે ખૂબ ઠેલાઠેલી કરી તોયે સ્ટીમર તરતી ન થઈ. ઊંચા ભેખડની નીચે જળચર પંખીઓનાં પગલાંથી ચીતરાયેલો રેતીનો પટ થોડે દૂરથી ફેલાતો આવી નદીનાં પાણીમાં ઊતરતો હતો. ત્યાં આગળ ગ્રામવધૂઓ તે વખતે દિવસનું છેલ્લું પાણી ભરી લેવા માટે ઘડા લઈને આવી હતી. તેઓમાંની કોઈ કોઈ પ્રગલ્ભા ઘૂમટા વિના અને કોઈ કોઈ ભીરુ ઘૂમટામાંથી સ્ટીમર તરફ જોઈને કુતૂહલ શાંત કરતી હતી. ઊંચા નાકવાળી ગુમાની સ્ટીમરની આફતથી ગામના છોકરાઓ ભેખડ ઉપર ઊભા રહી બૂમ પાડી પાડી વ્યંગોક્તિ કરી કરી નાચતા હતા.

સામા કાંઠાના જનશૂન્ય ઝાડામાં સૂર્ય આથમી ગયો. રમેશ સ્ટીમરનો કઠેરો પકડીને સંધ્યાના તેજથી દેદીપ્યમાન બનેલી પશ્ચિમ દિશા તરફ મૂંગે મોઢે જોઈ રહ્યો હતો. કમલા તેની પાસું બાંધેલી રાંધવાની જગ્યાએથી આવી કમરાનાં બારણાં પાસે ઊભી રહી. રમેશ જલદી મોં ફેરવે એવો સંભવ ન લાગવાથી તેણે ધીમેધીમે જરા ઉધરસ ખાધી પણ તેથીયે કાંઈ વળ્યું નહિ. આખરે પોતાનો ચાવીનો ઝૂમખો લઈને બારણા ઉપર ટકટક કરવા લાગી. અવાજ

જ્યારે બહુ મોટો થયો, ત્યારે રમેશે મોં ફેરવ્યું. કમલાને જોતાં તેની પાસે આવી બોલ્યો : "આ તારી બોલાવવાની રીત કેવી વિચિત્ર છે?"

કમલાએ કહ્યું : "તો પછી કેવી રીતે બોલાવું?"

રમેશે કહ્યું : "કેમ માબાપે મારું નામ શા સારુ પાડ્યું છે—જો કંઈ કામ ન આવવાનું હોય તો? જરૂર પડે ત્યારે મને 'રમેશબાબુ' કહીને બોલાવવામાં શો વાંધો?"

ફરી પાછી એની એ જાતની મશ્કરી! કમલાના કપોળ અને કાન ઉપર સંધ્યાના તેજ ઉપરાંત બીજી પણ થોડી લાલી આવી ભળી. તેણે માથું વાંકું કરી કહ્યું : "તમારા બોલવાનું કાંઈ ઠેકાણું જ નથી! સાંભળો, તમારું ખાવાનું તૈયાર થઈ ગયું છે; જરા વહેલાવહેલા ખાઈ લો. આજે બપોરે બરાબર જમાયું નહોતું."

નદીની હવાને લીધે રમેશને ભૂખ લાગી જ હતી. તૈયારીને અભાવે કમલા રખેને ગભરાઈ જાય એટલા માટે કંઈ બોલ્યો નહોતો. એવામાં વણમાગ્યા ભોજનના સમાચાર મળતાં તેના મનમાં સુખના જે હિલોળા ઊઠ્યા, તેમાં જરા વિચિત્રતા હતી. એ માત્ર ભૂખ શમાવી શકાશે એ કલ્પનાથી થયેલું સુખ નહોતું—પણ તેના અજાણતાં પણ એક વ્યક્તિ તેની ચિંતા રાખે છે, તેને માટે મહેનત ઉઠાવે છે, તેના કલ્યાણ માટે આપમેળે કામ કર્યે જાય છે, એનું ગૌરવ મનમાં અનુભવ્યા વગર તેનાથી રહેવાયું નહિ. પણ આ વસ્તુ ઉપર એનો હક્ક નહોતો, આવી મોટી વસ્તુ માત્ર ભ્રમ ઉપર જ ખડી હતી—એ વિચારનો નિષ્ઠુર આઘાત પણ થયા વિના રહ્યો નહિ. તે માથું નમાવી લાંબો નિસાસો નાખી કમરામાં ચાલ્યો ગયો.

કમલા તેની મુખચર્યા જોઈ નવાઈ પામી, બોલી : "તમારી ખાવાની ઇચ્છા નથી કે શું? ભૂખ નથી લાગી? હું શું તમને જબરદસ્તીથી જમવાનું કહું છું?"

રમેશ એકદમ પ્રફુલ્લતાનો દેખાડ કરી બોલ્યો : "તારે શું કામ જબરદસ્તી કરવી પડે, મારા પેટમાં જ જબરદસ્તી ચાલી રહી છે! હમણાં તો ખૂબ ચાવી ખખડાવીને બોલાવી લાવી છે, પણ આખરે પીરસતી વખતે ગર્વ ઉતારનાર મધુસૂદન ન દેખા દે, તે ધ્યાનમાં રાખજે!"

એમ કહીને રમેશ ચારે તરફ જોઈ બોલ્યો : "ક્યાં છે, ખાવાનું તો કંઈ દેખાતું નથી. ભૂખ ખૂબ કકડીને લાગી હોય તો-યે આ અસબાબ મને પચે એમ નથી—નાનપણથી મને જુદી જાતની ટેવ પડેલી છે." રમેશ કમરાનાં બિછાના વગેરે આંગળી વડે બતાવીને બોલ્યો.

કમલા ખડખડાટ હસી પડી. હસવાનું બંધ પડ્યું ત્યારે બોલી : "હવે મોડું થાય એ ખમાતું નથી, ખરું? જ્યારે આકાશ તરફ જોતા હતા ત્યારે ભૂખતરસ કંઈ હતું જ નહિ, કેમ? અને મેં બોલાવ્યા કે તરત યાદ આવ્યું કે ખૂબ ભૂખ લાગી છે! સારું, તમે એક મિનિટ બેસો, હું લાવી આપું છું."

રમેશે કહ્યું : "પણ વાર લાગશે તો બિછાના ચાદર કશું રહેશે નહિ—પછી મને દોષ ન દેતી!"

વિનોદની આ પુનરુક્તિથી કમલાને કંઈ ઓછી ગમ્મત ન પડી! તેને ફરી ખૂબ હસવું આવ્યું. સરળ હાસ્યના ફુવારાથી કમરાને સુધામય બનાવી દઈ કમલા ઉતાવળે પગલે ખાવાનું આણવા ચાલી ગઈ. રમેશની બનાવટી પ્રફુલ્લતાના ખોટા તેજ પર ક્ષણમાં કાળાશ છવાઈ ગઈ.

ઉપર શાલનું પાંદડું ઢાંકીને એક ટોપલી લઈને થોડી જ વારમાં કમલા કમરામાં આવી. બિછાના ઉપર ટોપલી મૂકી પાલવ વડે ઓરડાની ભોંય લૂછવા લાગી.

રમેશે ગભરાટમાં કહ્યું : "એ શું કરે છે?"

કમલાએ કહ્યું : " હું તો હમણાં લૂગડું બદલી નાખીશ. "—એમ કહીને શાલનું પાંદડું લઈને માંડયું અને તેની ઉપર પૂરી અને શાક કુશળ હાથે પીરસી દીધાં.

રમેશે કહ્યું : "કેવી નવાઈ! લુચી શી રીતે બનાવી?"

કમલાએ એકદમ ભેદ ખુલ્લો ન કરતાં અત્યંત ગૂઢભાવ ધારણ કરી કહ્યું : " કેવી રીતે બનાવી હશે, કહો જોઉં ? "

રમેશ ભારે વિચારનો ઢોંગ કરી બોલ્યો : " જરૂર ખલાસીઓના નાસ્તામાં ભાગ પડાવ્યો હશે. "

કમલા ખૂબ ઉશ્કેરાઈ જઈને બોલી : " જરા ય નહિ, રામ-રામ ભજો ! "

રમેશે ખાતાં ખાતાં લુચી શી રીતે બની એ વિષે જાત-જાતની અસંભવિત કલ્પનાઓ કરી કરીને કમલાને ચીડવી મૂકી. જ્યારે તેણે કહ્યું : ' ઍરેબિયન નાઈટ્સના જાદુઈ દીવાવાળા અલા-દીને બલુચિસ્તાનથી ગરમ ગરમ તળાવીને તેના દૈત પૂઠે ભેટ મોકલી આપી છે, ત્યારે કમલાની ધીરજ ખૂટી ગઈ. તે મોઢું ફેરવી બોલી : " તો જાઓ—મારે નથી કહેવું ! "

રમેશે એકદમ કહ્યું : " ના, ના; હું હાર કબૂલ કરું છું ! ભરદરિયે લુચી—એ શી રીતે બનવા પામે એ મને તો સૂઝતું નથી. પણ લાગે છે કમાલ ! "

એમ કહીને રમેશ તત્ત્વનિર્ણય કરતાં ક્ષુધાશમન શ્રેષ્ઠ છે એ જોરથી પુરવાર કરવા લાગ્યો.

સ્ટીમર બેટને ચોંટી ગઈ, એટલે ખાલી ભંડાર ભરપૂર કરવા માટે કમલાએ ઉમેશને ગામમાં મોકલ્યો હતો. સ્કૂલમાં હતી ત્યારે રમેશે એને નાસ્તા માટે જે પૈસા આપ્યા હતા તેમાંથી જે કંઈ થોડા બચ્યા હતા તેનાં થોડાં ઘી–લોટ આણ્યાં હતાં. ઉમેશને કમલાએ પૂછ્યું : " ઉમેશ, તારે શું ખાવું છે, કહે જોઉં ? "

ઉમેશ બોલ્યો : " માજી, મહેરબાની કરો તો ગામમાં ગોવાળને ત્યાં ખૂબ સરસ દહીં જોઈ આવ્યો છું—કેળાં તો ઘરમાં છે જ, અને એક પૈસાનાં ધાણીપૌંઆ મળે તો આજે પેટ ભરીને ફરાળ કરી લઉં."

લોભી બાળકનો ફરાળનો ઉત્સાહ જોઈ કમલાને પણ ઉત્સાહ ચડયો—તે બોલી : " પૈસા કંઈ બચ્યા છે, ઉમેશ ? "

ઉમેશે કહ્યું: " ના, મા ! "

કમલા મુશ્કેલીમાં આવી પડી. રમેશની પાસે શી રીતે મોં ફાડીને પૈસા માગવા, તેનો જ વિચાર કરવા લાગી. થોડી વાર પછી બોલી : " તારા નસીબમાં આજે ફરાળ નહિ હોય, પણ લુચી તો છે જ. તું ચિંતા ન કરતો. ચાલ, લોટ બાંધીએ. ચાલ ! "

ઉમેશ બોલ્યો : " પણ મા, હું જે દહીં જોઈ આવ્યો, તેની શું વાત કરું ! "

કમલાએ કહ્યું : " જો ઉમેશ, બાબુ જ્યારે ખાવા બેસે ત્યારે તું તારા બજારના પૈસા માગવા આવજે. "

રમેશે થોડું ખાધું એટલે ઉમેશ આવીને ઊભો અને સંકોચથી માથું ખંજવાળવા લાગ્યો. રમેશે તેના મોં તરફ જોયું. તેણે અરધા શબ્દોમાં કહ્યું : " મા, બજારના પૈસા—"

ત્યારે રમેશને એકાએક ભાન આવ્યું, કે ભોજનની તૈયારી કરવા માટે પૈસાની જરૂર પડે છે, અલાદીનના દીવાની રાહ જોઈ રહ્યે નહિ ચાલે. ઉતાવળો ઉતાવળો બોલ્યો : " કમલા, તારી પાસે કંઈ પૈસા છે જ નહિ. મને યાદ કેમ ન આપી ? "

કમલાએ મૂંગે મોઢે ગુનો કબૂલ કરી લીધો. જમી રહ્યા પછી રમેશે કમલાના હાથમાં એક નાની કૅશ બૉક્સ આપીને કહ્યું : " હમણાં તો તારી પૂંજી બધી આટલામાં જ છે. "

આમ ગૃહિણીપણાનો બધો ભાર આપોઆપ કમલાને માથે જઈ પડે છે, એ જોઈને રમેશે ફરી એકવાર સ્ટીમરના કઠેરા પકડી પશ્ચિમાકાશ તરફ જોયું. પશ્ચિમનું આકાશ જોતજોતામાં તેની નજર સામે અંધકારમય થઈ ગયું.

ઉમેશે આજે પેટ ભરીને પૌંઆ, દહીં અને કેળાં ચોળીને ફરાળ કરી. કમલાએ તેની સામે ઊભાં રહીને તેનું જીવનવૃત્તાંત સવિસ્તર જાણી લીધું.

સાવકી માનો દબાયેલો, ઘરમાં ઉપેક્ષા પામેલો ઉમેશ, કાશી તેની આજીની પાસે ભાગી જતો હતો. તેણે કહ્યું : " મા, જો તમારી પાસે જ મને રાખો તો હું બીજે ક્યાંય નહિ જાઉં."

નમાયા બાળકને મોઢે 'મા' સંબોધન સાંભળીને બાલિકાના કોમલ હૃદયના કોઈ એક ઊંડા પ્રદેશમાંથી જનનીએ જવાબ આપ્યો—કમલાએ સ્નિગ્ધ સ્વરે કહ્યું : " સારું ઉમેશ, તું અમારી સાથે ચાલ. "

# ૨૫

તીરની વનરાજિએ અવિચ્છિન્ન કાળી રેખાથી સંધ્યાવધૂના સોનેરી અંચળા ઉપર કાળી કોર મૂકી દીધી. પરગામ જઈ આખો દિવસ ચરીને વગડાઉ હંસો આકાશના ઝાંખા પડતા સૂર્યના પ્રકાશમાં થઈને સામે કાંઠેના ઝાડ વગરના રેતીના ભાઠામાં એકાંત જલાશયોમાં રાત ગાળવા માટે જતા હતા. કાગડાઓનો માળામાં આવવાનો કલબલાટ થંભી ગયો હતો. નદીમાં તે વખતે હોડી નહોતી, ફક્ત એક જ મોટી તરાઈ ધાટા સોનેરી અને લીલાં મોજાં-વિહોણાં પાણી ઉપર થઈને, પોતાની કાળાશ લઈને, અવાજ કર્યા વગર પોતાની દોરી તાણતી તાણતી જતી હતી.

રમેશ સ્ટીમરના ડેક પરના આગલા ભાગમાં નવા ઊગેલા શુક્લ પક્ષના તરુણચંદ્રના પ્રકાશમાં નેતરની ખુરસી ખેંચી લઈ બેઠો હતો.

પશ્ચિમના આકાશમાંથી સંધ્યાની છેલ્લી સુવર્ણરેખા ઊડી ગઈ; ચંદ્રના પ્રકાશની ઇન્દ્રજાળથી કઠિન જગત જાણે પીગળી ગયું. રમેશ પોતાની મેળે જ મૃદુ સ્વરે બોલવા લાગ્યોઃ 'હેમ, હેમ!'— તે નામનો માત્ર અવાજ સુખ્ધાં જાણે સુમધુર સ્પર્શરૂપે તેના આખા

હૃદયની ફરતે વારંવાર પ્રદક્ષિણા ફર્યો—તે નામનો માત્ર અવાજ સુધ્ધાં જાણે અપરિમેય કરુણારસાર્દ્ર બે છાયામય આંખોરૂપે તેના મુખ ઉપર વેદના વેરીને જોઈ રહ્યો. રમેશનું આખું શરીર રોમાંચિત થઈ ગયું અને તેની બંને આંખો આંસુથી ભીંજાઈ ગઈ.

તેનાં ગયા બે વરસનો આખો ઇતિહાસ તેના મન આગળ ખુલ્લો થઈ ગયો;—હેમનલિની સાથે તેના પ્રથમ પરિચયનો દિવસ યાદ આવ્યો. તે દિવસ પોતાના જીવનમાં કાંઈ વિશેષ મહત્ત્વનો દિવસ છે એવું રમેશને લાગ્યું નહોતું. યોગેન્દ્ર જ્યારે તેને પોતાને ઘેર ચાના ટેબલ આગળ લઈ ગયો, ત્યારે ત્યાં હેમનલિનીને બેસી રહેલી જોઈ શરમાળ રમેશે પોતાને આફતમાં આવી પડ્યો છે એમ માન્યું હતું. ધીમેધીમે શરમ છૂટી ગઈ. હેમનલિનીની સોબતને એ ટેવાઈ ગયો, અને પછી એ ટેવનાં બંધને જ રમેશને બંદી બનાવી દીધો. કાવ્યસાહિત્યમાં રમેશે પ્રેમની જે જે વાતો વાંચી હતી તે બધીનો તે હેમનલિનીને વિષે આરોપ કરવા લાગ્યો. હું પોતે પ્રેમ કરું છું એમ માની તે મનમાં ને મનમાં એક પ્રકારનો અહંકાર અનુભવવા લાગ્યો. તેના સહાધ્યાયીઓ પરીક્ષામાં પાસ થવા માટે પ્રેમની કવિતાના અર્થો ગોખી ગોખીને મરી જતા હતા, ત્યારે રમેશ સાચેસાચે જ પ્રેમ કરતો હતો, એ વિચારે બીજા વિદ્યાર્થીઓને તે દયાપાત્ર ગણતો હતો. રમેશને આજે વિચાર કરતાં જણાયું, કે તે વખતે પણ તે પ્રેમને બહારને બારણે જ હતો. પણ જ્યારે એકાએક કમલાએ આવીને તેની જીવનસમસ્યાને જટિલ કરી મૂકી, ત્યારે જ જાતજાતના વિરોધી આઘાતપ્રત્યાઘાતોને લીધે જોતજોતામાં હેમનલિની તરફ તેનો પ્રેમ આકાર ધારણ કરી, જીવન ગ્રહણ કરી જાગી ઊઠ્યો.

રમેશ પોતાની બન્ને હથેલીઓ ઉપર માથું નમાવીને વિચાર કરવા લાગ્યો: સામે હજી આખુંય જીવન પડેલું છે—હજી તેનું

જીવન કેટલું ભૂખ્યું અને ઉપવાસી છે—કેવી દુશ્છેદ્ય સંકટ જાળમાં જકડાયેલું છે! એ જાળ શું તે બે હાથ વડે જોર કરીને તોડી નહિ નાંખે?

એમ કહીને તેણે દૃઢ સંકલ્પના આવેગમાં એકદમ મોં ઊંચું કરીને જોયું તો પાસે જ બીજી એક નેતરની ખુરશીની પીઠ ઉપર હાથ મૂકીને કમલા ઊભેલી હતી. કમલા ચમકીને બોલી ઊઠી :

"તમે ઊંઘી ગયા હતા, મેં તમને જગાડ્યા કે શું?"

પસ્તાતી કમલાને ચાલી જતી જોઈ રમેશ એકદમ બોલ્યો : "ના, ના, કમલા; હું ઊંઘતો નહોતો. તું બેસ; તને એક વાર્તા કહું."

વાર્તાનું નામ સાંભળી કમલા આનંદ પામી ખુરસી ખેંચી લઈ બેઠી. રમેશે નક્કી કર્યું હતું કે કમલાને બધી વાત ખુલ્લે ખુલ્લી કહેવાનો વખત આવી પહોંચ્યો છે. પણ આવો મોટો આઘાત તે એકદમ ન પહોંચાડી શક્યા. એટલે બોલ્યો : "બેસ, તને એક વાત કહું."

રમેશ બોલ્યો : "પહેલાનાં વખતમાં એક જાતના ક્ષત્રિય રહેતા હતા. તેઓ—"

કમલાએ પૂછ્યું : "ક્યારના વખતમાં? ખૂ—બ જૂના વખતમાં?"

રમેશે કહ્યું : "હા, બહુ વખત પહેલાં. ત્યારે તારો જન્મ નહોતો થયો."

કમલા : ને તમારો થયો હશે! તમે પાછા બહુ વરસના થઈ ગયા ને! ત્યાર પછી?

રમેશ : તે ક્ષત્રિયોમાં એ રિવાજ હતો કે તેઓ જાતે લગ્ન કરવા જતા નહોતા, પણ તલવાર મોકલતા હતા. તે તલવારની સાથે કન્યાનાં લગ્ન થઈ ગયા પછી તેને ઘેર લાવી ફરી વાર લગ્ન કરતા.

કમલા : ના ના, છીઃ એ વળી કેવી જાતનાં લગ્ન ?

રમેશ : મને પણ એવાં લગ્ન ગમતાં નથી—પણ શું કહું—જે ક્ષત્રિયોની વાત કહું છું તેઓ સાસરે જઈને લગ્ન કરવામાં અપમાન માનતા. હું જે રાજાની વાત કહું છું, તે એ જાતનો ક્ષત્રિય હતો. એક દિવસ તે—

કમલા : એ ક્યાંનો રાજા હતો તે તો તમે કહ્યું નહિ !

રમેશે કહ્યું : "મદ્રદેશનો રાજા. એક દહાડો તે રાજા—"

કમલા : રાજાનું નામ શું હતું, પહેલાં કહો.

કમલા બધી વાત ચોખ્ખી કરી લેવા માગતી હતી. તેની આગળ કશુંય અધ્યાહાર રાખે તે ન ચાલે. રમેશે આવું જાણ્યું હોત તો પહેલેથી જરા વધારે તૈયારી કરત. હવે એણે જોયું કે કમલાને વાર્તા સાંભળવાની ગમે એટલી ઉત્કંઠા હોય તોયે વાર્તામાં ક્યાંયે ખાલ રહે એ તેનાથી સહેવાતું નહોતું.

રમેશ આ અચાનક સવાલ સાંભળી જરા થંભી બોલ્યોઃ "રાજાનું નામ રણજિતસિંહ."

કમલાએ એક વાર ગોખી લીધું : "રણજિતસિંહ, મદ્રદેશનો રાજા. ત્યાર પછી ?"

રમેશ : ત્યાર પછી રાજાએ એક દહાડો ભાટને મોઢે સાંભળ્યું કે તેની જ જાતના બીજા એક રાજાને અતિશય સુંદર કન્યા છે.

કમલા : એ વળી ક્યાંનો રાજા ?

રમેશ : ધાર કે કાંચીનો રાજા હતો.

કમલા : ધારી લેવાનું કેવું ! તો શું તે સાચેસાચ કાંચીનો રાજા નહોતો ?

રમેશ : કાંચીનો જ રાજા હતો. તારે તેનું નામ જાણવું છે ? તેનું નામ અમરસિંહ.

કમલા : પેલી છોકરીનું નામ તો કહ્યું નહિ ! પેલી અતિશય સુંદર કન્યાનું !

રમેશ : હા હા, ભૂલ થઈ ખરી, તે છોકરીનું નામ–તેનું નામ—ઓહ, તેનું નામ ચંદ્રા—

કમલા : નવાઈની વાત છે ! તમે આટલું બધું ભૂલી જાઓ છો ! તમે તો મારું પણ નામ ભૂલી ગયા હતા !

રમેશ : કોશલનો રાજા ભાટને મોઢે આ .વાત સાંભળીને—

કમલા : કોશલનો રાજા ક્યાંથી આવ્યો ? તમે તો મદ્રદેશનો રાજા કહ્યો હતો.

રમેશ : તે એક જ દેશનો રાજા હતો એમ તું માને છે ? તે કોશલનો પણ રાજા હતો, મદ્રનો પણ રાજા હતો.

કમલા : બંને રાજ્યો પાસેપાસે હશે ?

રમેશ : એકદમ અડોઅડ !

આ રીતે વારંવાર ભૂલ કરતાં કરતાં અને ચોક્કસ કમલાની મદદથી બધી ભૂલો જેમતેમ સુધારતાં સુધારતાં રમેશ આ પ્રમાણે વાત કહી ગયોઃ—

" મદ્રરાજ રણજિતસિંહે કાંચીરાજની પાસે કન્યાનું માગું કરવા દૂત મોકલ્યો. કાંચીરાજા અમરસિંહ ખુશીથી તૈયાર થયા.

" પછી રણજિતસિંહના નાના ભાઈ ઇન્દ્રજિતસિંહે લાવલશ્કર લઈને ડંકાનિશાન ઉડાવતા ઉડાવતા કાંચીના રાજાના બાગમાં તંબૂ તાણ્યા. કાંચીનગરમાં ઉત્સવની ધમાલ મચી રહી.

" રાજાના જોષીએ જોષ જોઈ મુહૂર્ત નક્કી કરી આપ્યું. વદ બારસને દિવસે અઢી પ્રહર પછી મુહૂર્ત હતું. રાત્રે નગરમાં ઘેરે ઘેર ફૂલનાં તોરણો ઝૂલવા લાગ્યાં, અને દીપમાળા પ્રકટી ઊઠી. આજે રાતે રાજકુમારી ચંદ્રાનાં લગ્ન હતાં.

" પણ કોની સાથે લગ્ન થવાનાં છે, એની રાજકન્યા ચંદ્રાને ખબર નહોતી. તેના જન્મ વખતે પરમહંસ પરમાનંદ સ્વામીએ રાજાને કહ્યું હતું કે તારી આ કન્યા ઉપર અશુભ ગ્રહની

દષ્ટિ છે, માટે લગ્ન વખતે વરનું નામ કન્યા ન જાણવા પામે એવું કરજો.

"યથાસમયે તલવાર સાથે રાજકન્યાનાં છેડાછેડી બંધાઈ ગયાં. ઇન્દ્રજિતસિંહે પહેરામણી લાવીને પોતાની ભાભીને પ્રણામ કર્યા. મદ્રદેશના રણજિત અને ઇન્દ્રજિત જાણે બીજા રામલક્ષ્મણ હતા. ઇન્દ્રજિતે આર્યા ચંદ્રાના અવગુંઠિત લજ્જાની લાલીભર્યા મોં સામે જોયું નહિ—તેમણે ફક્ત તેના નૂપુરવાળા સુકુમાર ચરણયુગલની અલક્ત રેખા જ જોઈ હતી.

"રીતસર વિવાહને બીજે જ દહાડે મુક્તામાળાની ઝાલરવાળી પાલખીમાં વધૂને લઈને ઇન્દ્રજિત પોતાને દેશ જવા ઊપડ્યો. અશુભ ગ્રહની વાત યાદ કરી શંકિત હૃદયે કાંચીરાજે કન્યાને માથે જમણો હાથ મૂકી આશીર્વાદ આપ્યો,—માતાએ કન્યાનું મુખ ચુંબન કર્યું, આંસુ ન રોકી શકી—દેવમંદિરમાં હજાર વિપ્રો ગ્રહ-સ્વસ્ત્યયન માટે રોકવામાં આવ્યા.

"કાંચીથી મદ્ર ખૂબ દૂર હતું—લગભગ મહીનો થાય. બીજે દિવસે રાતે વેતસા નદીને કાંઠે છાવણી નાખી ઇન્દ્રજિતનું લશ્કર વિશ્રામની તૈયારી કરતું હતું, એવામાં વનમાં મશાલનું અજવાળું દેખાયું. શું છે, એ જોવા માટે ઇન્દ્રજિતે સિપાઈ મોકલ્યો.

"સિપાઈએ આવીને કહ્યું : 'કુમાર, એ લોકો પણ બીજાં એક લગનના જાનૈયાઓ જ છે. એ લોકો પણ આપણી જાતના જ ક્ષત્રિયો છે. ખાંડાનાં લગ્ન કરી વધૂને પતિને ઘેર લઈ જાય છે. રસ્તામાં જાતજાતનાં વિઘ્નોનો ભય છે, એટલે એ લોકો કુમારનું શરણું ચાહે છે. હુકમ હોય તો એ લોકો થોડે સુધી આપણા રક્ષણ હેઠળ મુસાફરી કરે.'

"કુમાર ઇન્દ્રજિતે કહ્યું : 'શરણાગતને આશ્રય આપવો એ આપણો ધર્મ છે. જતનપૂર્વક એ લોકોનું રક્ષણ કરજો!'

"આ રીતે બંને છાવણી ભેગી થઈ.

"ત્રીજી રાતે અમાસ હતી. સામે નાના ડુંગરા હતા, પાછળ જંગલ હતું. થાકેલા સૈનિકો કંસારીના અવાજથી અને પાસે આવેલા ઝરણાના કલધ્વનિથી ગાઢ નિદ્રામાં પડેલા હતા.

"એવામાં એકાએક ઘોંઘાટ થતાં બધાં જાગી ઊઠયાં. જુએ છે તો મદનની છાવણીના ઘોડાઓ ગાંડાની માફક દોડાદોડ કરી રહ્યા છે. કોઈએ તેમનાં દોરડાં કાપી નાખ્યાં હતાં, અને વચ્ચેવચ્ચે કોઈ કોઈ તંબૂમાં આગ લાગી હતી; અને તેના અજવાળાથી અમાસની રાત રક્તવર્ણ બની ગઈ હતી.

"એવું માલમ પડયું કે લૂંટારુઓએ હુમલો કર્યો હતો. મારામારી કાપાકાપી શરૂ થઈ ગઈ. અંધારામાં શત્રુ અને મિત્રને પારખવા મુશ્કેલ હતું. ભારે ગોટાળો મચી રહ્યો. લૂંટારુઓ એનો લાભ લઈ લૂંટફાટ કરી ડુંગરામાં અને જંગલમાં અલોપ થઈ ગયા.

"લડાઈ પૂરી થઈ ત્યારે રાજકુમારી નજરે ન પડી. તે ડરની મારી તંબૂમાંથી બહાર નીકળી પડી હતી, અને કેટલાંક ભાગી જતાં માણસોને પોતાનાં માણસો સમજી તેમની સાથે મળી ગઈ હતી!

"તેઓ બીજી જાનનાં માણસો હતાં. ધાંધલમાં તેમની વહુને લૂંટારુઓ ઉપાડી ગયા હતા. રાજકુંવરી ચંદ્રાને જ પોતાની વહુ માની તેઓ જલદી દેશ જવા ઊપડયા.

"તેઓ ગરીબ ક્ષત્રિય હતા. કલિંગ દેશમાં દરિયાકિનારે તેઓ રહેતા હતા. ત્યાં આગળ રાજકુંવરીની સાથે બીજા વરનો મેળાપ થયો. વરનું નામ ચેતસિંહ હતું.

"ચેતસિંહની માએ આવી વહુને અરઘી ઘરમાં લીધી. સગાં-વહાલાં બધાં આવીને કહેવા લાગ્યાં: 'આહ! આવું રૂપ કદી જોયું નથી!'

" મુગ્ધ ચેતસિંહ નવવધૂને ઘરની કલ્યાણલક્ષ્મી માની મનમાં ને મનમાં પૂજા કરવા લાગ્યો. રાજકુંવરી પણ સતીધર્મ સમજતી હતી. તેણે ચેતસિંહને પોતાનો પતિ માની તેને મનથી આત્મજીવન સમર્પણ કરી દીધું.

" નવા લગ્નની શરમ તૂટતાં થોડા દિવસ ગયા. જ્યારે શરમ છૂટી ગઈ, ત્યારે વાતચીતમાં ચેતસિંહને ખબર પડી કે જેને એણે વહુ માનીને ઘરમાં લીધી છે, એ તો રાજકુંવરી ચંદ્રા છે."

## ૨૬

કમલાએ રૂંધાયેલા શ્વાસે, ઉત્કંઠાપૂર્વક પૂછ્યું : " ત્યાર પછી ? "

રમેશે કહ્યું : " હું આટલે સુધી જ જાણું છું—એ પછી મને ખબર નથી. તું જ કહે જોઉં, એ પછી શું ? "

કમલા : ના, ના; એ નહિ બને. ત્યાર પછી શું થયું, મને કહો !

રમેશ : સાચું કહું છું. જે પુસ્તકમાંથી આ વાર્તા કહી તે પુસ્તક હજી પૂરું બહાર પડ્યું નથી. છેલ્લાં પ્રકરણો ક્યારે બહાર પડશે, કોને ખબર !

કમલા ખૂબ ચિડાઈને બોલી : " જાઓ, તમે બહુ દુષ્ટ છો. આ સારું ન કહેવાય ! "

રમેશ : જે પુસ્તક લખે છે તેના ઉપર ચીડિયાં કર. તને માત્ર એટલો જ સવાલ હું પૂછું : ' ચંદ્રાનું ચેતસિંહ શું કરશે ? '

કમલા નદી તરફ જોઈને વિચારમાં પડી ગઈ. ઘણી વાર પછી બોલી : " મને ખબર નથી પડતી, તે શું કરશે. મને તો કાંઈ સૂઝતું નથી. "

રમેશ થોડી વાર સુધી સ્તબ્ધ રહ્યો. બોલ્યો : " ચેતસિંહ બધી વાત ચંદ્રાને ખુલ્લી પાડીને કહેશે ખરો ? "

કમલાએ કહ્યું : "તમે ખરા! કહ્યા વગર બધો ગોટાળો કરી મૂકશો બાકી, કેમ? એ તો બહુ ખરાબ! બધું સ્પષ્ટ તો થવું જોઈએ ને!"

રમેશ યંત્રની માફક બોલ્યો : "તે તો થવું જ જોઈએ!"

રમશ થોડી વાર પછી બોલ્યો: "વારુ કમલા—જો-"

કમલા : જો શું ?

રમેશ : ધાર કે હું જ ખરેખર ચેતસિંહ હોઉં અને તું ચંદ્રા હોય—

કમલા બોલી ઊઠી : "તમે મને એવું કહેશો નહિ; ખરું કહું છું, મને નથી ગમતું."

રમેશ : ના, તારે કહેવું જ પડશે,—તો તારે શું કરવું જોઈએ, અને મારે શું કરવું જોઈએ ?

કમલા આનો કશો જવાબ આપ્યા વિના ખુરસી ઉપરથી ઊઠી ઉતાવળે પગલે ચાલી ગઈ. જુએ છે તો ઉમેશ તેમના કમરા આગળ બેસી મૂંગો મૂંગો નદી તરફ જોઈ રહ્યો હતો. કમલાએ પૂછ્યું : "ઉમેશ, તેં કદી ભૂત જોયું છે?"

ઉમેશે કહ્યું : "જોયું છે, મા!"

એ સાંભળી કમલા પાસેથી એક નેતરનો મોડો ખેંચી લઈને બેઠી, બોલી : "કેવું ભૂત જોયું હતું, બોલ!"

કમલા ચિડાઈને ચાલી ગઈ ત્યાર પછી રમેશે તેને બોલાવી નહિ. ખંડચંદ્ર તેની આંખ સામે ગાઢ વાંસવનની પાછળ અદૃશ્ય થઈ ગયો. ડેકની ઉપરના દીવા હોલવીને એ વખતે સારંગ અને ખલાસીઓ જહાજના નીચલા ભાગમાં જમવાસૂવાની તૈયારી કરવા ગયા હતા. પહેલા બીજા વર્ગમાં કોઈ ઉતારૂ હતું નહિ. ત્રીજા વર્ગના મોટા ભાગના ઉતારુઓ રાંધવા કરવાની ગોઠવણ કરવા પાણી ડહોળી કાંઠે ઊતરી ગયા હતા. કાંઠા ઉપર અંધકારથી છવાયેલાં

ઝાડીઝૂંડોની વચાળમાંથી પાસેના બજારનું અજવાળું દેખાતું હતું. ભરપૂર નદીનો પ્રવાહ લંગરની લોઢાની સાંકળને ખખડાવતો ચાલ્યો જતો હતો, અને થોડીથોડી વારે જાહ્નવીની ફૂલેલી નાડીના થડકારા સ્ટીમરને ડોલાવી મૂકતા હતા.

આ અસ્પષ્ટ વિપુલતા, આ અંધકારની નિબિડતા, અને આ અપરિચિત દૃશ્યની વિશાળ અપૂર્વતામાં નિમગ્ન બનીને રમેશે પોતાના કર્તવ્યના કોયડાને ઉકેલવાનો પ્રયત્ન કર્યો. રમેશ સમજ્યો કે હેમનલિની અથવા કમલા એ બેમાંથી એકને તો છોડવી જ પડશે. બંનેને સાચવીને ચલાય એવો કોઈ વચલો માર્ગ છે જ નહિ. હેમનલિનીને તો આશ્રય પણ છે. હજીયે હેમનલિની તો રમેશને ભૂલી પણ જાય, તે બીજા કોઈને પરણે પણ ખરી, પણ કમલાને છોડી દે તો આ જિંદગીમાં તેને બીજો આરો નથી.

માણસની સ્વાર્થપરાયણતાનો પાર નથી. હેમનલિની રમેશને ભૂલી જાય એવો સંભવ છે, તેને રક્ષણનું સાધન છે—કેવળ રમેશ ઉપર જ તેનો બધો આધાર નથી, એ વસ્તુથી રમેશને લગારે સાંત્વન ન મળ્યું. ઊલટું, તેની ઉત્કંઠા અધીરાઈ વધી પડ્યાં. તેને લાગ્યું, જાણે આ ઘડીએ જ હેમનલિની તેની નજર સામેથી ખસી જઈ હંમેશને માટે અપ્રાપ્ય બની ચાલી જાય છે, હજીયે હાથ લંબાવીને તેને પકડવી હોય તો પકડી શકાય.

બંને હથેલીઓ ઉપર મોઢું મૂકી તે વિચાર કરવા લાગ્યો. દૂર શિયાળવાં રડ્યાં, ગામમાં બેચાર અસહિષ્ણુ કૂતરાં ભસી ઊઠ્યાં. પછી રમેશે હથેલીમાંથી મોં ઊંચું કરી જોયું તો કમલા જનશૂન્ય અંધારા ડેકનો કઠેરો પકડીને ઊભી હતી. રમેશ ખુરશી ઉપરથી ઊઠી પાસે જઈ બોલ્યો: "કમલ, તું હજી સૂઈ નથી ગઈ? રાત ઘણી ગઈ છે!"

કમલાએ કહ્યું: "તમારે સૂઈ જવું નથી?"

રમેશે કહ્યું: "હું હમણાં જ જાઉં છું. પૂર્વ તરફના કમરામાં

મારી પથારી તૈયાર છે. તું હવે મોડું ન કરતી.”

કમલા બીજું કંઈ બોલ્યા વગર ધીરેધીરે તેના ઠરાવેલા કમરામાં ગઈ. તેનાથી રમેશને એમ ન કહેવાયું કે થોડી વાર પહેલાં જ મેં ભૂતની વાત સાંભળી છે અને મારો કમરો સૂનો છે.

કમલાનાં કમને પડતાં મંદ પગલાં જોઈ રમેશના અંતરમાં આઘાત થયો. તે બોલ્યો : “બીતી નહિ, કમલ. તારા કમરા પાસે જ મારો કમરો છે. વચલું બારણું ખુલ્લું રાખીશું.”

કમલા ગુમાનમાં માથું જરા ઉછાળી બોલી : “મને વળી બીવાનું કેવું ?”

રમેશ પોતાના કમરામાં જઈ દીવો હોલવી સૂઈ ગયો. મનમાં ને મનમાં બોલ્યો : ‘કમલાનો ત્યાગ કરવાનો કોઈ માર્ગ નથી, એટલે હેમનલિનીને જ વિદાય આપવી ! આજે એ જ વાત નક્કી. હવે લોવિલંબ નહિ ચાલે.’

હેમનાલનીને વિદાય આપવી એટલે જીવનમાંથી કેટલા અંશને વિદાય આપવી, તેનો અંધકારમાં સૂતાં સૂતાં રમેશ અનુભવ કરવા લાગ્યો. રમેશથી બિછાનામાં શાંત ન રહેવાયું—ઊઠીને બહાર આવ્યો—મધરાતના અંધકારમાં તેણે જોયું કે અનંત દેશ અને અનંત કાલને તેની વેદના અને લજ્જા ઢાંકી રહી છે એવું નથી. આકાશને ભરીને સનાતન કાલના ગ્રહનક્ષત્રતારાઓ સ્થિર બેઠા છે, રમેશ અને હેમનલિનીનો તુચ્છ ઇતિહાસ તેમને અડતો સુધ્ધાં નથી. આ આશ્વિનની નદી પોતાના નિર્જન વાલુકાતટે ઊગેલાં પ્રફુલ્લ કાશવન આગળ થઈને આવી કેટલીય નક્ષત્રપ્રકાશિત રજનીમાં ગાઢ નિદ્રામાં સૂતેલાં ગામોની વનચ્છાયામાં વહેતી વહેતી ચાલી જશે—ત્યારે રમેશના જીવનનો બધોય ધિક્કાર તો શ્મશાનની મૂઠી ધૂળભેગો ચિરધૈર્યમયી ધરણીમાં મળી જઈ સદાને માટે શાંત થઈ ગયો હશે !

## ૨૭

**બીજે** દિવસે કમલા જ્યારે ઊંઘમાંથી જાગી, ત્યારે રાત પૂરી થવા આવી હતી. ચારે બાજુ જોયું તો ઓરડામાં કોઈ નહોતું. તેને યાદ આવ્યું કે હું વહાણમાં છું. ધીમેધીમે ઊઠીને બારણું ઉઘાડી જોયું તો શાંત જળ ઉપર શુભ્ર ધુમ્મસની પાતળી ચાદર પથરાયેલી હતી. અંધકાર ફિક્કો પડતો જતો હતો, પૂર્વ દિશામાં તરુશ્રેણીની પાછળ આકાશમાં સોનેરી છટા પ્રસરતી જતી હતી. જોતજોતામાં નદીની ફીકી નીલધારા માછીઓના મછવાના સફેદ શઢોથી ભરાઈ ગઈ.

કમલાને કેમે કર્યું સમજાયું નહિ કે તેના મનમાં શી એક ગૂઢ વેદના પીડા કરી રહી છે. શરતકાળની આ શિશિર બાષ્પામ્બરા ઊષા કેમ આજે પોતાની આનન્દમૂર્તિ પ્રગટ કરતી નથી? કેમ આજે બાલિકાના હૈયામાંથી આંસુનો ઊભરો કંઠમાં થઈ ને આંખો સુધી વારેવારે ચડ્યા કરે છે. તેને સસરો નથી, સાસુ નથી, સાહિયર નથી, સગું નથી. સાથે કોઈ ઘરની દાસી નથી. એ બધું તેને કાલે યાદ નહોતું આવ્યું—એ દરમિયાનમાં એવું શું બની ગયું છે કે જેથી આજે તેને લાગે છે કે એકલો રમેશ

માત્ર તેનો સંપૂર્ણ આધારસ્થંભ નથી? તેને કેમ લાગે છે કે આ જગત અત્યંત વિશાળ છે, અને પોતે બાલિકા ખૂબ ક્ષુદ્ર છે?

કમલા ઘણી વાર સુધી બારણું પકડીને મૂંગીમૂંગી ઊભી રહી. નદીનો જલપ્રવાહ પ્રવાહી સ્વર્ણપ્રવાહની પેઠે ઝળાંઝળાં થવા લાગ્યો. ખલાસીઓ કામે વળગી ગયા હતા, એંજિને ભૂખ્ ભૂખ્ કરવા માંડ્યું હતું, લંગર ઉપાડવાના અને વહાણને ધકેલવાના ઘોંઘાટથી કવખતે જાગી ઊઠેલાં બાળકો નદીકિનારે દોડી આવ્યાં હતાં.

એવામાં રમેશ આ ધાંધલથી જાગી ઊઠી કમલાની ખબર કાઢવા તેના બારણા આગળ આવ્યો. કમલાએ ચમકી, છેડો ઠેકાણે હતો છતાં તેને જરા વધારે ખેંચી, પોતાને જરા વિશેષ રીતે ઢાંકવાનો પ્રયત્ન કર્યો.

રમેશ બોલ્યો : "કમલા, તેં હાથમોં ધોયાં?"

આ સવાલમાં ચિડાવા જેવું શું હતું એ જો કમલાને પૂછ્યું હોત તો તે કંઈ જ કહી ન શકત. પણ તે એકદમ ચિડાઈ ગઈ. તેણે બીજી તરફ મોં કરી માત્ર માથું હલાવ્યું.

રમેશ બોલ્યો : "દહાડો ચડશે તો બધા લોકો ઊઠી પડશે—અત્યારે તૈયાર થઈ જા ને!"

કમલા કશો જવાબ દીધા વગર એક ચીણ કરેલી સાડી, ટુવાલ અને એક ચોળી ખુરશી ઉપરથી ઉપાડી લઈ ઉતાવળે પગલે રમેશની પાસે થઈને નાવણિયામાં ચાલી ગઈ.

રમેશ સવારમાં ઊઠીને કમલાનું આટલુંયે જતન કરવા આવ્યો એ કમલાને તદ્દન બિનજરૂરી લાગ્યું એટલું જ નહિ, પણ એથી તેને અપમાન લાગ્યું. રમેશની આત્મીયતાની મર્યાદા થોડે દૂર સુધી જ છે, અમુક જગ્યાએ આવ્યા પછી તે થંભી જાય છે, એ કમલાને એકાએક સમજાઈ ગયું હતું. સાસરામાં કોઈ પણ વડીલે તેને લાજ

પાળતાં શીખ્યું નહોતું. માથે ક્યારે કેટલો ઘૂમટો તાણવો જોઈએ એની પણ એને ખબર નહોતી, પણ રમેશ સામે આવતાં જ આજે કોણ જાણે કેમ તેનું અંતર લજ્જાથી સંકોચાવા લાગ્યું.

સ્નાન પતાવી કમલા જ્યારે પોતાના કમરામાં આવીને બેઠી, ત્યારે તેનું દિવસનું કામ તેની સામે આવ્યું. ખભા ઉપરથી છેડે બાંધેલો ચાવીનો ઝૂમખો લઈ કપડાંની બેગ ઉઘાડતાં વેંત તેમાં નાની કેશબૉક્સ નજરે પડી. એ કેશબૉક્સ મળી ત્યારે કાલે કમલાને એક નવું ગૌરવ પ્રાપ્ત થયું હતું. તેના હાથમાં એક સ્વતંત્ર શક્તિ આવી હતી. એટલે તેણે ખૂબ જતનપૂર્વક પેટીને પોતાનાં કપડાંની ટ્રંકમાં તાળું મારીને મૂકી હતી. આજે કમલાને એ પેટી હાથમાં લેતાં ઉલ્લાસ ન થયો. આજે એ પેટી પોતાની ન લાગી— એ રમેશની જ લાગી. એ પેટી વિષે કમલાને પૂર્ણ સ્વતંત્રતા નહોતી. એટલે એ રૂપિયાની પેટી કમલાને બોજારૂપ હતી.

રમેશે ઓરડામાં આવી કહ્યું: "ખુલ્લી પેટીમાં શા કોયડાની શોધ ચાલી રહી છે? કેમ કંઈ ગુપચુપ બેસી રહી છે?"

કમલાએ કેશબૉક્સ ઊંચી કરી કહ્યું: "આ લો તમારી પેટી."

રમેશે કહ્યું: "એ હું લઈને શું કરીશ!"

કમલાએ કહ્યું: "તમારે જોઈએ એ પ્રમાણે મને વસ્તુઓ મંગાવી આપજો."

રમેશ: તારે કંઈ જોઈતું નથી કે શું?

કમલા ડોકું સહેજ વાંકું કરી બોલી: "રૂપિયાની મારે શી જરૂર!"

રમેશ હસીને બોલ્યો: "આવું કેટલા માણસ કરી શકે!

ગમે તેમ હો, જે વસ્તુ ઉપર તને અનાદર હોય તે જ પારકાને આપી દેવાની કેમ ? હું એ શું કામ લઉં ? "

કમલાએ કશો ઉત્તર આપ્યા વિના જમીન ઉપર કૅશબૉક્સ મૂકી દીધી.

રમેશ બોલ્યો : " વારું કમલા, ખરેખરું કહેજે, મેં મારી વાર્તા પૂરી ન કહી એટલા માટે તું મારા ઉપર ચિડાઈ છે ? "

કમલા નીચું જોઈ બોલી : " કોણ ચિડાયું છે ? "

રમેશ : જે ન ચિડાયું હોય તે આ કૅશબૉક્સ રાખે—તો હું માનું કે તેની વાત સાચી છે.

કમલા : ચિડાયાં ન હોય એટલે કંઈ કૅશબૉક્સ રાખવાની હશે કેમ ? તમારી વસ્તુ તમે શું કામ નથી રાખતા ?

રમેશ : મારી ક્યાંથી આવી ? આપીને પાછી ખૂંચવી લઉં તો મર્યા પછી બ્રહ્મરાક્ષસ થવું પડશે ! મને એની બીક નહિ લાગતી હોય !

રમેશને બ્રહ્મરાક્ષસ થવાની બીક લાગી એ જોઈને કમલાને એકદમ હસવું આવ્યું. તે હસતાં હસતાં બોલી : " જરાય નહિ ! આપીને પાછું લઈ લે તેથી કાંઈ બ્રહ્મરાક્ષસ થવાતું હશે ? મેં તો કદી સાંભળ્યું નથી."

આ અચાનક હસવામાંથી સમાધાનની શરૂઆત થઈ. રમેશે કહ્યું : " બીજા પાસે શી રીતે સાંભળે ? જો કદી કોઈ બ્રહ્મરાક્ષસ મળે અને તેને પૂછે તો જ ખરાખોટાની ખબર પડે. "

કમલાને એકાએક કુતૂહલ થઈ આવ્યું. તેણે પૂછ્યું : " વારું, મશ્કરી નથી કરતી–તમે કદી સાચેસાચો બ્રહ્મરાક્ષસ જોયો છે ? "

રમેશે : સાચો તો નથી જોયો, બાકી જોયા તો ઘણા છે. ખરેખર સાચી વસ્તુ દુનિયામાં દુર્લભ હોય છે.

કમલા : કેમ, ઉમેશ તો કહે છે—

રમેશ : ઉમેશ ? ઉમેશ કોણ ?

કમલા : અરે, પેલો છોકરો આપણી સાથે આવે છે ને, તેણે પોતે બ્રહ્મરાક્ષસ જોયો છે!

રમેશ : આ બધી બાબતોમાં હું ઉમેશની તોલે આવી શકું તેમ નથી, એ વાત મારે કબૂલ કરી લેવી જોઈએ.

આ દરમિયાનમાં મહામહેનતે ખલાસીઓએ જહાજને તરતું કરી હંકારી મૂક્યું હતું. થોડે દૂર ગયું ત્યાં માથે એક ટોપલી લઈ, એક માણસ કાંઠે કાંઠે દોડતો દોડતો, હાથ ઊંચો કરી, જહાજ ઊભું રાખવા કાલાવાલા કરવા લાગ્યો. સારંગે તેના ગભરાટ ઉપર ધ્યાન ન આપ્યું. એટલે તે માણસે રમેશને ઉદ્દેશીને 'બાબુ! બાબુ' કહીને બૂમ પાડવા માંડી. રમેશે કહ્યું : 'મને એણે સ્ટીમરનો ટિકિટ-માસ્તર ધાર્યો છે.' રમેશે તેને બંને હાથ ધુમાવી જણાવી દીધું કે સ્ટીમર ઊભી રાખવાનું મારા હાથમાં નથી.

એકદમ કમલા બોલી ઊઠી : "પેલો રહ્યો ઉમેશ! ના, ના, એને મૂકી જશો નહિ—એને લઈ લ્યો!"

રમેશે કહ્યું : "મારા કહેવાથી કંઈ સ્ટીમર ઊભી રાખશે?"

કમલા દયામણી થઈ જઈને બોલી: "ના, તમે ઊભી રાખવાને કહો—કહો ને તમે—કાંઠો કંઈ બહુ આઘો નથી!"

ત્યારે રમેશે સારંગને જઈને સ્ટીમર ઊભી રાખવા કહ્યું. સારંગે કહ્યું : "બાબુ, કંપનીનો નિયમ નથી."

કમલાએ બહાર નીકળીને કહ્યું : "એને મૂકીને નહિ જઈ શકો—જરા ઊભી રાખો! એ મારો ઉમેશ છે!"

એટલે રમેશે નિયમઉલ્લંઘનનો અને વાંધો દૂર કરવાનો સહજ ઉપાય લીધો. પુરસ્કારની આશાથી સારંગે જહાજ ઊભું રાખ્યું, ઉમેશને લઈ લીધો, અને તેને ખૂબ ઠપકો આપવા લાગ્યો. ઉમેશ

તે તરફ ધ્યાન સરખું આપ્યા વગર કમલાના પગ આગળ ટોપલી ઉતારી જાણે કશું જ થયું ન હોય એમ હસવા લાગ્યો.

કમલાના મનનો ક્ષોભ હજી શમ્યો નહોતો. તે બોલી: "હસે છે શાનો? વહાણ જો ઊભું ન રહેત તો તારું શું થાત?"

ઉમેશે એનો સ્પષ્ટ જવાબ દીધા વગર ટોપલો ખાલવી નાખ્યો. એક લૂમ કાચાં કેળાં, કેટલીક જાતનાં શાક, કોબીનાં ફૂલ અને વેંગણ ઢલવાઈ પડ્યાં.

કમલાએ પૂછ્યું: "આ બધું ક્યાંથી લાવ્યો?"

ઉમેશે એ બધું ક્યાંથી લાવ્યો એનો જે ઇતિહાસ કહ્યો તે સંતોષકારક નહોતો. ગઈ કાલે બજારમાંથી દહીં વગેરે ખરીદી લાવવા જતી વખતે તેણે ગામમાં કોઈના છાપરા પર તો કોઈના ખેતરમાં આ બધા ભોગ્ય પદાર્થો જોયા હતા. આજે મળસકે વહાણ ઊપડ્યા પહેલાં કાંઠે ઊતરી આ બધું ચૂંટવાવણવાના કામમાં પડ્યો હતો. કોઈને પણ પૂછવાની રાહ જોઈ નહોતી.

રમેશ ખૂબ ચિડાઈને બોલી ઊઠ્યો: "પારકાના ખેતરમાંથી તું આ બધું ચોરીને લાવ્યો છે?"

ઉમેશે કહ્યું: "ચોરી શું કરવા કરું? ખેતરમાં કેટલું બધું હતું! હું તો માત્ર આ થોડું જ લાવ્યો છું. એમાં શું થઈ ગયું?"

રમેશ: થોડું લાવે એટલે ચોરી નહિ કહેવાય, કેમ? બદમાશ! જા, એ બધું અહીંથી ઉપાડી જા!

ઉમેશ કરુણ નયને એક વાર કમલાના મોં તરફ જોઈને બોલ્યો: "મા, આને અમારા ગામમાં પિડિંગ શાક કહે છે. એને તળ્યાં હોય તો ખૂબ સરસ થાય છે! આ વાયડાં શાક—"

રમેશ બમણો ચિડાઈને બોલ્યો: "લઈ જા તારાં પિડિંગ શાક, નહિ તો હું બધું નદીમાં ફેંકી દઈશ."

આમાં શું કરવું એનો નિર્ણય કરવા તેણે કમલાના મોં

તરફ જોયું. કમલાએ લઈ જવાની ઇશારત કરી. એ ઇશારતમાં કરુણા ભેગી ગુપ્ત પ્રસન્નતા જોઈ ઉમેશ શાકભાજી વગેરે લઈ ટોપલીમાં ભરી ધીમેધીમે ચાલ્યો ગયો.

રમેશ બોલ્યો : " આ બહુ જ ખરાબ કહેવાય ! છોકરાને તું બહેકાવતી નહિ ? "

રમેશ કાગળપત્ર લખવા પોતાના કમરામાં ચાલ્યો ગયો. કમલાએ ડોકિયું કરી જોયું તો સેકંડ કલાસનો ડેક વટાવી સુકાન તરફ જ્યાં તેઓનું પાલુંબાંધેલું રસોડું હતું ત્યાં ઉમેશ ચૂપચાપ બેઠેલો હતો.

સેકંડ કલાસમાં ઉતારુ કોઈ હતા નહિ. કમલા માથે અને શરીરે એક ધાબળો વીંટી લઈ ઉમેશની પાસે જઈ બોલી : " પેલું બધું ફેંકી દીધું કે શું ? "

ઉમેશે કહ્યું : " ફેંકી શું કામ દઉં ? આ ઓરડામાં જ બધું મૂકયું છે. "

કમલાએ ગુસ્સે થવાનો પ્રયત્ન કરી કહ્યું : " પણ બહુ ખોટું કર્યું ! હવે ફરી એવું કામ કરતો નહિ ! જરા વિચાર તો કર, સ્ટીમર ચાલી ગઈ હોત તો ! "

એમ કહીને કમલાએ ઉદ્ધત સ્વરે કહ્યું: "લાવ, ચુલેતરું લાવ."

ઉમેશે ચુલેતરું આણી આપ્યું. કમલા ઝટઝટ ઉમેશે આણેલું શાક કાપવા મંડી ગઈ.

ઉમેશ : મા, આ શાક સાથે સરસવ વાટયા હોય તો ખૂબ સરસ થાય.

કમલાએ ક્રોધભર્યા સ્વરે કહ્યું : " સારું તો સરસવ વાટ."

આ રીતે ઉમેશ બહેકી ન જાય એવી સાવચેતી કમલાએ રાખવા માંડી. ખૂબ ગંભીર મોં કરીને તેનું શાક, તેની તરકારી તેનાં વેંગણ કાપીને ચડાવી દીધાં.

હાય, આ ઘરબાર વગરના છોકરાને આશ્રય દીધા વિના કમલા રહી જ કેમ શકે? શાકની ચોરી કેટલી ગંભીર વસ્તુ છે એ કમલા સમજતી નહોતી, પણ નિરાધાર બાળકની આશ્રયલાલસા કેટલી તીવ્ર હોય છે એ તે સમજતી હતી. કમલાને સહેજ ખુશ કરવા માટે આ અભાગિયો કાલથી થોડું શાક ઉપાડી લાવવાની તક શોધ્યા કરતો હતો એમાં, અને હમણાં જરામાં સ્ટીમરમાં બેસવાનો રહી જતો જતો બચી ગયો એમાં રહેલી કરુણા કમલાને સ્પર્શ્યા વિના રહે ખરી?

કમલા બોલી: "ઉમેશ, તારે સારુ કાલનું પેલું દહીં થોડું રહેલું છે, તને આજે ફરી દહીં ખવડાવીશ, પણ ખબરદાર, આવું કામ ફરી કદી કરીશ નહિ!"

ઉમેશ ખૂબ દુ:ખી થઈને બોલ્યો: "મા, ત્યારે તમે એ દહીં કાલે ખાધું નહોતું?"

કમલાએ કહ્યું: "તારી પેઠે મને દહીં ઉપર ઝાઝો ભાવ નથી. પણ ઉમેશ, બધું તો થયું, પણ મચ્છીનું શું કરીશું? મચ્છી વગર બાબુને ખાવા શું આપીશું?"

ઉમેશ: મચ્છીનો વેંત થાય એમ છે, મા. પણ એ કંઈ વગર પૈસે બને એમ નથી.

કમલા ફરી વાર વઢવા મંડી. તેનાં બે સુંદર ભવાં સંકોચવાનો પ્રયત્ન કરી બોલી: "ઉમેશ, તારા જેવો મૂરખ મેં કોઈ ન જોયો! હું શું તને વગર પૈસે વસ્તુ લાવવાનું કહું છું?"

કાલે કોણ જાણે કેમ ઉમેશના મનમાં એવી ધારણા બંધાઈ ગઈ હતી કે કમલા રમેશ પાસે પૈસા કઢાવવાનું સહેલું માનતી નથી. તે ઉપરાંત, એકંદરે રમેશ તેને ગમતો નહોતો. એટલા માટે રમેશની આશા રાખ્યા વગર તે પોતે અને કમલા એમ બે નિરાધારો ભેગાં થઈ શી રીતે ઘરસંસાર ચલાવી શકે તેની કેટલીક સહેલી યુક્તિઓ તે મનમાં ને મનમાં શોધી રહ્યો હતો. શાક,

વેંગણ, કાચાં કેળાં વિષે તે નચિંત થયો હતો, પણ મચ્છી વિષે હજી તે કોઈ યુક્તિ નક્કી કરી શક્યો નહોતો. દુનિયામાં નિઃસ્વાર્થ ભક્તિને જોરે સામાન્ય દહીં મચ્છી પણ મળતાં નથી, પૈસાની જરૂર પડે છે — એટલે કમલાના અકિંચન ભક્ત બાળકને મન દુનિયા ખૂબ વિકટ જગ્યા લાગી.

ઉમેશ જરા ગળગળો થઈ જઈને બોલ્યો : " મા, જો બાબુને કહીને કોઈ પણ ઉપાયે ચારપાંચ આનાના પૈસા લાવી શકો તો એક મોટી રુઈ[1] લઈ આવું."

કમલા ઉદ્વેગ પામીને બોલી : " ના, ના; તને હું સ્ટીમરમાંથી નહિ ઊતરવા દઉં. હવે જો તું કાંઠે રહી ગયો તો કોઈ તને પાછું લેવાનું નથી. "

ઉમેશ બોલ્યો : " કાંઠે ઊતરું જ શું કામ ? આજે મળસ્કે ખલાસીઓની જાળમાં ખૂબ મોટી મોટી મચ્છી પકડાઈ છે. એકાદ વેચે પણ ખરા. "

આ સાંભળીને તરત જ કમલાએ રૂપિયો લાવી ઉમેશના હાથમાં આપ્યો, કહ્યું : " જે બેસે તે આપીને બાકી પૈસા પાછા લઈ આવજે. "

ઉમેશ મચ્છી લાવ્યો પણ પાછું કશું ન લાવ્યો, બોલ્યો : " એક રૂપિયાથી ઓછે કેમે કરી ન આપી. "

વાત તદ્દન સાચી નથી, એ કમલા સમજી ગઈ—જરા હસીને બોલી : " હવે સ્ટીમર ઊભી રહે ત્યારે રૂપિયા વટાવી મૂકવા પડશે. "

ઉમેશ ગંભીર મોઢે બોલ્યો : " એની ખૂબ જરૂર છે. આખો રૂપિયો એક વાર બહાર કાઢ્યો એટલે પાછો આવવો મુશ્કેલ થઈ પડે છે. "

---

૧. એક જાતની માછલી—રોહિત.

જમવાની શરૂઆત કરતાં રમેશ બોલ્યો : "ખૂબ સરસ થયું છે. પણ આ બધું આવ્યું ક્યાંથી ? આ તો રુઈ મચ્છીનું માથું છે" એમ કહીને માથું સાચવીને ઊંચું કરી બોલ્યો : "આ કંઈ સ્વપ્ન નથી, માયા નથી, મતિભ્રમ નથી—આ તો સાચેસાચ મચ્છીનું માથું છે—રોહિત મત્સ્યનું ઉત્તમાંગ જેનું નામ !"

આ રીતે તે દિવસનું બપોરનું ભોજન સમારોહપૂર્વક પાર ઊતર્યું. રમેશે 'ડેક' પર જઈ આરામ ખુરસી પર બેસી પાચન-ક્રિયામાં મન પરોવ્યું. પછી કમલા ઉમેશને જમાડવા બેઠી. મચ્છીની ચડચડી ઉમેશને એટલી તો ભાવી કે ભોજનનો ઉત્સાહ કૌતુકની વસ્તુ મટી ભયની વસ્તુ થઈ પડી. અકળાયેલી કમલા બોલીઃ "ઉમેશ, હવે ન ખાતો ! તારે સારુ ચડચડી રાખી મૂકું છું. પાછો રાતના ખાજે !"

આ રીતે કામકાજમાં હસવારમવામાં સવારનો હૃદયભાર કોણ જાણે ક્યારે ઊતરી ગયો તેની કમલાને ખબરે પડી નહિ.

ધીમેધીમે દિવસ પૂરો થવા આવ્યો. સૂર્યના પ્રકાશે વાંકા થઈને લાંબીલાંબી છટાઓ દ્વારા પશ્ચિમ તરફથી વહાણના ડેક ઉપર અધિકાર જમાવ્યો. ગેલતાં વહાણ ઉપર સાંજનો કૂમળો તડકો ઝગમગતો હતો. નદીને બંને તીરે કૂમળાં લીલાં શરદનાં અનાજભર્યાં ખેતરોની વચમાં ને સાંકડે રસ્તે થઈને ગામની સ્ત્રીઓ નાહવાને માટે કેડમાં ગાગર લઈને ચાલી આવતી હતી.

કમલા પાનનાં બીડાં પતાવી, ચોટલો વાળી, હાથમોં ધોઈ, કપડાં બદલી સાંજને માટે તૈયાર થઈ ગઈ, તે વખતે સૂર્ય ગામનાં વાંસવનોની પાછળ આથમી ગયો હતો. વહાણે તે દિવસ-પૂરતું સ્ટેશનઘાટે લંગર નાખ્યું હતું.

આજે કમલાને રાતે બહુ રાંધવાનું નહોતું. સવારનું ઘણું શાક અત્યારે ચાલે એમ હતું. એવામાં રમેશે આવીને કહ્યું : "બપોરે આજે ભારે ભોજન થયું છે. એટલે મારે અત્યારે ખાવું નથી."

કમલાએ વિમાસણમાં પડી પૂછ્યું: "કંઈ જ ખાતું નથી ? એકલી મચ્છી પણ નહિ ?"

રમેશે ટૂંકમાં કહ્યું: "ના, મચ્છી જવા દે." એમ કહી તે ચાલ્યો ગયો.

એટલે કમલાએ ઉમેશના ભાણામાં બધું ય શાક અને ચડચડી ઠાલવી દીધી. ઉમેશ બોલ્યો: "તમારે માટે કંઈ રાખ્યું નહિ ?"

કમલા બોલી: "મેં ખાઈ લીધું છે."

આ રીતે કમલાના આ વહેતા સંસારનું બધું કામ એક દિવસપૂરતું પતી ગયું.

એ વખતે ચાંદની જળમાં અને સ્થળમાં ખીલી રહી હતી. કાંઠે ગામ નહોતું. ડાંગરનાં ખેતરની ઘનકોમલ સુવિસ્તીર્ણ નીલ નિર્જનતા ઉપર નિઃશબ્દ શુભ્ર રાત્રિ વિરહિણીની પેઠે જાગતી હતી.

કાંઠા ઉપર પતરાનાં છાપરાવાળી જે નાની સરખી છાપરીમાં સ્ટીમરની ઑફિસ હતી તેમાં એક દૂબળો પાતળો કારકુન ટ્રૂલ ઉપર બેસીને ડેસ્ક ઉપર નાની કેરોસીનની બત્તી લઈને ચોપડો લખતો હતો. ઉઘાડા બારણામાં થઈને રમેશ તે કારકુનને જોઈ શકતો હતો. ઊંડો નિસાસો નાખી રમેશ વિચારતો હતો: 'મારું નસીબ જો મને પેલા કારકુનની પેઠે એક સંકુચિત છતાં સુસ્પષ્ટ જીવનયાત્રામાં બાંધી દેત તો હું હિસાબ લખત, કામ કરત, કામમાં ભૂલ પડતાં શેઠના ઠપકા સાંભળત, કામ પતાવી રાતે ઘેર જાત—હું ખૂબ સુખી થાત—મને કેટલી બધી શાંતિ રહેત!'

આખરે ઑફિસમાં દીવો હોલવાઈ ગયો. કારકુન ઓરડીને તાળું લગાવી ઠંડીની બીકે માથે ધાબળી ઓઢી નિર્જન ડાંગરનાં ખેતરોમાં થઈને ધીમેધીમે કોઈ તરફ ચાલ્યો ગયો—ફરી દેખાયો નહિ.

કમલા ઘણી વારથી સ્ટીમરના કઠેરા પકડી ચુપચાપ પાછળ ઊભેલી હતી, તેની રમેશને ખબર પણ પડી નહિ. કમલા એમ

માનતી હતી કે સાંજના રમેશ મને બોલાવશે. એટલા માટે કામકાજ પતાવી તેણે જ્યારે જોયું કે રમેશ તેની ભાળ લેવા આવ્યો નહિ. ત્યારે તે પોતે જ ધીમે પગલે વહાણના તૂતક પર આવી ઊભી. પણ તે એકાએક ખંચાઈને ઊભી રહી, તેનાથી રમેશની પાસે જવાયું નહિ. ચંદ્રનો પ્રકાશ રમેશના મોં ઉપર પડેલો હતો—તે મોં જાણે દૂર સુદૂર હોય એવું લાગ્યું. જાણે કમલા સાથે તેને કશો સંબંધ જ ન હોય. ધ્યાનમગ્ન રમેશ અને પેલી સાથીવિહોણી બાલિકા વચ્ચે જાણે જ્યોત્સ્નારૂપી ઉત્તરીય વડે માથાથી તે પગ સુધી ઢંકાયેલી એક વિરાટ રાત્રિ હોઠ ઉપર તર્જની મૂકીને મૂંગે મોઢે ઊભી ઊભી પહેરો ભર્યા કરતી હોય!

રમેશે જ્યારે બે હાથ વડે મોં ઢાંકી ટેબલ ઉપર મોઢું મૂક્યું, ત્યારે કમલા ધીમેધીમે પોતાના કમરા તરફ ચાલી ગઈ. પગનો અવાજ ન કર્યો, રખેને રમેશને ખબર પડી જાય કે કમલા તેની ભાળ કાઢવા આવી હતી.

પણ તેનો સૂવાનો ઓરડો સૂનો હતો—અંધારો હતો—અંદર જતાં જ તેનું અંતર થથરી ઊઠ્યું, પોતે તદ્દન ત્યજાયેલી અને એકલી હોય એવું તેને લાગ્યું—ને નાના લાકડાના ઓરડાએ કોઈ નિષ્ઠુર અપરિચિત પ્રાણીના ફાડેલા મોંની પેઠે તેની સામે પોતાનો અંધકાર પાથરી દીધો. તે ક્યાં જાય? પોતાના નાનકડા શરીરને કયે ઠેકાણે નાખી આંખો મીંચીને કહી શકે કે આ મારું પોતાનું સ્થાન છે?

ઓરડામાં ડોકિયું કરીને કમલા પાછી બહાર આવી. બહાર આવતી વખતે રમેશની છત્રી પતરાની ટ્રંક ઉપર પડી જવાથી અવાજ થયો. તે અવાજથી ચમકીને રમેશે ઊંચું જોયું અને ખુરસી ઉપરથી ઊઠીને જોયું તો કમલા તેના સૂવાના ઓરડાની સામે ઊભી હતી. તે બોલ્યો: "શું છે કમલા! મેં તો ધાર્યું હતું કે તું ક્યારની સૂઈ ગઈ હશે! તને બીક લાગે છે કે શું? વારું,

હવે હું બહાર નહિ બેસું, હું આ પાસેના ઓરડામાં સૂવા જ જાઉં છું. વચમાંનું બારણું ખુલ્લું જ રાખું છું."

કમલાએ ઉદ્ધત અવાજે કહ્યું: "હું બીતી નથી!" એમ કહીને જોરથી અંધારા ઓરડામાં ચાલી ગઈ અને જે બારણું રમેશે ખુલ્લું રાખ્યું હતું, તે તેણે બંધ કરી દીધું. બિછાના ઉપર પડીને મોં ઉપર એક ચાદર ઢાંકી દીધી. જાણે જગતમાં બીજું કોઈ મળ્યું નહિ એટલે પોતે જ પોતાને ગાઢ રીતે વીંટળાઈ વળી. તેનું આખું અંતર બળવો પોકારી ઊઠ્યું. જ્યાં આધાર પણ ન હોય, અને સ્વતંત્રતા પણ ન હોય ત્યાં જિવાય શી રીતે?

રાત જતી નહોતી. પાસેના ઓરડામાં રમેશ ક્યારનો ઊંઘી ગયો હતો. બિછાનામાં કમલાથી ન રહેવાયું. ધીમેધીમે બહાર આવી રહી. જહાજના કઠેરા પકડીને કાંઠા તરફ જોઈ રહી. ક્યાંય જનજનાવરની હિલચાલ નહોતી. ચંદ્ર પશ્ચિમ દિશામાં ઢળવા માંડ્યો હતો. બંને બાજુનાં ડાંગરનાં ખેતરોની વચ્ચે થઈને જે સાંકડો રસ્તો અદશ્ય થઈ જતો હતો, તેના તરફ જોઈ કમલા વિચાર કરવા લાગી: 'આ રસ્તે થઈને કેટલીયે સ્ત્રીઓ પાણી ભરીને ઘેર જતી હશે.' ઘર! –ઘર બોલતાં જ તેના પ્રાણ હૈયા બહાર દોડી આવવા અધીરા બની ગયા! જરાક જેટલું ઘર— પણ તે ઘર છે ક્યાં! સૂનો કિનારો ખાલીખમ છે. વિશાળ આકાશ ક્ષિતિજથી ક્ષિતિજ સુધી સ્તબ્ધ છે! એ આકાશે નકામું હતું અને પૃથ્વીયે નકામી હતી. નાની બાલિકાને મન તો એ અનંત વિશાળતા બિલકુલ નકામી હતી. તેને તો માત્ર એક ઘર જોઈતું હતું.

એવામાં અચાનક કમલા ચમકી ઊઠી — કોઈ તેની પાસે ઊભેલું હતું.

"બીશો નહિ મા, હું ઉમેશ છું! રાત બહુ ગઈ, ઊંઘ કેમ નથી આવતી?"

અત્યાર સુધી જે આંસુ પડ્યાં નહોતાં તે જોતજોતામાં બંને આંખોમાંથી ઊભરાવા લાગ્યાં. મોટાં મોટાં ટીપાં કેમે કર્યાં રોક્યાં રોકાયાં નહિ — બસ ટપકવા જ લાગ્યાં. ડોક વાંકી કરી કમલાએ ઉમેશના તરફથી મોં ફેરવી લીધું. પાણીભર્યાં વાદળાં ચાલ્યાં જતાં હોય અને તેને તેના જેવી જ રઝળતી હવાનો સ્પર્શ થતાં વેંત જ જેમ બધું પાણી ઢલવાઈ જાય છે, તેમ આ રઝળતા બાલક પાસેથી સ્નેહનો એક શબ્દ સાંભળતાં વેંત કમલા પોતાના અંતરમાં સંચેલાં અશ્રુને રોકી શકી નહિ. કંઈક બોલવાનો તેણે પ્રયત્ન કર્યો પણ રૂંધાયેલા કંઠમાંથી અવાજ ન નીકળ્યો.

કેવી રીતે સાંત્વન આપવું એની પીડિતચિત્ત ઉમેશને ખબર ન પડી. આખરે ઘણી વાર મૂંગાં રહી એકાએક તે બોલી ઊઠ્યો: "મા, તમે પેલો રૂપિયો આપ્યો હતો ને, તેમાંથી સાત આના વધ્યા છે."

એ વખતે કમલાનાં આંસુ ઓછાં થયાં હતાં. ઉમેશની આ સંબંધ વગરની ખબરથી તે સહેજ સ્નેહભર્યું હસી બોલી: "વારુ; બહુ સારું. તારી પાસે રાખી મૂક. જા, હવે સૂઈ જા!"

ચંદ્ર ઝાડની આડમાં ઊતરી પડ્યો. આ વખતે કમલા બિછાનામાં આવીને જેવી સૂતી કે તરત જ તેની બંને થાકેલી આંખો ઊંઘથી બિડાઈ ગઈ. પ્રભાતનાં સૂર્યકિરણે જ્યારે તેના ઓરડાનાં બારણાં ઉપર ટકોરા માર્યા ત્યારે પણ તે ઊંઘમાં પડેલી હતી.

## ૨૮

થાકમાં ને થાકમાં કમલાનો બીજો દિવસ શરૂ થયો. તે દિવસે તેની નજરમાં સૂર્યનો તડકો થાકેલો લાગતો હતો, નદીનો પ્રવાહ થાકેલો લાગતો હતો, કાંઠા પરનાં ઝાડો સુધ્ધાં લાંબા પ્રવાસથી થાકેલા મુસાફર જેવાં લાગતાં હતાં.

ઉમેશ જ્યારે તેને કામમાં મદદ લાગવા આવ્યો, ત્યારે કમલાએ થાકેલે અવાજે કહ્યું: “જા ઉમેશ, મને આજ પજવીશ નહિ!”

ઉમેશ સહેલમાં છોડે એવો નહોતો. તે બોલ્યો: “શા માટે ન પજવું, મા? મસાલો વાટવા આવ્યો છું.”

સવારમાં રમેશે કમલાનો ચહેરો જોઈ પૂછ્યું હતું: “કમલા, તારું શરીર સારું નથી?”

આવો પ્રશ્ન કેટલો નકામો અને અસંબદ્ધ હતો, એ કમલાએ માત્ર એક વાર વેગથી ડોકું મરડીને અને ઉત્તર આપ્યા વગર જ જણાવી દીધું, અને પોતે રસોડા તરફ ચાલી ગઈ.

રમેશ સમજી ગયો કે કોકડું રોજરોજ વધુ ને વધુ ગૂંચવાતું જાય છે. તરત જ એનો કંઈ છેવટનો ફેંસલો થઈ જવો જોઈએ.

હેમનલિની સાથે એક વાર સ્પષ્ટ વાતચીત થઈ જાય તો શું કરવું એનો નિર્ણય કરવો સહેલો પડે, એમ રમેશને મનમાં ને મનમાં વિચાર કરતાં લાગ્યું.

ખૂબ વિચાર પછી તે હેમને પત્ર લખવા બેઠો. ઘડીમાં લખે છે, ઘડીમાં છેકે છે, એવામાં — "મહાશય, આપનું નામ ?" સાંભળતાં જ ચમકીને ઊંચું જોયું. જુએ છે તો એક પ્રૌઢ વયનો ભદ્ર લોક, ધોળી મૂછ અને માથાના આગલા ભાગમાં આછા વાળથી ટાલનો આભાસ આપતો સામે ઊભો હતો. રમેશે એકાગ્રતાથી પત્રના વિચારમાં પરોવેલું મન અચાનક સ્થાનભ્રષ્ટ થતાં ક્ષણભર તો ભ્રમિત થઈ ગયું.

"આપ બ્રાહ્મણ છો ? નમસ્કાર. આપનું નામ રમેશબાબુ છે, એ મને પહેલાં જ ખબર મળી ગઈ છે. તોપણ જુઓને, આપણા દેશમાં નામ પૂછવું એ પરિચય કરવાની એક રીત છે. એ શિષ્ટતા છે. આજકાલ કોઈ કોઈ નામ પૂછતાં ચિડાઈ જાય છે. તમને જો ચીડ ચડી હોય તો બદલો લો ! મને પૂછો, હું મારું પોતાનું નામ કહીશ, બાપનું નામ કહીશ, દાદાનું નામ કહેવાની પણ ના નહિ પાડું !"

રમેશ હસીને બોલ્યો : "મારો ગુસ્સો એટલો ભયંકર નથી, તમારું એકલાનું નામ કહેશો એટલાથી જ હું ખુશ થઈ જઈશ."

"મારું નામ ત્રૈલોક્ય ચક્રવર્તી. પશ્ચિમમાં બધા જ મને 'કાકા' તરીકે ઓળખે છે. તમે ઇતિહાસ તો ભણ્યા હશો ? ભરત એ ભારતવર્ષનો ચક્રવર્તી રાજા હતો. એ જ પ્રમાણે હું આખાય પશ્ચિમ પ્રદેશનો 'ચક્રવર્તીકાકો' છું. તમે પશ્ચિમમાં જ જાઓ છો, એટલે મારો પરિચય કંઈ અજાણ્યો નહિ રહે. પણ મહાશય, ક્યાં પધારો છો ?"

રમેશે કહ્યું : "હજી સુધી હું નક્કી નથી કરી શક્યો."

ત્ર્યૈલોક્ય : તમને નક્કી કરતાં વાર લાગે છે પણ વહાણમાં બેસતાં તો વાર નહોતી લાગી.

રમેશે કહ્યું : "ગોવાલંદ ઊતરીને જોઉં છું તો વહાણે સીટી મારી હતી. એટલે હું એટલું તો બરાબર સમજી ગયો કે મને નક્કી કરતાં કદાચ વાર લાગે, પણ વહાણ ઊપડતાં વાર લાગે એમ નહોતું. એટલે જે કામ ઉતાવળનું હતું તે જ ઝટપટ પતાવી લીધું."

ત્ર્યૈલોક્ય : નમસ્કાર મહાશય! તમારા ઉપર મને ભક્તિભાવ જાગે છે. અમારી અને તમારી વચ્ચે ખૂબ ફેર છે. અમે પહેલાં નક્કી કરીએ છીએ અને પછી વહાણમાં બેસીએ છીએ. કારણ અમે ખૂબ ભીરુ સ્વભાવના રહ્યા. તમે જવાનું નક્કી કર્યું છે પણ ક્યાં જવું એ નક્કી નથી કર્યું, એ કાંઈ જેવીતેવી વાત કહેવાય! પરિવાર સાથે જ છે?

'હા' કહીને આ સવાલનો જવાબ આપતાં રમેશને ક્ષણભર ખટકો લાગ્યો. તેને મૂંગો જોઈ ચક્રવર્તી બોલ્યા : "મને માફ કરજો — પરિવાર સાથે છે એ વાત વિશ્વાસપાત્ર સ્થળેથી મને પહેલેથી જ મળી ચૂકી છે. વહુમા પેલા ઓરડામાં રાંધે છે, હું ભૂખનો માર્યો રસોડાની શોધમાં ત્યાં પહોંચી ગયો હતો. વહુમાને મેં કહ્યું : 'મા, મને જોઈને સંકોચ પામશો નહિ. હું પશ્ચિમ મુલકનો એકનો એક ચક્રવર્તીકાકો છું.' આહ, મા તો જાણે સાક્ષાત અન્નપૂર્ણા છે. મેં વળી કહ્યું: 'મા, જ્યારે રસોડાનો કબજો લીધો છે ત્યારે હવે અન્નથી વંચિત રાખશો એ નહિ ચાલે. હું લાચાર છું!' મા સહેજ મીઠું હસ્યાં. હું સમજી ગયો કે પ્રસન્ન થયાં છે, આજે હવે મારે ફિકર નથી. પંચાંગમાં શુભ ઘડી જોઈને તો રોજ જ નીકળું છું. પણ આવું સૌભાગ્ય રોજરોજ મળતું નથી. આપ કામમાં છો. આપને હવે નહિ પજવું. જો રજા હોય તો વહુમાને થોડી મદદ કરું. હું હોવા છતાં તેઓ શું કામ

હસ્તકમળમાં મસોતું પકડે ? ના, ના, આપ લખો, આપને ઊઠવાની કંઈ જરૂર નથી. મને ઓળખાણ પાડી લેતાં આવડે છે."

એમ કહીને રજા લઈને ચક્રવર્તીકાકા રસોડા તરફ ગયા. જઈને તરત જ કહ્યું: "સરસ સુગંધ આવે છે. ખીચડી કેવી થવાની છે તે મોંમાં મૂક્યા પહેલાંથી જ સમજાઈ જાય છે. પણ ખાટિયું હું કરીશ મા. જેઓ પશ્ચિમની ગરમીમાં રહેતાં નથી તેઓ ખાટિયું બરાબર બનાવી શકતાં નથી! તમને થતું હશે આ બુઢ્ઢો શું કહે છે—આમલી તો છે નહિ, ખાટિયું શી રીતે રાંધવાનો છે? પણ હું હાજર હોઉં ત્યારે આમલીની ચિંતા તમારે કરવાની ન હોય! જરા સબૂર કરો, હું બધું તૈયાર કરું છું."

એમ કહીને ચક્રવર્તીએ કાગળમાં બાંધેલી એક કૂલડીમાં મેથિયાનું અથાણું રજૂ કર્યું. બોલ્યા: "હું આજે જ ખાટિયું બનાવીશ તે આજે ખાઈશું અને બાકીનું રાખી મૂકીશું. એને અથાતાં ચાર દિવસ લાગશે. ત્યારપછી સહેજ ચાખી જોજો એટલે ખબર પડશે કે ચક્રવર્તીકાકો ગુમાન કરે છે, પણ ખાટિયુંયે એવું જ બનાવે છે! જાઓ મા, હવે હાથમોં ધોઈ નાખો! દહાડો ખૂબ ચડ્યો છે! રાંધવાનું જે બાકી છે તે હું કરી આપું છું. લગારે સંકોચાશો નહિ. મને આ બધાનો મહાવરો છે, મા. મારી ઘરવાળીનું શરીર રોજનું માંદું હોય છે. તેની અરુચિ મટાડવા માટે ખાટિયું રાંધી રાંધીને મારો હાથ બેસી ગયો છે. બુઢ્ઢાની વાત સાંભળીને હસે છે, પણ હું મશ્કરી નથી કરતો, આ સાચી વાત છે."

કમલા હસતે મોંઢે બોલી: "હું તમારી પાસે ખાટિયું રાંધતાં શીખીશ."

ચક્રવર્તી: ઓ રે, વાહ રે! વિદ્યા કંઈ એમ સહેલમાં અપાતી હશે! એક દિવસમાં જ શીખવીને વિદ્યાનું મહત્ત્વ ઘટાડી

દઉં તો પછી સરસ્વતી અપ્રસન્ન થાય ને! બેચાર દહાડા સુધી આ બુઢ્ઢાની ખુશામત કરવી પડશે. મને શી રીતે ખુશ કરવો તે તારે વિચાર કરીને શોધી કાઢવું નહિ પડે. હું જાતે જ બધું વિસ્તાર-પૂર્વક કહી બતાવીશ. પહેલું તો હું પાન જરા વધારે ખાઉં છું. પણ સોપારી આખાં હોય તે નહિ ચાલે. મને વશ કરવો એ કાંઈ સહેલ વાત નથી. પણ માના આ હસતા મોંએ ઘણું કામ આગળ ધપાવ્યું છે. અલ્યા એ, તારું નામ શું રે?

ઉમેશે જવાબ ન આપ્યો. તે ચિડાયો હતો. તેને એમ લાગતું હતું કે કમલાના સ્નેહરાજ્યમાં આ બુઢ્ઢો તેનો ભાગીદાર થવા આવ્યો છે. તેને મૂંગો જોઈ કમલા બોલી: “એનું નામ ઉમેશ.”

બુઢ્ઢો બોલ્યો: “એ છોકરો ખૂબ સારો છે. એકદમ એનું મન જિતાય એમ નથી, એ હું સ્પષ્ટ જોઈ શકું છું. પણ જો મા, એની સાથે મારે બનશે. પણ હવે તું લગારે વાર કરીશ નહિ, મારી રસોઈ થતાં કંઈ વાર નહિ લાગે.”

કમલાને જે સૂનુંસૂનું લાગતું હતું તે આ બુઢ્ઢો મળતાં ભુલાઈ ગયું.

રમેશ પણ આ બુઢ્ઢો આવતાં હમણાં તો કંઈક નિશ્ચિંત થયો. પહેલા થોડા મહિના સુધી જ્યારે રમેશ કમલાને પોતાની સ્ત્રી જ જાણતો હતો ત્યારનું તેનું આચરણ પરસ્પરની નિઃસંકોચ નિકટતા આજના કરતાં એટલાં તો જુદાં હતાં કે અચાનક આ તફાવતથી બાલિકાના મનમાં આઘાત થયા વગર રહે નહિ. એવે વખતે આ ચક્રવર્તી આવીને જો રમેશના મનમાંથી કમલાના વિચારને જરાક ઓછા કરી શકે તો રમેશ પોતાના અંતરના ઘા પાછળ પૂરતું ધ્યાન આપી શકે.

નજીકમાં જ તેના કમરાના બારણા આગળ આવીને કમલા ઊભી રહી. તેના મનની ઇચ્છા એવી હતી કે બપોરની લાંબી

નવરાશના વખતમાં તે ચક્રવર્તીને એકલી કબજે કરી લે. ચક્રવર્તી તેને જોતાંજ બોલી ઊઠ્યા: "ના મા, ના; એ સારું ન થયું. એ તો ન જ ચાલે."

શું સારું ન થયું એ ન સમજાવાથી કમલા આશ્ચર્ય અને સંકોચ પામી. બુઢ્ઢો બોલ્યો: "પેલો જોડો! રમેશબાબુ, એ તમારાથી થયું છે. ગમે તે કહો, એ તમો અધર્મ કરી રહ્યા છો. દેશની ધરતીને એમના ચરણસ્પર્શથી વંચિત કરશો નહિ. નહિ તો દેશ ધૂળધાણી થઈ જશે. રામચંદ્રે જો સીતાને ડોસનનાં બૂટ પહેરાવ્યાં હોત તો લક્ષ્મણ ચૌદ વરસ સુધી વનમાં ફરી શકત એમ તમને લાગે છે? કદી નહિ. મારું બોલવું સાંભળીને રમેશબાબુ હસે છે. એમને મનમાં આ વાત બહુ ગમતી નથી! ન જ ગમે. તમે લોકો વહાણની સીટી સાંભળતાં જ અધીરાં થઈ જાઓ છો, એકદમ ચડી જાઓ છો, પણ ક્યાં જવું છે તેનો લગાર વિચારે કરતાં નથી."

રમેશ બોલ્યો: "કાકા, તમે જ નહિ તો અમારે ક્યાં જવું તે નક્કી કરી આપો. જહાજની સીટી કરતાં તમારી સલાહ વધુ પાયાદાર હશે."

ચક્રવર્તી બોલ્યા: "આ જુઓ, તમારી વિવેકશક્તિ આટલામાં જ ખીલી. અને હજી આપણો પરિચય લાંબો થયો નથી! તો ચાલો, ગાજીપુર ચાલો! આવશે મા, ગાજીપુર? ત્યાં ગુલાબનાં ખેતર છે, અને ત્યાં આ તારો બુઢ્ઢો ભક્ત પણ રહે છે."

રમેશે કમલાના મોં તરફ જોયું. કમલાએ તરત જ ડોકું હલાવી હા પાડી.

આ પછી ઉમેશ અને ચક્રવર્તીએ મળીને લજ્જિત કમલાના ઓરડામાં સભા જમાવી. રમેશ એક દીર્ઘ નિશ્વાસ નાખી બહાર જ

રહ્યો. બપોરી વખતે વહાણુ ધખધખ કરતું ચાલ્યું જતું હતું. શરદના તડકાથી રંગાયેલા બંને તીરોનું શાંતિમય વૈચિત્ર્ય સ્વપ્નની જેમ નજર આગળ બદલાતું જતું હતું. ક્યાંક ડાંગરનાં ખેતર, તો ક્યાંક વળી હોડી બાંધેલો ઘાટ, ક્યાંક રેતીનો કિનારો તો ક્યાંક વળી ગામની ગોશાલા, ક્યાંક હાટનું પતરાંનું છાપરું, તો ક્યાંક વળી વડની છાયામાં ઘાટની નૌકાની રાહ જોતા બેચાર ઉતારુઓ. શરદના મધ્યાહ્નની સુમધુર શાંતિમાં પાસેના ઓરડામાંથી જ્યારે ક્ષણે ક્ષણે કમલાનું સ્નિગ્ધ કૌતુકમય હાસ્ય આવીને રમેશને કાને પડવા લાગ્યું, ત્યારે તેના અંતરમાં કંઈક થયું. બધુંય કેટલું સુંદર છે, છતાં કેટલું દૂર છે! રમેશના આર્ત જીવનથી કેવા દારુણ આઘાતે એ વિખૂટું પડી ગયું છે!

## ૨૯

કમલા હજી નાની હતી — કોઈ પણ સંશય, આશંકા કે વેદના સ્થાયી થઈને તેના અંતરમાં ટકી શકતાં નથી.

રમેશના વ્યવહાર સંબંધે હમણાં થોડા દિવસ તેને લગારે વિચાર કરવાનો વખત મળ્યો નહોતો. પ્રવાહ જ્યાં રોકાય છે ત્યાં જ બધો કચરો આવીને ભેગો થાય છે — કમલાની ચિત્તધારાના સ્વાભાવિક પ્રવાહમાં રમેશનું આચરણ એકાએક આડે આવ્યું હતું, ત્યાં એક વમળ બન્યો હતો અને અનેક વાતો ફરીફરીને એકની એક જગ્યાએ ઘૂમરી ફર્યા કરતી હતી. વૃદ્ધ ચક્રવર્તી મળતાં હસવાલડવામાં અને રાંધવાજમાડવામાં કમલાની હૃદય-ધારા બધી બાધાઓને વટાવીને ચાલવા લાગી — વમળ નીકળી ગયો, જે બધું ભેગું થયા કરતું હતું અને ઘૂમ્યા કરતું હતું તે બધું તણાઈ ગયું. તેને પોતાની જાતનો કંઈ વિચાર જ ન આવ્યો.

આશ્વિનના સુંદર દિવસો નદીના માર્ગનાં વિચિત્ર દૃશ્યોને રમણીય બનાવી કમલાના આ રોજના આનંદમય ગૃહિણીપણાને જાણે સોનેરી છબીની વચમાં એક એક સરલ કવિતાનું પાનું હોય એમ ઉલટાવી જવા લાગ્યા.

કામના ઉત્સાહમાં દિવસ શરૂ થતો. ઉમેશ આજકાલ હવે સ્ટીમર ચૂકતો નથી, પણ તેનો ટોપલો ભરાઈને આવે છે. ક્ષુદ્ર ઘરસંસારમાં ઉમેશનો આ સવારનો ટોપલો પરમ કુતૂહલનો વિષય હતો. “ આ શું, આ તો દૂધી છે ! ઓ મા, સરગવાની શિંગ તું ક્યાંથી લાવ્યો ? આ જુઓ જુઓ, કાકા, ખાટી પાલખની ભાજી આ ભૈયાઓના દેશમાંયે મળે છે, એની મને પહેલાં ખબર નહોતી !” ટોપલા વિષે રોજ સવારે આવો ઘોંઘાટ થવાનો જ. જે દિવસે રમેશ હાજર હોય, તે દિવસે જરા બેસૂર લાગતું — તેને ચોરીનો વહેમ ગયા વિના રહે જ નહિ. કમલા ઉશ્કેરાઈ જઈને કહેતી : “ વાહ, મેં મારે પોતાને હાથે એને પૈસા ગણી આપ્યા છે ! ”

રમેશ કહેતો : “ એથી તો એને ચોરી કરવાની સગવડ બમણી વધી જાય ! પૈસાયે ચોરે અને શાકે ચોરે ! ”

એમ કહીને રમેશ ઉમેશને બોલાવી કહેતો : “ વારુ, હિસાબ ગણાવ જોઉં ! ”

આમ થતાં તેનો એક વખતનો હિસાબ બીજી વારના હિસાબ સાથે મળતો આવતો નહિ. બરાબર ગણાવવા જાય એટલે જમા કરતાં ખરચનો આંકડો વધી જાય. એથી ઉમેશ જરાપણ સંકોચાતો નહિ. તે કહેતો : “ મને જો બરાબર હિસાબ રાખતાં આવડતો હોત તો મારા આવા હાલ શાના થાત ? તો તો હું ગુમાસ્તો જ ન થઈ જાત, કેમ દાદા ? ”

ચક્રવર્તી કહેતા : “ રમેશબાબુ, જમ્યા પછી તમે એનો ન્યાય કરજો, તો ખરો ન્યાય કરી શકશો. હાલ તુરત તો મારાથી છોકરાને ઉત્સાહ આપ્યા વિના રહેવાતું નથી. ઉમેશ, બાપુ, કોઈ પણ વસ્તુ મેળવવાની વિદ્યા કંઈ જેવીતેવી વિદ્યા નથી — બહુ થોડા લોકોને એ આવડે છે. પ્રયત્ન તો બધાય કરે છે — પણ

સફળ કેટલા થાય છે ? રમેશબાબુ, ગુણીની કદર મને છે આ કંઈ સરગવાની શિંગની મોસમ નથી, છતાં આટલે મળસકે પરદેશમાં સરગવાની શિંગ કેટલા છોકરા લાવી શકે એમ છે, બોલો જોઉં ? મશાય, વહેમ તો ઘણા લાવી શકે, પણ વસ્તુ તો હજારે એક જણ જ મેળવી શકે છે ! ”

રમેશ: કાકા, આ સારું નથી થતું, તમે એને ઉત્સાહ આપીને ખોટું કરો છો.

ચક્રવર્તી: છોકરામાં કંઈ ઝાઝી આવડત નથી. જે છે તે પણ ઉત્સાહને અભાવે નાશ પામે, તો તો બહુ દુઃખની વાત થશે—આપણે જેટલા દિવસ સ્ટીમરમાં છીએ, તેટલા દિવસ તો ખાસ એ ઉમેશ, કાલે થોડાં લીમડાનાં પાંદડાં લઈ આવજે, જો કારેલાં મળે તો તો વળી બહુ જ સારું થાય—ના, સુક્તુનિ[1] તો ખાસ જોઈએ. આપણા આયુર્વેદમાં લખ્યું છે—જવા દે, આયુર્વેદની વાત જવા દે, અહીં મોડું થઈ જાય છે. ઉમેશ, શાક સારી રીતે ધોઈ લઈ આવ !

રમેશ આ પ્રમાણે જેમજેમ ઉમેશ ઉપર વહેમ લાવે, ખટખટ કરે, તેમતેમ ઉમેશ કમલાને વધુ ને વધુ પોતાનો લાગે. એવામાં ચક્રવર્તીએ તેનો પક્ષ લીધો એટલે રમેશ કરતાં કમલાની ટોળી જાણે ખાસી જુદા જ પ્રકારની બની ગઈ. રમેશ તેની સૂક્ષ્મ વિવેકશક્તિને લઈને એક બાજુ એકલો પડી રહેતો. અને બીજી બાજુ કમલા, ઉમેશ અને ચક્રવર્તી તેઓનાં કામકાજને અંગે, સ્નેહને લીધે અને આમોદઆહ્લાદને લીધે ગાઢ એકતા અનુભવતાં. ચક્રવર્તી આવ્યા ત્યારથી તેમના ઉત્સાહની ચેપી ગરમીથી રમેશ કમલાને પહેલા કરતાં વિશેષ ઉત્સુકતાથી જોતો હતો, તોપણ ટોળીમાં ભળી શકતો નહોતો. મોટું વહાણુ જેમ જમીનને અડવા માગે તો-

---

૧ એક જાતનું કડવું શાક.

પણ પાણી ઓછું હોવાને લીધે તેને દૂર લંગર કરી દૂરથી જ જોઈ રહેવું પડે, અને નાનીનાની નાવડીઓ અનાયાસે કાંઠે જઈને અડીને ઊભી રહે, તેમ રમેશનું થયું હતું.

પૂર્ણિમાના અરસામાં એક દહાડો સવારમાં જોયું તો ઢગના ઢગ કાળાં વાદળાં આકાશ ઘેરીને પડ્યાં હતાં. પવન ફાવે તેમ ફૂંકાતો હતો. ઘડીમાં વરસાદ પડતો હતો, તો ઘડીમાં વળી રહી જતો હતો અને સૂરજ પણ દેખાતો હતો. મધનદીમાં આજે કોઈ વહાણ દેખાતું નહોતું—જે એકબે હતાં તે પણ ગભરાટમાં પડ્યાં હતાં એમ સ્પષ્ટ જણાતું હતું. પાણી ભરવા આવેલી સ્ત્રીઓ પણ આજે ઘાટ ઉપર ઝાઝું રોકાતી નહોતી. પાણી ઉપર મેઘમાંથી આવતો એક જાતનો રુદ્ર પ્રકાશ પડ્યો હતો, અને ક્ષણે ક્ષણે નદીનાં પાણી આ કાંઠાથી તે પેલા કાંઠા સુધી કંપી ઊઠતાં હતાં.

સ્ટીમર નિયમ પ્રમાણે ચાલી રહી હતી. વરસાદ અને વાવાઝોડાની જાતજાતની અગવડોમાં જેમતેમ કરી કમલાની રસોઈનું કામ ચાલવા લાગ્યું. ચક્રવર્તી આકાશ તરફ જોઈ બોલ્યા: "મા, સાંજે રાંધવું ન પડે એવું કરવું પડશે. તું ખીચડી ચડાવી દે, હું એટલામાં રોટલી વણી નાખું."

જમી કરીને પરવારતાં આજે ખૂબ મોડું થયું. એકદમ ફૂંકાતા પવનનું જોર ધીમેધીમે વધી ગયું. નદી ફીણફીણ થઈને ઊછળવા લાગી. સૂર્ય આથમી ગયો કે નહિ, એ સમજાયું નહિ. સ્ટીમરે વહેલુંવહેલું લંગર કર્યું.

સાંજ વીતી ગઈ. છિન્નવિચ્છિન્ન વાદળાંમાંથી સન્નિપાતનાં ફિક્કાં હાસ્યના જેવો ચાંદનીનો પ્રકાશ દેખાવા લાગ્યો. તુમુલ વેગે પવન અને મૂસળધારે વરસાદ શરૂ થયા.

કમલા એક વાર પાણીમાં ડૂબી ચૂકેલી હતી. એટલે વાવા-ઝોડાના ઝપાટાને તે ન ગણકારે એવું બને જ નહિ. રમેશે આવી

તેને ધીરજ આપીઃ " સ્ટીમરમાં કંઈ બીવાનું નથી. કમલા, તું નચિંત થઈને ઊંઘી જા. હું પાસેના જ ઓરડામાં જાગતો બેઠો છું. "

બારણા પાસે આવીને ચક્રવર્તીએ કહ્યું: " મા, કંઈ બીવાનું નથી, વાવાઝોડાના બાપની તાકાત છે કે તને અડે ? "

વાવાઝોડાના બાપની તાકાત કેટલી છે તે કહેવું મુશ્કેલ છે, પણ વાવાઝોડાની તાકાત કેટલી હોય છે તે કમલાથી અજાણ્યું નહોતું. તે ઉતાવળીઉતાવળી બારણા પાસે જઈ વ્યગ્ર સ્વરે બોલીઃ " કાકા, તમે અંદર આવી બેસો. "

ચક્રવર્તી સંકોચથી બોલ્યાઃ " તમારે હવે સૂવાનો વખત થયો. મા, હું હવે—"

અંદર જઈને જોયું તો રમેશ ત્યાં નહોતો. નવાઈ પામીને બોલ્યાઃ " રમેશબાબુ આ વાવાઝોડા વખતે ગયા ક્યાં ? શાક ચોરવાની કંઈ તેમને ટેવ નથી ! "

" કોણ એ, કાકા કે ? આ હું પાસેના ઓરડામાં જ છું ! "

પાસેના ઓરડામાં ચક્રવર્તીએ ડોકિયું કરી જોયું તો રમેશ પથારીમાં આડો પડીને દીવો સળગાવી ચોપડી વાંચતો હતો.

ચક્રવર્તીએ કહ્યું: " વહુમા અહીં બીકથી ફફડી ઊઠયાં છે ! તમારી ચોપડી કંઈ વાવાઝોડાથી બીવાની નથી. એને હમણાં વેગળી મૂકશો તોયે ચાલશે. આવો આ ઓરડામાં ! "

કમલા કોઈ અદમ્ય આવેશને લીધે ભાન ભૂલી ઝટપટ ચક્રવર્તીનો હાથ જોરથી પકડી રૂંધાયેલે કંઠે બોલીઃ " ના, ના, કાકા ! ના, ના. " વાવાઝોડાના ઘોંઘાટમાં કમલાના આ શબ્દો રમેશને કાને પહોંચ્યા નહિ, પણ ચક્રવર્તી આશ્ચર્ય પામીને પાછા આવી રહ્યા.

રમેશ ચોપડી મૂકી આ ઓરડામાં આવ્યો. તેણે પૂછ્યું: "શું છે ચક્રવર્તીકાકા, શું છે ? કમલા તમને—"

કમલા રમેશના મોં તરફ જોયા વિના બોલી ઊઠી: "ના, ના; મેં એમને ફક્ત વાર્તા કહેવા માટે બોલાવ્યા હતા !"

શાની ના પાડવા કમલા 'ના, ના' બોલી હતી, એ જો તેને પૂછ્યું હોત તો કહી ન શકત. એ 'ના' નો અર્થ એ કે જો તમે એમ માનતા હો કે મારી બીક ભાંગવાની જરૂર છે, તો હું કહું છું, ના, જરૂર નથી ! જો તમે એમ માનતા હો કે મારે સોબતની જરૂર છે, તો હું કહું છું, ના, જરૂર નથી !

બીજી જ ક્ષણે કમળા બોલી: "કાકા, રાત બહુ થતી જાય છે. તમે સૂવા જાઓ. જરા ઉમેશની ખબર કાઢતા જજો. તે વખતે બીતો હશે !"

બારણા પાસેથી એક અવાજ આવ્યો: "મા, હું કોઈથીયે ડરતો નથી."

ઉમેશ ટૂંટિયું વળીને કમલાના બારણા આગળ બેઠો હતો. કમલાનું હૃદય પીગળી ગયું. તે તરત જ બહાર જઈને બોલી: "અરે ઉમેશ, તું વાવરસાદમાં શું કામ પલળે છે ? ગાંડો કેથેનો, જા કાકા સાથે સૂવા જા !"

કમલાને મોઢે 'ગાંડો' સંબોધન સાંભળી ઉમેશને ખૂબ સંતોષ થયો. તે ચક્રવર્તીકાકા સાથે સૂવા ચાલ્યો ગયો.

રમેશે પૂછ્યું: "ઊંઘ ન આવે ત્યાં સુધી હું બેસીને વાત કરું ?"

કમલાએ કહ્યું: "ના, મને ખૂબ ઊંઘ આવે છે !"

રમેશ કમલાના મનનો ભાવ સમજ્યો નહિ એમ નહિ, પણ તે કંઈ બોલ્યો નહિ; કમલાના અભિમાનઘવાયેલા મોં તરફ જોતો જોતો તે ધીમેધીમે પોતાના ખંડમાં ચાલ્યો ગયો.

બિછાનામાં સ્થિર થઈને ઊંઘની વાટ જોતી પડી રહી શકે એટલી શાંતિ કમલાના મનને નહોતી. તોપણ તે જોરપૂર્વક સૂઈ ગઈ. વાવાઝોડાના વેગની સાથે પાણીના ઘુઘવાટા પણ વધ્યા. ખલાસીઓની ધાંધલ પણ સંભળાવા લાગી. મહીંમહીં અંજિનના ઓરડામાં સારંગના હુકમસૂચક ઘંટા વાગવા લાગ્યા. પ્રબળ વાયુવેગની સામે વહાણને સ્થિર રાખવા માટે લંગર બાંધેલું હોવા છતાં ધીમેધીમે અંજિન ચાલ્યા કરતું હતું.

કમલા પથારી છોડી ઓરડા બહાર આવી ઊભી. થોડી વાર વરસાદ બંધ પડ્યો હતો. પણ વાવાઝોડાનો પવન બાણથી વીંધાયેલા પ્રાણીની માફક ચીસ પાડતો પાડતો ચારે દિશામાં દોડાદોડ કરી રહ્યો હતો! વાદળાં હતાં તોયે સુદ ચૌદશનું આકાશ ક્ષીણ પ્રકાશમાં અશાંત સંહારમૂર્તિ અસ્પષ્ટ રીતે બતાવ્યા કરતું હતું! કાંઠો કઈ તરફ છે તે ચોક્કસ કહી શકાતું નહોતું, નદી ઝાંખી દેખાતી હતી, પરંતુ ઊંચેનીચે, પાસેદૂર, દૃશ્યમાં અને અદૃશ્યમાં એક પ્રકારની મૂઢ ઉન્મત્તતા, એક પ્રકારનું અંધ આંદોલન જાણે અદ્ભુત મૂર્તિ ધારણ કરીને યમરાજના શિંગડામાંડેલા કાળા પાડાની પેઠે માથું ઝટકાર્યા કરતું હતું.

એ પાગલ રાત્રિ, અને એ તોફાની આકાશ તરફ જોઈને કમલાનું અંતર ધડકવા લાગ્યું—પણ એ ભયથી કે આનંદથી તે કાંઈ ચોક્કસ કહેવાય નહિ. આ પ્રલયમાં એક પ્રકારની અબાધ શક્તિ, એક પ્રકારની બંધનહીન સ્વાધીનતા રહેલી હતી, તેણે જાણે કમલાના અંતરમાં સૂતેલી એક સહિયરને જગાડી. આ વિશ્વવ્યાપી બળવાના વેગે કમલાના ચિત્તને ડગમગાવી મૂક્યું. બળવો કોની સામે છે એનો ઉત્તર આ વાવાઝોડાની ગર્જનામાં સંભળાય ખરો? ના, એ તો કમલાના હૃદયાવેગની પેઠે જ અવ્યક્ત છે; કોઈ એક અનિશ્ચિત, અમૂર્ત મિથ્યાની, સ્વપ્નની, અંધકારની જાળ તોડી

વછોડી નાખી બહાર આવવા માટે આકાશપાતાલ આ મસ્તી કરી રહ્યાં હતાં, આ રોષભર્યું રુદન કરી રહ્યાં હતાં! રસ્તા વિનાના વગડાને છેડેથી પવન વારેવારે 'ના' 'ના' કરી બૂમો પાડતો મધ્યરાત્રિને સમયે દોડતો આવે છે,—જાણે એક વિરાટ અસ્વીકાર! શાનો અસ્વીકાર એ કંઈ ચોક્કસ ન કહી શકાય—પરંતુ નહિ, કદી નહિં, નહિ, નહિ, નહિ!

૩૦

બીજે દિવસે સવારે વાવાઝોડાનું જોર જરા ઓછું થયું હતું. પણ તે તદ્દન બંધ પડયું નહોતું. લંગર ઉપાડવું કે નહિ એનો નિર્ણય સારંગ હજી કરી શકયો નહોતો; ઉદ્વેગભર્યે ચહેરે આકાશ તરફ જોયા કરતો હતો.

સવારમાં જ ચક્રવર્તીએ કમલાની શોધમાં પાસેના કમરામાં પ્રવેશ કર્યો. જોયું તો રમેશ હજી બિછાનામાં પડેલો હતો, ચક્રવર્તીને જોતાં તે ઝટપટ ઊઠી બેઠો થયો. આ ઓરડામાં રમેશને સૂતેલો જોઈ ચક્રવર્તીએ ગઈ રાતના બનાવ સાથે બધું મનમાં ને મનમાં મેળવી લીધું. તેમણે પૂછ્યું: " કાલે રાતે આ ઓરડામાં જ સૂતા હતા કે શું ?"

રમેશે એ સવાલનો જવાબ ઉડાવી કહ્યું: " આ તે કેવું તોફાન શરૂ થયું છે! કાલે રાતે કાકાને ઊંઘવાનું કેવું મળ્યું હતું ? "

ચક્રવર્તી બોલ્યા: "રમેશબાબુ, હું દેખાઉં છું મૂરખ જેવો, મારું બોલવાનું પણ ગાંડા જેવું જ છે, તોપણ આટલી ઉંમરમાં મારે પુષ્કળ ગૂંચવાડાભર્યા પ્રશ્નોનો વિચાર કરવો પડયો છે, અને તેમાંના ઘણાખરાનો મને ઉકેલ પણ મળ્યો છે, પરંતુ તમે સૌથી ગૂંચવણભર્યા લાગો છો!"

ક્ષણભર રમેશનું મોં સહેજ લાલ થઈ ગયું, બીજી જ ક્ષણે આત્મસંવરણ કરી સહેજ હસીને બોલ્યો : " ગૂંચવણભર્યા હોવામાં હમેશાં જ કંઈ દોષ હોય છે એવું નથી, કાકા ! તેલુગુ ભાષાની બાળપોથી પણ આપણે માટે ગૂંચવણભરી છે. પણ તૈલંગનાં બાળકોને મન તે તદ્દન સહેલી છે—જે ન સમજાય તેને ઝટઝટ દોષ નહિ દેશો, અને જે અક્ષર નથી સમજાતો તેના ઉપર ફક્ત એકીટશે જોઈ રહેવાથી તે સમજાઈ જશે એવી આશાયે ન રાખશો. "

વૃદ્ધ બોલ્યા : " મને માફ કરજો રમેશબાબુ ! મારી સાથે જેને બાંધછોડ કરવાનો કશો સંબંધ જ નથી, તેને સમજવાનો પ્રયત્ન કરવો એ જ ધૃષ્ટતા છે. પણ દુનિયામાં દૈવયોગે કોઈ કોઈ માણસ એવું મળી આવે છે કે જેની સાથે માત્ર નજર પડતાં વેંત જ સંબંધ બંધાઈ જાય છે. એનો પુરાવો જોઈતો હોય તો પેલા લાંઠ સારંગને પૂછી જોજો—વહુમાની સાથે એને આત્મીય સંબંધ છે. એ વાત એણે કબૂલ કરવી જ પડશે, ન કરે તો હું એને મુસલમાન નહિ કહું. આવી સ્થિતિમાં અચાનક વચમાં તેલુગુ ભાષા આવી પડે, તો ભારે મુશ્કેલીમાં આવી પડીએ ! ખાલી ગુસ્સે થાઓ તે નહિ ચાલે. રમેશબાબુ, વાત વિચારી જોજો ! "

રમેશે કહ્યું : " વિચારી જોઉં છું, એટલે જ તો ગુસ્સો કરી શકતો નથી. પણ હું ગુસ્સે થાઉં કે ન થાઉં, તમને દુઃખ થાય કે ન થાય, તેલુગુ ભાષા તેલુગુ જ રહેવાની—કુદરતનો એવો ક્રૂર નિયમ છે. " એમ કહીને રમેશે એક ઊંડો નિઃશ્વાસ નાખ્યો.

એટલામાં રમેશ વિચાર કરવા લાગ્યો, ગાઝીપુર જવું યોગ્ય છે કે નહિ. પહેલાં તેણે ધાર્યું હતું કે અજાણ્યે ઠેકાણે વાસ કરવામાં વૃદ્ધ સાથેનો પરિચય તેને કામ આવશે. પણ અત્યારે તેને લાગ્યું કે પરિચયની અગવડ પણ હોય છે. કમલા સાથેનો તેનો સંબંધ ચર્ચા

અને તપાસનો વિષય થઈ પડતાં કમલાને માટે એ એક ભયંકર વસ્તુ થઈ પડશે. એના કરતાં જ્યાં બધાં જ અપરિચિત હોય, જ્યાં સવાલ પૂછનાર કોઈ જ ન હોય, ત્યાં આશ્રય લેવો એ જ સારું છે.

ગાજીપુર પહોંચવાને આગલે દિવસે રમેશે ચક્રવર્તીને કહ્યું : " કાકા, ગાજીપુર મારી પ્રૅક્ટિસને માટે અનુકૂળ પડે એવું લાગતું નથી, એટલે હમણાં તો કાશી જ જવાનું મેં નક્કી કર્યું છે. "

રમેશના બોલવામાં ચોક્કસતાનો ધ્વનિ જોઈ વૃદ્ધ હસીને બોલ્યા : " વારેવારે જુદીજુદી વાત નક્કી કરે તે નક્કી કર્યું ન કહેવાય, એ તો બદલ્યું કહેવાય. ગમે તેમ હો, આ કાશી જવાનો તો અત્યારે તમારો છેલ્લો જ નિર્ણય છે ને ? "

રમેશે ટૂંકમાં કહ્યું: " હા ! "

વૃદ્ધ કશો પણ જવાબ આપ્યા વિના ચાલ્યા ગયા, અને સરસામાન બાંધવા લાગ્યા.

કમલા આવી બોલી : " કાકા, આજે મારી સાથે કટ્ટા કરી કે શું ? "

વૃદ્ધ બોલ્યા : " ઝગડા તો રોજ બબ્બે વાર થતા હતા, પણ એકે વાર હું જીત્યો નથી ! "

કમલા : " આજ સવારથી તમે કંઈ નાસતા ફરો છો ! "

ચક્રવર્તી : તમે લોકો તો મારા કરતાં મોટા પલાયનની તૈયારી કરી રહ્યાં છો અને નાસી જવાનો દોષ મારે માથે ચોડો છો ?

કમલા આ સમજી નહિ એટલે જોઈ રહી. વૃદ્ધ બોલ્યા : " તો શું રમેશબાબુએ હજી કહ્યું નથી ? તમારું તો કાશી જવાનું નક્કી થયું છે. "

આ સાંભળી કમલા ' હા, ના ' કશું જ બોલી નહિ. થોડી વાર પછી બોલી : " કાકા, તમારાથી નહિ થાય, લાવો તમારી પેટી હું તૈયાર કરી આપું. "

કાશી જવા વિષે કમલાની આ ઉદાસીનતા જોઈ ચક્રવર્તીને અંતરમાં ઊંડો આઘાત થયો. મનમાં ને મનમાં તેમણે વિચાર કર્યો, "સારું જ થાય છે, મારી ઉંમરે હવે નવી જાળમાં શા સારું વીંટાવું ?"

એવામાં કાશી જવાની વાત કમલાને કહેવા માટે રમેશ આવી પહોંચ્યો, બોલ્યો : "હું તને શોધતો હતો."

કમલા ચક્રવર્તીનાં કપડાંલત્તાં ગડી કરી ગોઠવવા લાગી. રમેશે કહ્યું : "કમલા, આ વખતે આપણાથી ગાજીપુર નહિ જઈ શકાય. મેં નક્કી કર્યું છે કે કાશી જઈને પ્રેકટિસ કરવી. તું શું કહે છે ?"

કમલાએ ચક્રવર્તીની પેટીમાંથી આંખ ઉઠાવ્યા વગર જ કહ્યું : "ના, મારે તો ગાજીપુર જ જવું છે. મેં બધો સરસામાન તૈયાર કરી લીધો છે."

કમલાના આ દૃઢ ઉત્તરથી રમેશ કંઈક નવાઈ પામ્યો, બોલ્યો: "તું એકલી જ જવાની છે કે શું ?"

કમલા ચક્રવર્તી તરફ પોતાની સ્નિગ્ધ આંખો માંડી બોલી : "કેમ, ત્યાં કાકા તો છે."

કમલાના આ શબ્દોથી ચક્રવર્તી સંકોચ પામ્યા, બોલ્યા : "મા, તું જો બાળક ઉપર એટલો બધો પક્ષપાત બતાવશે તો તે રમેશબાબુથી સહન નહિ થાય."

એના જવાબમાં કમલા માત્ર એટલું જ બોલી : "હું તો ગાજીપુર આવીશ."

આમાં કોઈની સંમતિની કશી જરૂર છે એવું કમલાના અવાજમાં જણાતું નહોતું.

રમેશ બોલ્યો : "કાકા, ત્યારે ગાજીપુરનું જ નક્કી."

વરસાદ અને તોફાન પછી તે દિવસે રાતે ચાંદની ચોખ્ખી

ખીલી હતી. રમેશ ડેકની ખુરસી પર બેસી વિચાર કરવા લાગ્યો : 'આમ ને આમ હવે નહિ ચાલે. ધીમેધીમે બળવાખોર કમલાને લીધે જીવનનો કોયડો અત્યંત કપરો બની જશે. આ પ્રમાણે પાસે હોવા છતાં અંતર જાળવવું મુશ્કેલ છે. હવે હું સુકાન છોડી મેલું છું. કમલા જ મારી પત્ની—મેં તો એને પત્ની તરીકે જ ગ્રહણ કરી હતી. મંત્ર ભણાયા નથી એટલા માટે કોઈ પણ જાતનો સંકોચ રાખવો એ ખોટું છે. તે દિવસે યમરાજે પોતે કમલાને વધૂ તરીકે મારી પાસમાં આણી આપી તે રેતીના નિર્જન દ્વીપમાં તેમણે પોતાને હાથે છેડાછેડી બાંધી આપ્યાં હતાં—તેમના જેવો પુરોહિત જગતમાં બીજો ક્યાં મળવાનો હતો ?'

હેમનલિની અને રમેશની વચમાં આડું યુદ્ધક્ષેત્ર પડેલું હતું. મુશ્કેલીઓ, અપમાન, અવિશ્વાસ એ બધાંને વટાવીને રમેશ જો વિજયી નીવડે તો જ તે ઊંચે માથે હેમનલિની પાસે જઈને ઊભો રહી શકે. એ યુદ્ધનો વિચાર આવતાં તેને બીક લાગતી, જીતવાની કશી આશા રહેતી નહિ. શી રીતે પુરવાર કરવું ? અને પુરવાર કરવા જતાં આખો બનાવ લોકોની નજરમાં એવો હીન લાગશે અને કમલાને માટે એવો ભયંકર આઘાત કરનારો થઈ પડશે કે તેની કલ્પના પણ ન આવી શકે.

એટલે નિર્બળની માફક હવે આનાકાની ન કરતાં કમલાને સ્ત્રી તરીકે સ્વીકારી લેવી એ જ બધી રીતે શ્રેયસ્કર છે. હેમનલિની તો રમેશની ઘૃણા કરે છે, એ ઘૃણા જ તેને યોગ્ય સુપાત્રને મન સમર્પણ કરવાની અનુકૂળતા કરી આપશે. એમ વિચાર કરીને રમેશે એક ઊંડા નિસાસા વડે તે તરફની આશાને ભોંયભેગી કરી દીધી.

# ૩૧

રમેશે પૂછ્યું : " શું છે અલ્યા, તું ક્યાં જાય છે ? "

ઉમેશે કહ્યું : " હું આજીની સાથે જાઉં છું. "

રમેશ : મેં તારી કાશી લગીની ટિકિટ કઢાવી છે તે ? આ તો ગાજીપુરનો ઘાટ છે. અમે તો કાશી નથી જવાનાં.

ઉમેશ : હું પણ નહિ જાઉં.

ઉમેશની તેઓએ કાયમની વ્યવસ્થા કરવી પડશે એવી ધાસ્તી રમેશના મનમાં નહોતી. પણ ભાઈસાહેબની અચળ દૃઢતા જોઈ રમેશ સ્તબ્ધ બની ગયો.

કમલાને પૂછ્યું : " કમલા, ઉમેશને પણ લેવાનો છે કે શું ? "

કમલા બોલી : " નહિ લઈશું તો એ ક્યાં જશે ? "

રમેશ : કેમ, કાશીમાં એનાં સગાં છે.

કમલા : ના, એ આપણી સાથે જ આવવાનો છે, એવું એણે મને કહેલું છે. ઉમેશ, જોજે તું કાકાની સાથેસાથે રહેજે, નહિ તો પરદેશમાં ભીડમાં ક્યાંક ખોવાઈ જશે.

ક્યાં જવું, કોને સાથે લેવું એ બધું નક્કી કરવાનો ભાર કમલાએ એકલીએ જ લીધો હતો. રમેશની મરજીનામરજીનું બંધન કમલા પહેલાં નમ્ર ભાવે સ્વીકારતી હતી, પણ એકાએક આ થોડા દિવસમાં તેને તે વટાવી ગઈ હતી.

એટલે ઉમેશ પણ તેની નાની સરખી કપડાંની પોટલી બગલમાં મારી ચાલ્યો; એ વિષે પછી વધારે ચર્ચા થઈ નહિ.

શહેર અને સાહેબોના વાસની અધવચમાં એક ઠેકાણે કાકાનો એક નાનો બંગલો હતો. તેની પાછળ આંબાવાડિયું હતું. સામે બાંધેલો કૂવો હતો. સામેની બાજુએ નીચી ભીંતનું કંપાઉન્ડ હતું. કૂવાનાં પાણી પીને, કોબી, ચોળીની શિંગ વગેરેનું ખેતર શોભામાં વૃદ્ધિ કરતું હતું.

પહેલે દિવસે કમલા અને રમેશ એ બંગલામાં જઈને જ ઊતર્યાં.

ચક્રવર્તીકાકાની પત્ની હરિભાવિનીનું શરીર નબળું છે એવું કાકા લોકોને કહ્યા કરતા પણ તેમની નબળાઈનું એકે બાહ્ય લક્ષણ દેખાતું નહોતું. તેમની ઉંમર કંઈ છેક ઓછી નહોતી, પણ તેમનો ચહેરો સખત અને સમર્થ હતો. આગળના કેટલાક વાળ પાકી ગયા હતા પણ કાળા વાળ જ વધારે હતા. તેમના ઉપર ઘડપણને માત્ર હુકમનામું મળ્યું હતું પણ હજી કબજો મળતો નહોતો.

ખરી વાત એ છે, કે એ દંપતી જ્યારે તરુણ હતાં, ત્યારે હરિભાવિનીનો મૅલેરિયાએ સખત કેડો લીધો હતો. હવાફેર કર્યા સિવાય બીજો ઉપાય નથી એમ જણાતાં ચક્રવર્તીએ ગાજીપુર સ્કૂલમાં માસ્તરની જગ્યા મેળવી અહીં આવીને વાસ કર્યો. સ્ત્રી પૂરેપૂરી તંદુરસ્ત થઈ ગઈ તોપણ તેની તંદુરસ્તી ઉપર ચક્રવર્તીને લેશ પણ વિશ્વાસ બેઠો નહિ.

મહેમાનોને બહારના ખંડમાં બેસાડી ચક્રવર્તીએ અંતઃપુરમાં જઈને બૂમ મારીઃ "સેજવહુ* !"

સેજવહુ તે વખતે વરણાઈવાળા પ્રાંગણમાં રામકૌલી પાસે ઘઉં ભરડાવતાં હતાં, અને નાનાંમોટાં જાતજાતનાં વાસણોમાં અને હાંલ્લાંમાં જુદીજુદી જાતનાં અથાણાં તડકે મૂકતાં હતાં.

---

* સૌથી મોટી બડો, પછી મેજ, પછી સેજ એ પ્રમાણે ક્રમ હોય છે.

ચક્રવર્તી આવતાં વેંત જ બોલ્યા: "આ રહી અહીં છે કે શું! ટાઢ પડે છે, તે એકાદ ધાબળો નહિ ઓઢીએ?"

હરિભાવિનીઃ તમારું તો બધું જ ઊંધું! ટાઢ વળી ક્યાં છે—તડકાથી પીઠ બળી રહી છે ને!

ચક્રવર્તીઃ તે એ કંઈ સારું કહેવાય? છાંયડો કાંઈ મોંઘો નથી!

હરિભાવિનીઃ સારું. તે થઈ રહેશે. તમે આવતાં આટલું બધું મોડું કેમ કર્યું?

ચક્રવર્તીઃ એ બહુ લાંબી વાત છે. હમણાં તો મહેમાન આવ્યાં છે તેમની બરદાસ્તની તૈયારી કરવી જોઈશે.

એમ કહીને ચક્રવર્તીએ અભ્યાગતોની ઓળખાણ આપી. ચક્રવર્તીના ઘરમાં એકાએક આવા બહારના મહેમાનો હમેશાં આવતા જ રહેતા. પણ પત્ની સાથે આવે એવા મહેમાનને માટે હરિભાવિની તૈયાર નહોતાં. તે બોલ્યાંઃ "ઓ મા, તમારા ઘરમાં જગ્યા ક્યાં છે?"

ચક્રવર્તી બોલ્યાઃ "પહેલાં ઓળખાણ તો થવા દે. ત્યારપછી જગ્યાની વાત પછી થઈ રહેશે. આપણી શૈલ ક્યાં છે?"

હરિભાવિનીઃ તે તેના છોકરાને નવડાવે છે.

ચક્રવર્તી ઉતાવળા ઉતાવળા કમલાને અંતઃપુરમાં બોલાવી લાવ્યા. કમલા હરિભાવિનીને પ્રણામ કરી ઊભી થઈ કે તરત જ તેમણે જમણે હાથે કમલાના ચિબુકને સ્પર્શ કરી પોતાની આંગળીને ચુંબન કર્યું અને પોતાના સ્વામીને કહ્યું: "જોયું કે, મોઢું આપણી વિધુને ખૂબ મળતું આવે છે."

વિધુ એમની મોટી છોકરી હતી. અલ્લાહાબાદ સ્વામીને ઘેર રહેતી હતી. ચક્રવર્તી મનમાં ને મનમાં હસ્યા. તેઓ જાણતા હતા, કે કમલામાં ને વિધુમાં કંઈ સરખાપણું નથી, પણ હરિ-

ભાવિની રૂપમાં અને ગુણમાં બહારની સ્ત્રીઓની જીત કબૂલ કરી શકતાં નહોતાં. શૈલજા તેમના ઘરમાં જ રહેતી હતી, એટલે રખેને તેની સાથે પ્રત્યક્ષ સરખામણી કરવા જતાં હાર ખાવી પડે, એટલા માટે ગેરહાજર છોકરીને ઉપમાસ્થળે રાખી ગૃહિણીએ પોતાના ઘરમાં જ જયપતાકા અચળ રાખી.

હરિભાવિની: એ લોકો આવ્યાં એ બહુ સારું થયું. પણ આપણા નવા ઘરની મરામત તો હજી પૂરી થઈ નથી. અહીં આપણે ગમેતેમ સાંકડમોકડે પડી રહ્યાં છીએ. એ લોકોને તકલીફ પડવાની.

બજારમાં ચક્રવર્તીનું એક નાનું ઘર સમારાતું હતું ખરું, પણ તે તો દુકાન હતી. ત્યાં રહેવાની કશી સગવડ પણ નહોતી, વાત પણ નહોતી.

ચક્રવર્તી આ જૂઠાણાનો કશો વિરોધ કર્યા વિના જરા હસીને બોલ્યા : "મા જો તકલીફને તકલીફ ગણે એવાં હોત તો હું એમને અહીં લાવત ખરો ! ( સ્ત્રીને ) ગમે તેમ, તું હવે બહાર ન ઊભી રહેતી. શરદનો તડકો બહુ ખરાબ !"

એમ કહીને ચક્રવર્તી રમેશની પાસે બહાર ચાલ્યા ગયા.

હરિભાવિની કમલાની લંબાણથી ઓળખાણ પૂછવા લાગી. તારા સ્વામી વકીલ છે કે શું ? તેઓ કેટલો વખત થયાં વકીલાત કરે છે ? તેઓ કેટલું કમાય છે ? હજી વકીલાત શરૂ કરી લાગતી નથી ! ત્યારે શી રીતે ચાલે છે ? તારા સસરાની પૂંજી હોય એમ લાગે છે ? ખબર નથી. ઓ મા, આ તે કેવી છોકરી ? સાસરાની ખબર પણ રાખતી નથી ? ઘરખરચને માટે દર મહિને સ્વામી તને શું આપે છે ? જો સાસુ છે નહિ તો તો પછી સંસારનો ભાર પોતાના જ હાથમાં લેવો પડશે ! તું કંઈ છેક નાની કીકલી નથી—મારો મોટો જમાઈ જે કાંઈ કમાય છે તે

બધુંય મારી વિધુના હાથમાં ગણી દે છે, વગેરે પ્રશ્નો અને અભિપ્રાયો દ્વારા બહુ જ થોડા વખતમાં જ તેમણે કમલાને અણઘડ સાબિત કરી દીધી. કમલા પણ રમેશની સ્થિતિ અને તેના ઇતિહાસ વિષે કેટલું ઓછું જાણે છે, અને તેમના સંબંધનો વિચાર કરતાં આ અજ્ઞાન કેટલું વિચિત્ર અને લોકસમાજમાં લજ્જાસ્પદ છે, એ વાત હરિભાવિનીની પ્રશ્નમાલાને જોરે બરાબર સમજી ગઈ. વિચાર કરતાં તેને જણાયું કે આજ સુધી રમેશની સાથે બરાબર કોઈ પણ વાતની ચર્ચા કરવાનો તેને વખત જ મળ્યો નહોતો. તે રમેશની સ્ત્રી હોવાં છતાં રમેશ વિષે કશું જ જાણતી નહોતી ! આ એને પોતાને આજે ખૂબ વિચિત્ર લાગ્યું, અને પોતાની આ કંગાલિયતની લજ્જાથી તેને દુઃખ થયું.

હરિભાવિનીએ ફરી શરૂ કર્યું : "વહુમા, જોઉં તારી બંગડી ! આ સોનું કંઈ બહુ સારું નથી. પિયરથી કંઈ ઘરેણાં લાવી નથી ? બાપ નથી ? પણ તેટલા માટે કંઈ શરીર આમ અડવું રખાતું હશે કે ? તારા સ્વામીએ કંઈ આપ્યું નથી કે શું ? મારા મોટા જમાઈ બબ્બે મહિને મારી વિધુને અકકેક ઘરેણું ઘડાવી આપે છે."

આ બધા સવાલજવાબ દરમિયાન શૈલજા તેની બે વરસની છોકરીનો હાથ પકડીને આવી પહોંચી. શૈલજા વાને શામળી હતી. તેનું મોં નાનું સરખું હતું—મૂઠીમાં માઈ જાય એવું. બંને આંખો ઉજ્જવળ હતી, લલાટ વિશાળ હતું. મોં જોતાં જ સ્થિર બુદ્ધિ અને શાંત સંતોષની રેખા નજરે પડતી હતી.

શૈલજાની નાની છોકરી કમલાની સામે ઊભી રહી થોડી વાર ધારીધારીને જોયા પછી બોલી ઊઠી: "માસી"—વિધુની સાથે એનું સરખાપણું હતું એટલા માટે તે આમ બોલી એવું નહોતું, પણ અમુક ઉમ્મરની ગમે તે સ્ત્રી તેને અપ્રિય ન લાગે એટલે

તેને તે બેધડક માસી કહીને બોલાવતી. કમલાએ તરત જ તેને ખોળામાં લઈ લીધી.

હરિભાવિનીએ શૈલજાને કમલાની ઓળખાણ આપતાં કહ્યું: "એમના સ્વામી વકીલ છે, નવી જ વકીલાત કરવાને બહાર નીકળ્યા છે. રસ્તામાં તારા બાપુ સાથે મેળાપ થયો હતો, તેઓ એમને અહીં લઈ આવ્યા છે."

શૈલજાએ કમલાના મોં તરફ જોયું, કમલાએ પણ શૈલજાના મોં તરફ જોયું, અને તે દૃષ્ટિપાતમાં જ એક ક્ષણમાં બંને વચ્ચે સખીપણાનો સંબંધ બંધાઈ ગયો. હરિભાવિની પરોણાગતની તૈયારી કરવા ચાલ્યાં ગયાં. શૈલજા કમલાનો હાથ પકડી બોલી: "ચાલ બહેન, મારા ઓરડામાં ચાલ."

થોડી વારમાં જ બંને જણ વચ્ચે ખૂબ નિકટતાપૂર્વક વાત શરૂ થઈ ગઈ. શૈલજા અને કમલાની ઉંમરમાં ફેર હતો, તે એકાએક નજરે ચડતો નહોતો. શૈલજાનો એકંદર દેખાવ અને વ્યવહાર એ બહુ નાની હોય એવો હતો—કમળાનું એથી ઊલટું જ હતું. શરીરમાં અને વ્યવહારમાં તે પોતાની ઉંમરને ખૂબ વટાવી ગઈ હતી. લગ્ન પછી તેના માથા ઉપર સાસરાનું કોઈ પણ પ્રકારનું દબાણ ન હોવાને લીધે હોય કે બીજા ગમે તે કારણે હોય, પણ જોતજોતામાં તે ખૂબ વધી ગઈ હતી. તેની મુખચર્યામાં એક પ્રકારનું સ્વતંત્રતાનું તેજ હતું. તેની સામે જે કંઈ આવે, તે સંબંધે તે કંઈ નહિ તોયે મનમાં મનમાંયે પ્રશ્ન કર્યા વિના રહેતી નહિ. 'ચૂપ રહે,' 'કહ્યા પ્રમાણે કર્યા કર,' 'વહુને આમ જરાજરામાં ના પાડવી ન છાજે,' વગેરે વચનો તેને આજ સુધી સાંભળવાં પડ્યાં નહોતાં. એટલે તે ઊંચે માથે ટટાર થઈ હતી. તેની સરળતામાં સબળતા હતી.

શૈલજાની છોકરી ઉમિ બંનેનું ધ્યાન પોતા તરફ હજારે રાખી લેવાનો રીતસર પ્રયત્ન કરતી હતી, છતાં બંને નવી બહેન-પણીઓ વચ્ચે વાતચીત બરાબર જામી ગઈ. એ વાતચીતમાં કમલા પોતાની કંગાલિયત સહેજમાં સમજી ગઈ. શૈલજાને પુષ્કળ કહેવાનું હતું. પણ કમલા પાસે કશું જ નહોતું. કમલાના જીવનપટ ઉપર તેના દાંપત્યનું જે એક ચિત્ર પડ્યું હતું તે પેન-સિલની એક ઝાંખી રેખા જેવું હતું—તેનો બધો ભાગ સુસંલગ્ન અને સ્પષ્ટ નહોતો, તેમાં આજ સુધી લગારે રંગ પુરાયો નહોતો. કમલાને આજ સુધી આ શૂન્યતા બરાબર સમજવાનો અવકાશ નહોતો મળ્યો. તેણે હૃદયમાં અભાવ અનુભવ્યો હતો, પણ તેનું સ્વરૂપ તેણે નજરે જોયું નહોતું. બહેનપણાની પહેલી શરૂઆતમાં જ જ્યારે શૈલજાએ પોતાના સ્વામીની વાત કરવા માંડી—જે સૂરે શૈલજાની હૃદયતંત્રીના બધા તારો મેળવાયેલા હતા, તે સૂર આંગળી પડતાં વેંત જ્યારે વાગી ઊઠ્યા ત્યારે કમલાએ જોયું, કે પોતાના હૃદયમાંથી એ સૂરનો કશોય ઝંકાર સંભળાવી શકાય એમ નહોતું. સ્વામીની તે શી વાત કરે, વાત કરવાનું છે પણ શું! બોલવાની ઉત્સુકતા પણ ક્યાં છે? સુખનો સંભાર લઈને શૈલજાનો ઇતિહાસ જ્યાં વેગથી પ્રવાહમાં વહી રહ્યો હતો, ત્યાં કમલાની ખાલી નૌકા જમીનને ચોંટીને અટકી પડી હતી.

શૈલજાનો સ્વામી વિપિન ગાજિપુરમાં અફીણખાતામાં કામ કરતો હતો. ચક્રવતીને માત્ર બે જ છોકરી હતીઃ મોટી છોકરી સાસરે ગઈ હતી. નાનીને વળાવવાનો જીવ ન ચાલ્યો એટલે ચક્રવતીં મહાશયે એક ગરીબ જમાઈ શોધી કાઢ્યો અને સાહેબ-સુબાને ભલામણ કરી અહીં જ તેને કંઈ નોકરી અપાવી દીધી. વિપિન એમના ઘરમાં જ રહેતો હતો.

વાત કરતાં કરતાં અચાનક એક વાર શૈલ બોલી : "તું જરા બેસ, બહેન, હું હમણાં આવું છું." બીજી જ ક્ષણે જરા હસી

કારણ બતાવી કહ્યું: "એઓ સ્નાન કરી અંદર આવ્યા છે— જમીને ઓફિસે જવાના છે."

કમલાએ સરલ આશ્ચર્યસહિત પૂછ્યું: "તેઓ આવ્યા છે, એ તેં શી રીતે જાણ્યું?"

શૈલજા: હવે મશ્કરી જવા દે! બધાં જાણે છે તેમ મેં જાણ્યું. તું તારા વરનાં પગલાં નહિ ઓળખતી હોય, કેમ?

એમ કહીને કમલાની હડપચી ધરી જરા હલાવી, છેડે બાંધેલો ચાવીનો ઝૂમખો ખણખણ કરતો પીઠ ઉપર નાખી છોકરીને કેડે લઈ શૈલજા ચાલી ગઈ. પગલાંની ભાષા આટલી બધી સહેલી છે એ કમલા હજી જાણતી નહોતી. તે મૂંગે મોઢે બેઠી બેઠી બારીની બહાર નજર રાખી તેનો જ વિચાર કરવા લાગી. બારીની બહાર એક જમરૂખીના ઝાડ ઉપર ડાળ ભરીને ફૂલ બેઠાં હતાં. તે બધાં ફૂલોના કેસરમાં મધમાખીઓ તે વખતે આળોટતી હતી.

# ૩૨

થોડી ખુલ્લી જગ્યામાં ગંગાને કાંઠે એક જુદું ઘર રાખવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે. ગાજિપુરની કોર્ટમાં વિધિ અનુસાર પ્રવેશ મેળવવા માટે અને સરસામાન લાવવા માટે એક વાર કલકત્તા જવું પડશે એવું રમેશે નક્કી કર્યું હતું, પણ કલકત્તા જવાની તેની હિંમત ચાલતી નહોતી. કલકત્તાની એક ચોક્કસ ગલીનું ચિત્ર મન આગળ ખડું થતાં વેંત રમેશનું અંતર હજીયે જાણે કશાકથી પીડાઈ ઊઠતું. હજીયે બંધન તૂટયું નહોતું, છતાં કમલા સાથે સ્વામી-સ્ત્રીનો સંબંધ સંપૂર્ણ રીતે સ્વીકારી લેવામાં વિલંબ કર્યે ચાલે એમ પણ નહોતું. આ બધા તર્કવિતર્કને લીધે કલકત્તા જવાનો દિવસ પાછો ઠેલાવા લાગ્યો.

કમલા ચક્રવર્તીના અંતઃપુરમાં જ રહેતી. એ બંગલામાં ઓરડા ખૂબ ઓછા હતા એટલે રમેશને બહારના ખંડમાં જ રહેવું પડતું—કમલાને મળવાની તેને તક મળતી નહિ.

આ અનિવાર્ય વિયોગ માટે શૈલજા વારંવાર કમલા આગળ દુઃખ પ્રગટ કરવા લાગી. કમલાએ કહ્યું : "કેમ ભાઈ, તું શા

માટે આટલો બધો બળાપો કરે છે? એવો શો ભયંકર બનાવ બની ગયો છે?"

શૈલજાએ હસીને કહ્યું: "વાહ, તું યે ખરી. મન છેક પથ્થરનું લાગે છે! આ બધી ચાલાકીથી મને નહિ ભોળવી શકે! તારા મનમાં શું થાય છે તે શું મને ખબર નથી?"

કમલાએ પૂછ્યું: "વારું ભાઈ, સાચે સાચું બોલ, બે દિવસ જો બિપિનબાબુ તને મળવા નહિ આવે, તો શું એટલામાં —"

શૈલજા ગર્વપૂર્વક બોલી: "વાહ, બે દિવસ મળ્યા વિના તેમનાથી રહેવાય ખરું ને પાછું!"

એમ કહીને બિપિનબાબુની અધીરાઈ વિષે શૈલજા વાતો કરવા લાગી. લગન પછી નવા નવા બાળક બિપિને વડીલોનો વ્યૂહ ભેદીને પોતાની બાલિકા વધૂને મળવા માટે ક્યારે કેટલી જાતની યુક્તિઓ રચી હતી, ક્યારે તે નિષ્ફળ ગયો હતો, ક્યારે પકડાઈ ગયો હતો, દિવસે મળવાની મનાઈના દુઃખને હળવું કરી લેવા માટે બિપિનની બપોરે જમવાની વખતે એક આયનામાં વડીલો ન જાણે એ રીતે, બંનેની શી રીતે દૃષ્ટોદૃષ્ટ મળતી, તે બધું કહેતાં કહેતાં પુરાતન સ્મૃતિના આનંદકૌતુકથી શૈલજાનું મુખ હાસ્યથી ઝળકી ઊઠ્યું. ત્યારપછી જ્યારે ઑફિસમાં જવાનું શરૂ થયું, ત્યારે બંનેની વેદના અને બિપિનના વારંવાર ઑફિસમાંથી પલાયનની વાત પણ ખૂબ લાંબી છે! ત્યારપછી એક વખત સસરાના કામને અંગે બિપિનને થોડા દિવસ પટણા જવાનું આવ્યું. ત્યારે શૈલજાએ પોતાના સ્વામીને પૂછ્યું હતું: "તમારાથી પટણા જઈને રહેવાશે?" બિપિને રોફથી કહ્યું હતું: "કેમ નહિ રહેવાય, રહેવાશે." આ ગુમાનભર્યા વચનથી શૈલજાને ભારે રીસ ચડી હતી. તેણે પ્રાણપણે પ્રતિજ્ઞા કરી હતી કે વિદાયની આગલી રાત્રે તે

સહેજ પણ શોક નહિ પ્રકટ કરે; કેવી એ પ્રતિજ્ઞા અશ્રુના પ્રવાહમા તણાઈ ગઈ અને બીજે દિવસે જ્યારે જવાની તૈયારી બધી પૂરેપૂરી થઈ રહી હતી, ત્યારે બિપિનનું એકાએક એવું તો માથું ચડયું અને કંઈક એવું અસુખ થવા લાગ્યું કે જવાનું માંડી વાળવું પડયું. ત્યારપછી જ્યારે ડાકટર દવા આપી ગયો ત્યારે તે દવાની શીશી છૂપી રીતે ગટરમાં ખાલવી, અપૂર્વ ઉપાયે શી રીતે રોગ મટી ગયો—એ બધી વાત કહેતાં કહેતાં ક્યારે સાંજ પડી ગઈ, તેનું શૈલજાને ભાને રહ્યું નહિ. છતાં એવામાં બહારને બારણે કશાકનો અવાજ થયો ન થયો ત્યાં તો શૈલ એકદમ ઊઠી પડી. બિપિનબાબુ ઑફિસમાંથી પાછા આવ્યા હતા. આ બધાં ગપ્પાં અને ઠઠ્ઠામશ્કરીની પાછળ એક આતુર હૃદય પેલા રસ્તા પર આવેલા બહારના બારણા તરફ કાન માંડી બેસી રહ્યું હતું.

કમલાને મન આ બધી વાતો છેક આકાશકુસુમ જેવી હતી, એવું નહોતું—એની ઝાંખી તેને સહેજસહેજ મળી ચૂકી હતી. પહેલા થોડા મહિનાના રમેશની સાથેના પ્રથમ પરિચયના રહસ્યમાં જાણે આવી જ એક જાતની રાગિણી વાગી ઊઠતી હતી. ત્યારપછી પણ નિશાળ છોડયા પછી કમલા જ્યારે રમેશની પાસે પાછી આવી, ત્યારે પણ કોઈ કોઈ વાર એવા કેટલાક તરંગો અપૂર્વ સંગીત અને અનુપમ સંગીતદ્વારા તેના હૃદયનાં દ્વાર ખખડાવતા હતા, જેનો ચોક્કસ અર્થ તેને આજે શૈલજાની આ વાતમાંથી સમજાતો હતો. પણ તેની આ બધી લાગણીઓ તૂટક હતી— એમાં લગારે સાતત્ય નહોતું. લાગણી કોઈ એક પરિણામ સુધી પહોંચવા દેવામાં આવી નહોતી એમ લાગતું હતું. શૈલજા અને બિપિનની વચમાં જે એક પ્રકારનું આતુરતાનું આકર્ષણ હતું, તે રમેશની અને તેની વચ્ચે ક્યાં હતું? આ થોડા દિવસ થયાં તેમનું મળવામૂકવાનું બંધ થયું છે, તેથી તેના મનમાં કોઈ ભારે અસ્થિરતા ઉત્પન્ન થઈ છે—અને રમેશ પણ તેને મળવા માટે બહાર

એઠોએઠો કોઈ પ્રકારની યુક્તિઓ શોધી રહ્યો છે, એ વાત કદી માની શકાય એવી નથી.

એ દરમ્યાન જે દિવસે રવિવાર આવ્યો તે દિવસે શૈલજા જરા મુશ્કેલીમાં આવી પડી. પોતાની નવી બહેનપણીને લાંબો વખત સુધી તદ્દન એકલી મૂકી જતાં તેને શરમ આવવા લાગી. અને છતાં આજનો રજાનો દિવસ છેક ધૂળ મેળવવા જેટલી મોટી ત્યાગ-શીલતા પણ તેનામાં નહોતી. એક બાજુ રમેશબાબુ પાસે હોવા છતાં કમલા જ્યારે મળવા પામતી નથી, ત્યારે રજાના ઉત્સવનો પોતાનો ભાગ પૂરેપૂરો ભોગવતાં તેને દુઃખ થયું. આહ, જો કોઈ પણ ઉપાયે રમેશની સાથે કમલાનો મેળાપ ગોઠવી અપાય તો કેવું સારું !

આવી બાબતોમાં વડીલો સાથે મસલત થઈ શકતી નથી, પણ ચક્રવર્તી મસલતની રાહ જુએ એવા નહોતા. તેમણે ઘરમાં જાહેર કરી દીધું, કે આજે હું કંઈ કામને અંગે શહેર બહાર જવાનો છું. રમેશને સમજાવી ગયા કે આજે કોઈ બહારનું માણસ મારે ઘેર આવવાનું નથી. આગલું બારણું બંધ કરીને હું જાઉં છું. આ વાત તેમણે પોતાની છોકરીને પણ ખાસ સંભળાવી. તેમને ખાતરી હતી કે શાનો શો અર્થ થાય છે તે શૈલજાને સમજતાં વાર લાગતી નથી.

નાહ્યા પછી શૈલજાએ કમલાને કહ્યું : "ચાલ ભાઈ, તારા વાળ સૂકવી દઉં!"

કમલાએ કહ્યું : "કેમ, આજે ઉતાવળ શી છે ?"

શૈલજા : "તે વાત પછી. પહેલાં તારો ચોટલો વાળી દઉં." એમ કહીને કમળાનું માથું હોળવા મંડી ગઈ. આજે ઘણી વેણી ગૂંથવાની હતી. એટલે ચોટલો એક ભારે કામ થઈ પડ્યું.

ત્યારપછી લૂગડાં વિષે બંને વચ્ચે જબરી ચર્ચા ઊડી.

શૈલજા તેને જે રંગીન સાડી પહેરાવવા માગતી હતી તે પહેરવાનું કારણ કમલાને શોધ્યું જડતું નહોતું. આખરે શૈલજાને સંતોષવા ખાતર પહેરવી પડી.

બપોરે જમ્યા પછી શૈલજા તેના સ્વામીને કાનમાં કંઈક કહીને થોડી વારને માટે રજા લઈ આવી. ત્યારપછી બહારના ખંડમાં મોકલવા માટે આગ્રહ શરૂ થયો.

રમેશની પાસે કમલા આ પહેલાં ઘણી વાર વગરસંકોચે ગઈ હતી. એમાં શરમાવું જોઈએ એવો સમાજનો કોઈ નિયમ છે, એ જાણવાનો તેને વખત મળ્યો નહોતો. પરિચયની શરૂઆતમાં જ રમેશે સંકોચ તોડી નાખ્યો હતો. બેશરમ બની જવાનું આળ મૂકી તેનો તિરસ્કાર કરનાર કોઈ સખી પણ પાસે નહોતી.

પણ આજે શૈલજાના આગ્રહને માન આપવાનું તેને મુશ્કેલ થઈ પડયું. સ્વામી પાસે શૈલજા કેટલા અધિકારપૂર્વક જતી હતી, તે એણે સાંભળ્યું હતું. કમલા તેટલા અધિકારનું ગૌરવ અનુભવી શકતી નહોતી એટલે દીનભાવે તે આજે શી રીતે જાય?

જ્યારે કમલા કેમે કરી તૈયાર ન થઈ, ત્યારે શૈલે માન્યું તે રમેશ ઉપર રીસે ભરાઈ છે. રીસે ભરાય એવું જ હતું! કેટલાય દિવસો વહી ગયા, છતાં રમેશબાબુએ કશું બહાનું કાઢીને એક વાર મળવાનો પ્રયત્ન સુધ્ધાં ન કર્યો!

ઘરનાં ગૃહિણી એ વખતે જમીને ઓરડાનાં બારણાં બંધ કરી ઊંઘતાં હતાં. શૈલજાએ બિપિનને આવી કહ્યું: "રમેશબાબુને તમે આજ કમલાનું 'નામ દઈને ઘરની અંદર જ બોલાવી લાવો. બાપુને ખોટું નહિ લાગે, મા તો કંઈ જાણવાયે નહિ પામે." બિપિનના જેવા ઓછાબોલા માણસને આવું દૂતકર્મ કોઈ પણ રીતે રુચિકર નહોતું, તોપણ રજાને દિવસે આ વિનંતી પાછી ઠેલવાની તેની હિંમત ન ચાલી.

રમેશ તે વખતે બહારના ખંડની જાજમપાથરેલી જમીન ઉપર ચત્તો પડી એક પગના ઊંચા કરેલા ઘૂંટણ ઉપર બીજો પગ ચડાવી 'પાયોનિયર' વાંચતો હતો. વાંચવાનો ભાગ પૂરો કરી, કામને અભાવે તે જાહેરખબરવાળો ભાગ વાંચવાની તૈયારી કરતો હતો, એવામાં બિપિનને અંદર આવતો જોઈ તે ખુશખુશ થઈ ગયો. સોબતી તરીકે બિપિન પહેલી પંક્તિનો માણસ હતો એવું કંઈ નહોતું. છતાં પણ પરદેશમાં બપોર ગાળવા માટે રમેશે તેને પરમ લાભ ગણી લીધો, અને તે બોલી ઊઠ્યો: "આવો બિપિનબાબુ, આવો, બેસો."

બિપિન બેઠા વગર જ જરા માથું ખંજવાળી બોલ્યોઃ "તમને એઓ જરા અંદર બોલાવે છે."

રમેશે પૂછ્યું: "કોણ કમલા?"

બિપિને કહ્યું: "હા."

રમેશને જરા નવાઈ લાગી. રમેશે પહેલેથી જ નક્કી કર્યું હતું કે કમલાને તેણે સ્ત્રી તરીકે સ્વીકારી લેવી. પણ તેનું સ્વભાવે જ દ્વિધાગ્રસ્ત મન તે પહેલાં આ થોડા દિવસનો ગાળો મળતાં વિશ્રામ કરતું હતું. કલ્પનામાં કમલાને ગૃહિણીપદે બેસાડી તેણે અનેક જાતનાં ભાવિ સુખની આશાએ મનને ઉત્તેજિત પણ કરી મૂક્યું હતું. પરંતુ પહેલી શરૂઆત જ મુશ્કેલ હતી. થોડા દિવસ થયાં કમલા સાથે તે જે અંતર રાખવાને ટેવાઈ ગયો હતો, તેને એકદમ શી રીતે મટાડી દેવું એ તેને સૂઝતું નહોતું. એટલા માટે જ ઘર ભાડે રાખવાની પણ તે ઉતાવળ કરતો નહોતો.

કમલા બોલાવે છે એમ સાંભળ્યું, એટલે રમેશે માન્યું કે જરૂર કંઈ ખાસ કામ હશે. આમ છતાં, કામ માટે બોલાવ્યો હતો છતાં તેના મનમાં હિલોળા ઊઠ્યા. બિપિનની પાછળપાછળ, 'પાયોનિયર'ને પડતું મેલી જ્યારે તે અંતઃપુરમાં ગયો, ત્યારે આ

મધુકરનાં ગુંજનથી ગાજતા કાર્તિકના આલસને લીધે લાંબા લાગતા જનહીન મધ્યાહ્નસમયે એક જાતના અભિસારની કલ્પનાએ તેના ચિત્તને સહેજ ચંચળ બનાવ્યું.

બિપિન જરા દૂરથી ઓરડો બતાવી ચાલ્યો ગયો. કમલાએ માન્યું હતું કે શૈલજા આશા છોડીને બિપિનની પાસે ચાલી ગઈ છે. એટલે જ તે ખુલ્લા બારણાના ઉંબર ઉપર બેસીને સામેના બાગ તરફ જોઈ રહી હતી. શૈલે કોઈક અદ્‌ભુત રીતે કમલાના અંતરમાં અને બહાર પ્રેમનો એક સૂર બાંધી દીધો હતો. હૂંફાળા પવનથી બહાર ઝાડનાં પાંદડાં જેમ મર્મર શબ્દ કરીને કંપી ઊઠતાં હતાં, તેમ કમલાના અંતરમાં પણ મહીંમહીથી એક દીર્ઘ નિઃશ્વાસની હવા અવ્યક્ત વેદનાદ્વારા કોઈ અપૂર્વ સ્પંદનનો સંચાર કરતી હતી.

એવામાં રમેશે ઓરડામાં આવી જ્યારે પાછળથી બૂમ પાડી : 'કમલા' ત્યારે તે ચમકી ઊઠી. તેના હૃદયમાં લોહી ઊછળવા લાગ્યું. જે કમલાએ આજ પહેલાં રમેશ આગળ કશી શરમ અનુભવી નહોતી તે આજે બરાબર મોં ઊંચું કરી જોઈ પણ ન શકી. તેના કાન લાલ થઈ ગયા.

આજના શણગાર અને ભાવઇંગિતને લીધે રમેશે કમલાનું નવું જ સ્વરૂપ જોયું. એકાએક કમલાનો આ વિકાસ જોઈ તે નવાઈ પામ્યો અને દિઙ્‌મૂઢ બની ગયો. તે ધીમેધીમે કમલાની પાસે આવ્યો અને થોડી વાર ગુપચૂપ ઊભો રહી મૃદુ સ્વરે બોલ્યો : "કમલા, તેં મને બોલાવ્યો છે ?"

કમલા ચમકી ઊઠી, નકામી ઉશ્કેરાઈ જઈ બોલી ઊઠી : "ના, ના, ના; મેં બોલાવ્યા નથી — હું શું કામ બોલાવું !"

રમેશે કહ્યું : "બોલાવે એમાં ખોટું શું, કમલા ?"

કમલાએ બમણા જોરથી કહ્યું : "ના, મેં બોલાવ્યા નથી !"

રમેશે કહ્યું : "બહુ સારું ! તારા બોલાવ્યા વગર જ હું આવ્યો છું ! પણ એટલા માટે શું મારો અનાદર કરી મને કાઢી મૂકશે ?"

કમલા : તમે અહીં આવ્યા છો એ જો બધાં જાણશે તો ખિજાશે, તમે જાઓ ! મેં તમને બોલાવ્યા નથી.

રમેશે કમલાનો હાથ પકડી કહ્યું : "વારુ, તું મારા ઓરડામાં ચાલ. ત્યાં બહારનું માણસ કોઈ નથી."

કમલાએ ધ્રૂજતે શરીરે એકદમ રમેશનો હાથ છોડવી લઈ, પાસેના ઓરડામાં જઈ બારણાં બંધ કરી દીધાં.

રમેશ સમજી ગયો કે આ બધું ઘરની કોઈ સ્ત્રીનું કાવતરું હોવું જોઈએ. એટલું સમજીને તે રોમાંચ અનુભવતો બહારના ખંડમાં ચાલ્યો ગયો. ચત્તો પડી પાછો 'પાયોનિયર' ખેંચી લઈ તેની જાહેરખબરની કૉલમ ઉપર આંખ ફેરવવા લાગ્યો. પણ કશાનો જ અર્થ સમજાયો નહિ. તેના હૃદયાકાશમાં જાતજાતના રંગના ભાવના મેઘ ઊડતી હવામાં તણાવા લાગ્યા.

શૈલે બંધ બારણા ઉપર ટકોરા માર્યા, પણ કોઈએ બારણાં ન ઉઘાડ્યાં. ત્યારે તેણે બારણાનાં ખડખડિયાં ખોલી બહારથી હાથ ઘાલી આગળો ખોલી નાખ્યો. ઓરડામાં જઈને જુએ છે, તો કમલા ભોંય ઉપર ઊબડી પડી બંને હાથમાં મોં છુપાવી રડતી હતી.

શૈલ આશ્ચર્ય પામી. એવું તે શું બન્યું હશે જેથી કમલાને આટલો બધો આઘાત લાગે ! તરત જ તેની પાસે બેસી તેના કાન આગળ મોં લઈ જઈ સ્નેહભર્યે સ્વરે કહેવા લાગી : "કેમ ભાઈ, તને શું થયું છે, તું કેમ રડે છે ?"

કમલાએ કહ્યું : "તું કેમ એમને બોલાવી લાવી ? તેં બહુ ખોટું કર્યું !"

કમલાના આ આકસ્મિક આવેગની પ્રબળતા તે પોતે તેમ જ બીજાં પણ સમજી ન શક્યાં. એમાં તેની કેટલાય દિવસની ગુપ્ત વેદના રહેલી છે તે કોઈ જાણતું નહોતું.

કમલા આજે એક કલ્પનાલોકમાં ઊડી જઈ આરામથી બેઠી હતી. રમેશે જો ખૂબ સહજ રીતે ત્યાં પ્રવેશ કર્યો હોત તો તેથી સુખ જ થાત. પણ તેને બોલાવી આણીને બધું ધૂળધાણી કરી નાખ્યું. કમલાને રજાના વખતમાં પણ સ્કૂલમાં જ ગોંધી રાખવાનો પ્રયત્ન, સ્ટીમરમાં રમેશની ઉદાસીનતા, એ બધુંય મનના ઊંડાણમાં ડહોળાઈ ઊઠ્યું. પાસે આવ્યા એટલે મળ્યા, કોઈ બોલાવી લાવ્યું એટલે આવ્યા, એમ નથી નહોતું. ખરું મિલન શી વસ્તુ છે તે ગાજિપુર આવ્યા પછી થોડા જ દિવસમાં કમલા બરાબર સમજી ગઈ હતી.

પણ શૈલને માટે આ બધી વસ્તુ સમજવી મુશ્કેલ હતી. કમલાની અને રમેશની વચ્ચે કોઈ પ્રકારનું સાચું વ્યવધાન હોઈ શકે, એ શૈલની કલ્પનામાં જ ન આવ્યું. તેણે ખૂબ વહાલથી કમલાનું માથું પોતાના ખોળામાં ઊંચકી લઈ પૂછ્યું : " વારું બહેન, રમેશબાબુએ તને કંઈ કઠોર શબ્દ કહ્યા છે? કદાચ એ તેમને બોલાવવા ગયા હતા એટલે તેઓ ચિડાયા હશે. તેં કહ્યું કેમ નહિ, એ બધું મારું કારસ્તાન હતું ! "

કમલાએ કહ્યું : " ના, ના, તેઓ કશું બોલ્યા નથી. પણ તું કેમ તેમને બોલાવી લાવી ? "

શૈલ ખેદ પામી બોલી : " સારું ભાઈ, વાંક થયો, માફ કર. "

કમલા ઝટપટ ઊઠી બેઠી થઈ શૈલજાના શરીરને બાઝી પડી, બોલી : " જા ભાઈ, તું જા, બિપિનબાબુ ચિડાતા હશે ! "

બહાર રમેશે સૂના ઓરડામાં 'પાયોનિયર' ઉપર ઘણી વાર સુધી

વૃથા નજર ફેરવી આખરે જોરથી તેને ફેંકી દીધું. ત્યારપછી ઊઠી બેઠો થઈ બોલ્યો : "ના, બહુ થયું. કાલે જ કલકત્તા જઈ તૈયાર થઈ આવું. કમલાને મારી સ્ત્રી તરીકે સ્વીકારવામાં જેમ-જેમ વિલંબ થાય છે, તેમતેમ મારો અન્યાય વધતો જાય છે."

રમેશની કર્તવ્યબુદ્ધિ એકાએક આજે પૂર્ણરૂપે જાગ્રત થઈ, અને બધી દ્વિધા શંકાને એક્કે કૂદકે કૂદી ગઈ.

૩૩

રમેશે નક્કી કર્યું હતું કે કલકત્તામાં ફક્ત કામ પતાવીને ચાલ્યા આવવું, કલુટોલાની પેલી ગલીની પાસે થઈને સુધ્ધાં જવું નહિ.

રમેશ દરજીપાડાના ઘરમાં આવીને ઊતર્યો. દિવસમાં બહુ જ ઓછો વખત કામકાજમાં જતો, બાકીનો વખત કેમે કર્યો જતો જ નહિ. રમેશ કલકત્તામાં જે લોકો સાથે હળતોમળતો હતો તેમને આ વખતે મળી શક્યો નહિ. રખેને દૈવયોગે કોઈ રસ્તામાં મળી જાય, એ બીકે તે બને એટલી સાવચેતી રાખતો.

પણ કલકત્તામાં આવતાં વેંત જ રમેશે એક ફેરફાર અનુભવ્યો. જે નિર્જન આકાશમાં, જે શાંતિના પરિવેષ્ટનમાં કમલા પોતાના નવકૈશોરના પ્રથમ ઉદયને લીધે રમેશની નજરમાં રમણીય લાગી હતી, તેનો મોહ કલકત્તામાં ઘણોખરો ઊતરી ગયો. દરજીપાડાના ઘરમાં રમેશે કમલાને કલ્પનાદ્વારા નજર સમક્ષ આણી પ્રેમમુગ્ધ નેત્રે તેના તરફ જોવાનો પ્રયત્ન કર્યો, પણ અહીં તેના મને તેને લગારે જવાબ ન દીધો. આજે તેને કમલા અધૂરી, અભણ બાલિકા લાગી.

જેમજેમ જોર વધારે વાપરવામાં આવે છે તેમતેમ જોર ઘટતું જાય છે. હેમનલિનીને કોઈ પણ રીતે મનમાં સ્થાન આપવું નથી, એવી પ્રતિજ્ઞા કરતાં કરતાં જ રાતદિવસ હેમનલિનીની સ્મૃતિ રમેશના મનમાં જાગ્રત રહેવા લાગી. ભૂલી જવાનો પાકો સંકલ્પ પોતે જ સ્મરણમાં રાખવામાં પ્રબળ સહાય થઈ પડ્યો.

રમેશને જો લગારે તાકીદ હોત તો તો ક્યારનો કલકત્તાનું કામ પતાવીને તે પાછો જઈ શકત. પણ સામાન્ય કામ ગોઠવાતાં વધતું ચાલ્યું. આખરે તે પણ પૂરું થઈ ગયું.

કાલે રમેશ પહેલાં કામને અંગે અલાહાબાદ જવાનો છે અને ત્યાંથી ગાજિપુર પાછો ફરવાનો છે. આજ લગી તે ધીરજ રાખતો આવ્યો છે. પણ ધીરજનાં શું કંઈ મીઠાં ફળ નહિ જ મળે? ઊપડવા પહેલાં છૂપી રીતે એક વાર કલુટોલાની ખબર લઈ આવવામાં નુકસાન શું?

આજે કલુટોલાની તે ગલીમાં જવાનું નક્કી કરીને તે એક પત્ર લખવા બેઠો. તેમાં કમલા સાથેનો પોતાનો સંબંધ પહેલેથી તે છેલ્લે સુધી વિસ્તારપૂર્વક લખ્યો. હવે ગાજિપુર જઈને તે લાચારીથી હતભાગી કમલાને પોતાની પરણેતર પત્ની તરીકે સ્વીકારવાનો છે, એ પણ જણાવ્યું. આ રીતે હેમનલિનીની સાથે તેનો પૂરેપૂરો વિયોગ થાય તે પહેલાં સાચી બીના સંપૂર્ણ રીતે જણાવી આ પત્રદ્વારા તેણે વદાય લીધી.

પત્ર લખી, કવરમાં મૂકી ઉપર કોઈનુંય નામ ન લખ્યું, અંદર પણ કોઈને સંબોધન ન કર્યું. અન્નદાબાબુના નોકરો રમેશ ઉપર સ્નેહ રાખતા હતા, કારણ રમેશ હેમનલિનીનાં સગાંવહાલાં અને સ્નેહીપરિજનો પ્રત્યે સમતાની નજરે જોતો હતો. એટલા માટે તે ઘરનાં નોકરચાકરો રમેશની પાસેથી જુદેજુદે પ્રસંગે કપડાંલત્તાં

અને બક્ષિસ પામવામાંથી બાકી રહેતાં નહોતાં. રમેશે નક્કી કર્યું કે સાંજના અંધકારમાં કલુટોલાના ઘરમાં જઈ એક વાર દૂરથી હેમનલિનીને જોઈ આવવી અને કોઈ ચાકર સાથે આ પત્ર છૂપી રીતે હેમનલિનીને પહોંચાડી સદાને માટે બધાંય આગલાં બંધનો તોડી નાખી ચાલ્યા આવવું.

સાંજની વખતે રમેશ હાથમાં પત્ર લઈને તે ચિરપરિચિત ગલીમાં ધડકતી છાતીએ, કંપતે પગલે દાખલ થયો. બારણા આગળ આવીને જુએ છે તો બારણું બંધ હતું. ઉપર જોયું તો બધી બારી બંધ હતી, ઘર સૂનું હતું, બધે અંધારું હતું.

તોપણ રમેશે બારણું ખખડાવ્યું. બેચાર વાર ખખડાવતાં ખખડાવતાં અંદરથી એક નોકર બારણું ખોલી બહાર આવ્યો. રમેશે પૂછ્યું: "કોણ સુખન કે?"

નોકરે કહ્યું: "જી બાબુ, હું સુખન."

રમેશ: બાબુ ક્યાં ગયા છે?

નોકર: બહેનને લઈને પશ્ચિમમાં હવા ખાવા ગયા છે.

રમેશ: ક્યાં ગયા છે?

નોકર: એ તો કોણ જાણે!

રમેશ: બીજું કોણ સાથે ગયું છે?

નોકર: નલિનબાબુ સાથે ગયા છે.

રમેશ: નલિનબાબુ કોણ?

નોકર: કોણ જાણે.

સવાલ પૂછતાં રમેશને માલૂમ પડ્યું કે નલિનબાબુ યુવાન છે. થોડા વખત થયાં આ ઘરમાં આવજા કરે છે. જોકે રમેશ હેમનલિનીની આશા છોડીને જ જતો હતો, તોપણ નલિનબાબુ પ્રત્યે તેને સદ્ભાવ ન થયો.

રમેશ : તારાં બહેનનું શરીર કેવું છે ?

નોકરે કહ્યું : તેમનું શરીર તો સારું જ છે.

સુખન નોકરે ધાર્યું હતું, કે આ ખુશખબરથી રમેશબાબુ નિશ્ચિંત અને સુખી થશે. ભગવાન જાણે, સુખનની સમજવામાં ભૂલ થઈ હતી !

રમેશ બોલ્યો : "મારે જરા ઉપરના ખંડમાં જવું છે."

નોકર પોતાનો ધુમાડિયો કેરોસીનનો ડબ્બો લઈને રમેશને ઉપર લઈ ગયો. રમેશ ભૂતની પેઠે ઓરડે ઓરડે એક વાર ફર્યો, એકાદબે ખુરસી અને સોફા પસંદ કરી તેના ઉપર બેઠો. સરસામાન, ઘરશણગાર બધુંય બરાબર પહેલાંની પેઠે જ હતું. વચમાં આ નલિનીબાબુ કોણ આવી ભરાયો ? દુનિયામાં કોઈના વિના કશું પણ લાંબો વખત સૂનું રહેતું નથી ! જે બારીમાં રમેશે એક દહાડો હેમનલિનીની પાસે ઊભાં રહી વરસાદ થંભી ગયા પછી શ્રાવણની સંધ્યાના સૂર્યાસ્તના પ્રકાશમાં અંતરનાં એ મૌનમિલનને શોભાવ્યું હતું, તે બારીમાં શું ફરી સૂર્યાસ્તનો પ્રકાશ પડ્યો નહિ ? તે જ બારીમાં બીજું કોઈ આવીને બીજે કોઈ દિવસે જ્યારે યુગલમૂર્તિ રચવા માગશે ત્યારે પૂર્વઇતિહાસ આવીને શું તેઓનો રસ્તો રોકી ઊભો રહેવાનો છે, નિઃશબ્દે તર્જની ઉપાડીને તેઓને દૂર હડસેલી મૂકવાનો છે ? ઘવાયેલા અભિમાનથી રમેશનું હૈયું ધમણની પેઠે ચાલવા માંડ્યું.

બીજે દિવસે રમેશ અલાહાબાદ ન જતાં સીધો ગાજિપુર ચાલ્યો ગયો.

# ૩૪

કલકત્તામાં રમેશ લગભગ મહિનો ગાળી આવ્યો. આ એક મહિનો કમલાને મન કંઈ ઓછો નહોતો. કમલાના જીવનમાં એક પરિણામનો પ્રવાહ અત્યંત તીવ્ર વેગથી વહેતો હતો. ઉષાનો પ્રકાશ જેમ જોતજોતામાં પ્રભાતના તડકામાં ફેરવાઈ જાય છે, તેમ કમલાની નાડીપ્રકૃતિ બહુ જ થોડા વખતમાં સુપ્તાવસ્થામાંથી જાગ્રતાવસ્થામાં આવી સચેતન થઈ ગઈ. શૈલજાની સાથે જો તેને ગાઢ સંબંધ ન થાત, શૈલજાના જીવનમાંથી પ્રેમના પ્રકાશની છટા અને ગરમી જો પ્રતિબિંબિત થઈને તેના અંતર ઉપર ન પડત, તો તેને કેટલી વાર સુધી રાહ જોવી પડત તે કાંઈ કહેવાય નહિ.

એ દરમ્યાનમાં રમેશને આવવાનું મોડું થયા કરે છે, એ જોઈ શૈલજાના ખાસ આગ્રહથી કાકાએ કમલા અને રમેશને રહેવા માટે શહેરની બહાર ગંગાને કિનારે એક બંગલો નક્કી કર્યો. થોડોઘણો અસબાબ ભેગો કરી ઘર રહેવા યોગ્ય બનાવવાનો પ્રયત્ન કરતા હતા, અને નવા ઘરસંસાર માટે જરૂરજોગાં ચાકર-દાસી પણ નક્કી કરી મૂકયાં હતાં.

બહુ દિવસ મોડું કરી, રમેશ જ્યારે ગાજિપુર પાછો આવ્યો

ત્યારે કાકાને ઘેર પડી રહેવાનું કોઈ બહાનું રહ્યું નહોતું. આટલા દિવસ પછી કમલાએ પોતાના સ્વતંત્ર ઘરસંસારમાં પ્રવેશ કર્યો.

બંગલાની ફરતે બગીચો કરવા જેવી જમીન પુષ્કળ હતી. ઊંચાંઊંચાં સીસમનાં ઝાડની બે હારોમાં થઈને એક છાંયાવાળો રસ્તો જતો હતો. શિયાળાની સાંકડી ગંગા ખૂબ દૂર ખસી ગઈ હતી, એટલે ઘર અને ગંગાની વચમાં એક નીચું ભાઠું બન્યું હતું. તે ભાઠામાં ખેડૂતોએ ઠેકાણેઠેકાણે ઘઉં વાવ્યા હતા, અને કોઈ કોઈ ઠેકાણે તરબૂચ અને ખડબૂચાં કર્યાં હતાં. ઘરની દક્ષિણ બાજુએ ગંગા તરફ એક મોટું લીમડાનું ઝાડ હતું, તેની નીચે ચોતરો બાંધ્યો હતો.

ઘણા દિવસ ભાડૂત ન હોવાને લીધે ઘર અને જમીનની કોઈએ દરકાર રાખી નહોતી, એટલે બગીચામાં ઝાડપાન કંઈ જ હતાં નહિ, અને મકાન પણ સાફ કરવાનું થઈ ગયું હતું. પણ કમલાને એ બધુંય સારું લાગ્યું. ગૃહિણીપદ મળ્યાના આનંદના પ્રકાશથી તેની નજરમાં બધુંય સુંદર દેખાવા લાગ્યું. કયો ઓરડો કયા કામમાં વાપરવો, જમીનમાં કયાં કયાં શાકઝાડ રોપવાં, એ તેણે મનમાં ને મનમાં નક્કી કરી લીધું. કાકાની સાથે મસલત કરી કમલાએ બધી જમીન ખેડાવી નાખવાની વ્યવસ્થા કરી. પોતે હાજર રહીને રસોડાનો ચૂલો કરાવી લીધો, અને તેની પાસેના કોઠારના ઓરડામાં જ્યાં જેવો ફેરફાર કરાવવાની જરૂર હતી, ત્યાં તેવો કરાવી લીધો. આખો દહાડો ધોવું, માંજવું, ગોઠવવું, મૂકવું—કામકાજનો કંઈ પાર નહોતો. બધીય બાજુ કમલાની મમતા ખેંચાવા લાગી.

ઘરકામમાં રમણીનું સૌન્દર્ય જેવું વૈચિત્ર્ય, જેવું માધુર્ય ધારણ કરે છે, તેવું બીજા કશામાં કરતું નથી. રમેશે આજે કમલાને એ કામમાં જોઈ—તેણે જાણે પંખીને પિંજરબહાર

આકાશમાં ઊડતું જોયું. તેનું પ્રફુલ્લ મુખ, તેની સુનિપુણ કુશળતા જોઈ રમેશના મનમાં એક નવો જ આનંદ ઉત્પન્ન થયો.

આજ સુધી રમેશે કમલાને તેના પોતાના પ્રદેશમાં જોઈ નહોતી. આજે તેને પોતાના નવીન સંસારના શિખરપ્રદેશ પર જોઈ, ત્યારે તેના સૌન્દર્યની સાથે એક પ્રકારનો મહિમા હતો તે જોવા પામ્યો.

કમલાની પાસે આવી રમેશ બોલ્યોઃ "કમલા, શું કરે છે? થાકી જશે!"

કમલાએ પોતાના કામમાંથી જરા વાર થંભી રમેશના તરફ જોઈ, તેનું વિશિષ્ટ મધુર હાસ્ય કર્યું; કહ્યુંઃ "ના, મને કંઈ નહિ થાય."

રમેશ તેની ખબર કાઢવા આવ્યો, એને પુરસ્કાર તરીકે સ્વીકારી લઈ તરત જ તે પાછી કામમાં મશગૂલ થઈ ગઈ.

મુગ્ધ રમેશ કંઈ બહાનું કાઢી પાછો તેની પાસે જઈને બોલ્યોઃ "તેં ખાધું છે ને, કમલા?"

કમલા બોલીઃ "વાહ, ખાધું નહિ હોય કેમ! ક્યારનુંય ખાધું છે!"

રમેશ જોકે આ વાત જાણતો હતો, તોપણ આ પ્રશ્નને બહાને કમલા ઉપર વહાલ બતાવ્યા વિના તેનાથી રહેવાયું નહિ. કમલા પણ રમેશના આ બિનજરૂરી પ્રશ્નથી જરા ખુશ નહોતી થઈ એમ નહિ.

રમેશે ફરીથી જરા વાત કાઢવાને કહ્યુંઃ "કમલા, તું જાતે તે કેટલું કરવાની? મને કંઈ કામ સોંપને!"

કામઢા લોકોમાં દોષ એ હોય છે કે બીજા માણસની આવડત ઉપર તેમને ઝાઝો વિશ્વાસ રહેતો નથી. તેઓને બીક લાગે છે, કે પોતે જે કામ કરવાના છે તે બીજો કરશે તો

રખેને બગાડી નાખશે. કમલા હસીને બોલી: "ના, આ કામ તમારા લોકોનાં નથી!"

રમેશ બોલ્યો: "પુરુષો ખૂબ સહિષ્ણુ છે, એટલે પુરુષો પ્રત્યેની તમારી આ અવજ્ઞા અમે સહન કરી લઈએ છીએ, બળવો કરતા નથી—તમારી માફક અમે જો સ્ત્રીઓ હોત તો ભારે ઝઘડો મચાવ્યો હોત. વારુ, કાકા પાસે તું કામ લેવામાં બાકી રાખતી નથી, હું એટલો બધો નકામો છું!"

કમલાએ કહ્યું: "એ તો કોણ જાણે! પણ તમે રસોડાનાં જાળાંબાળાં સાફ કરો છો, એ જોઈને મને હસવું આવે છે. તમે અહીંથી ખસી જાઓ, અહીં ખૂબ ધૂળ ઊડે છે."

રમેશ કમલા સાથે વાત ચલાવવા બોલ્યો: "ધૂળ કંઈ માણસનો વિચાર કરતી નથી. ધૂળને મન તો તું અને હું બંને સરખાં!"

કમલા: મારે તો કામ છે, એટલે ધૂળ ખાઈ લઉં છું, તમારે કંઈ કામ નથી. તમે શું કામ ધૂળ ખાઓ છો?

રમેશ નોકરો ન સાંભળે એમ ધીમે સાદે બોલ્યો: "કામ હોય કે ન હોય, તું જે સહન કરે તેમાં હું ભાગ લેવાનો જ."

કમલાના કાન જરા લાલ થઈ ગયા. રમેશના બોલવાનો કશો જવાબ દીધા વગર કમલા જરા ખસી જઈ બોલી: "ઉમેશ, અહીં બીજો એક ઘડો પાણી રેડ તો. જોતો નથી કેટલો કાદવ ભેગો થયેલો છે તે! ઝાડુ મારા હાથમાં આપ જોઉં." એમ કહીને ઝાડુ લઈ ખૂબ ઝડપથી વાળવાના કામમાં ગૂંથાઈ ગઈ.

રમેશ કમલાને વાસીદું કાઢતી જોઈ, એકાએક ખૂબ અધીરો બની જઈ બોલ્યો: "અરે કમલા, આ શું કરે છે?"

પાછળથી અવાજ આવ્યો: "કેમ રમેશબાબુ, શું ખોટું થાય છે? એક તરફ તમે લોકો અંગ્રેજી ભણીને મોઢે સમાનતાનો પ્રચાર

કરો છો! વાસીદું કાઢવાનું કામ એટલું બધું હલકું હોય, તો ચાકરના હાથમાં પણ ઝાડું શા માટે આપો છો? હું તો મૂરખ છું, મારી વાત જો પૂછતા હો, તો સતીમાના હાથમાંના ઝાડુની એકે-એક સળી સૂર્યનાં કિરણની પેઠે મને ઉજ્જવળ લાગે છે. મા, તારું જંગલ હું લગભગ પૂરું કરી આવ્યો; શાકભાજીનું ખેતર ક્યાં કરવું છે, તે જરા મને બતાવવું પડશે."

કમલા બોલીઃ "કાકા, જરા સબૂર કરો, મારે આ ઓરડો પૂરો થવા આવ્યો છે."

એમ કહીને કમલા ઓરડો સાફ કરવાનું પતાવી, કમરે વીંટેલો છેડો માથે ઓઢી, બહાર આવી, કાકાની સાથે શાકભાજીના ખેતર સંબંધે ગંભીર ચર્ચા કરવા મંડી.

આ પ્રમાણે જોતજોતામાં દિવસ પૂરો થઈ ગયો; પણ ઘર ગોઠવવાનું હજી બરાબર પૂરું ન થયું. બંગલો ઘણા દિવસથી અવડ અને બંધ પડી રહેલો હતો, એટલે હજી બેચાર દિવસ ઓરડાઓ ધોયાધમાર્યા વિના અને બારીબારણાં ખુલ્લાં મૂક્યા વિના તે રહેવા યોગ્ય થાય એમ લાગ્યું નહિ.

એટલે ફરી આજે સાંજે કાકાના ઘરમાં જ આશ્રય લેવો પડ્યો. આથી આજે રમેશનું મન જરા મુઝાઈ ગયું. આજે પોતાના એકાંત ઘરમાં સંધ્યાદીપ સળગશે, અને કમલાના સલજ્જ સ્મિત-હાસ્ય આગળ રમેશ પોતાનું પૂરેપૂરું હૃદય ખુલ્લું કરી શકશે, એવું તે આખો દિવસ વારંવાર કલ્પ્યા જ કરતો હતો. હજી બેચાર દિવસનો વિલંબ થાય એમ છે, એ જોઈ રમેશ પોતાના કોર્ટ સંબંધી કામે બીજે દિવસે અલાહાબાદ ચાલ્યો ગયો.

## ૩ ।

**બીજે** દિવસે કમલાને નવે ઘેર શૈલને વનભોજનનું નોતરું આવ્યું. વિપિન જમીને ઑફિસમાં ગયા પછી શૈલ નોતરું જમવા ગઈ. કમલાના આગ્રહથી કાકા તે દિવસે સોમવાર હોવા છતાં નિશાળે નહોતા ગયા. બંને જણે મળીને લીમડા તળે તપેલાં ચડાવી દીધાં હતાં. ઉમેશ મદદ કરવા દોડાદોડ કરી રહ્યો હતો.

રસોઈ અને ભોજન પતી ગયા પછી, કાકા ઘરમાં જઈને વામકુક્ષી કરવા પડ્યા અને બંને બહેનપણીઓ લીમડા હેઠળ છાંયડામાં બેસી પોતાની તે સનાતન ચર્ચામાં મશગૂલ બની ગઈ. એ વાતો સાથે ભળી જઈને કમળાની નજરમાં એ નદીનો કાંઠો, એ શિયાળાનો તડકો, એ ઝાડનો છાંયો ખૂબ રમણીય બની ગયાં—પેલા મેઘશૂન્ય નીલાકાશમાં જેટલે ઊંચે રેખા જેવી બનેલી સમડી ઊડી રહી છે, તેટલે જ ઊંચે કમલાના અંતરની એક ઉદ્દેશ-હીન આકાંક્ષા નાપતા બનીને ઊડી ગઈ.

નમતો પહોર થયો ન થયો ત્યાં તો શૈલ અધીરી થઈ ગઈ. તેનો સ્વામી ઑફિસેથી આવવાનો હતો. કમલાએ કહ્યું: “ તારો નિયમ, ભાઈ, એક દિવસ પણ તૂટે નહિ કે ? ”

શૈલે એનો કશો ઉત્તર આપ્યા વગર સહેજ હસી કમલાની હડપચી પકડી હલાવી અને બંગલામાં જઈ પોતાના બાપને જગાડી કહ્યું: “ બાપુ, હું ઘેર જાઉં છું. ”

કમલાને કાકાએ કહ્યું: “ બહેન, તું પણ ચાલ. ”

કમલા બોલી: “ ના, મારે કામ બાકી છે, હું સાંજ પછી આવીશ. ”

કાકા પોતાના જૂના નોકરને અને ઉમેશને કમલા પાસે મૂકી શૈલને ઘેર પહોંચાડવા ગયા, ત્યાં તેમને જરા કામ હતું. બોલ્યા: “ મને આવતાં વાર નહિ લાગે. ”

કમલાએ ઓરડા વ્યવસ્થિત કરવાનું કામ પૂરું કર્યું ત્યારે પણ સૂરજ આથમ્યો નહોતો. તે માથે અને શરીરે એક ધાબળો ઓઢી લીમડા નીચે આવીને બેઠી. દૂર સામે કાંઠે જ્યાં મોટાં-મોટાં બેત્રણ વહાણોના ડોલથંભ અગ્નિવર્ણા આકાશમાં કાળા-કાળા લીટા પાડી ઊભા હતા, તેની પાછળ ઊંચી ભેખડોની આડમાં સૂર્ય આથમી ગયો.

એવામાં ઉમેશ કંઈક બહાનું કાઢી તેમની પાસે આવી ઊભો. બોલ્યો: “ મા, ઘણી વારથી તમે પાન ખાધું નથી. પેલે ઘેરથી આવતી વખતે હું પાન લેતો આવ્યો છું. ” એમ કહીને કાગળમાં બાંધેલાં થોડાં પાન કમલાના હાથમાં મૂક્યાં.

ત્યારે કમલાને ભાન આવ્યું, કે સાંજ પડી ગઈ છે. તે ઝટપટ ઊભી થઈ ગઈ. ઉમેશ બોલ્યો: “ ચક્રવર્તીમહાશયે ગાડી મોકલી આપી છે. ”

કમલા ગાડીમાં બેસવા પહેલાં ઓરડા ફરી એક વાર જોઈ લેવા માટે બંગલામાં પેઠી.

મોટા ઓરડામાં ઠંડીમાં દેવતા સળગાવવા માટે વિલાયતી ઢબની એક સગડી હતી. તેની પાસેથી જ અભરાઈ ઉપર કેરો-

સીનનો દીવો બળતો હતો. તે જ અભરાઈ ઉપર કમલા પાનનું પડીકું મૂકી કંઈક જોવા માટે જતી હતી, એવામાં અચાનક કાગળના પડીકા ઉપર રમેશના અક્ષરમાં પોતાનું નામ કમલાના જોવામાં આવ્યું.

ઉમેશને કમલાએ પૂછ્યું: "આ કાગળ તું ક્યાંથી લાવ્યો ?"

ઉમેશ બોલ્યો: "બાજુના ઓરડાના ખૂણામાં પડેલો હતો, વાસીદું વાળતી વખતે ઉપાડી લીધો હતો."

કમલા તે કાગળ ઉઘાડી વાંચવા લાગી.

હેમનલિનીને રમેશે પેલે દહાડે જે લાંબો પત્ર લખ્યો હતો, તે જ આ પત્ર હતો. બેદરકાર સ્વભાવના રમેશના હાથમાંથી તે ક્યારે ક્યાં પડી ગયો હશે, તેનું તેને ભાન સુધ્ધાં પણ નહોતું.

કમલા વાંચી રહી. ઉમેશે કહ્યું: "મા, આમ મૂંગાંમૂંગાં કેમ ઊભાં રહ્યાં છો? રાત જાય છે ને!"

ઓરડો નિઃસ્તબ્ધ હતો. કમલાના મોં તરફ જોઈને ઉમેશ ગભરાઈ ગયો. બોલ્યો: "મા, મારું કહ્યું સાંભળતાં નથી? ઘેર ચાલો, રાત પડી ગઈ!"

થોડી વાર પછી કાકાના નોકરે આવીને કહ્યું: "માઈજી, ગાડી ક્યારની ઊભેલી છે. ચાલો આપણે જઈએ."

## ૩૬

શૈલજાએ પૂછ્યું: " ભાઈ, આજે શું તારું શરીર સારું નથી? માથું ચડેલું છે?"

કમલાએ કહ્યું: " ના, કાકા કેમ નથી જણાતા? "

શૈલે કહ્યું: "સ્કૂલમાં નાતાલની રજા છે. મોટીબહેનને મળવા માટે માએ તેમને અલાહાબાદ મોકલ્યા છે. થોડા દિવસ થયાં મોટીબહેનનું શરીર સારું નથી રહેતું. "

કમલાએ કહ્યું: " તેઓ ક્યારે પાછા આવશે? "

શૈલ: તેમને પાછા આવતાં ઓછામાં ઓછું અઠવાડિયું તો થશે જ. તમારો બંગલો શણગારવામાં તું આખો દહાડો અતિશય મહેનત કરે છે. આજે તને સારું નથી લાગતું. આજે વહેલી ખાઈને સૂઈ જા.

શૈલને કમલા જો બધી વાત કહી શકત તો તેના જીવને ખૂબ શાંતિ થાત, પણ વાત કહેવાય એવી નહોતી: " જેને આજ સુધી મારા સ્વામી માનતી હતી, તે મારા સ્વામી નથી એ વાત બીજા ગમે તેને કહું, પણ શૈલને તો કદી ન કહેવાય."

કમલા સૂવાના ઓરડામાં આવી બારણું બંધ કરી દીવાના અજવાળામાં ફરી એક વાર રમેશનો પેલો પત્ર લઈને બેઠી. પત્ર જેને ઉદ્દેશીને લખ્યો હતો, તેનું નામ નહોતું, ઠેકાણું નહોતું— પણ તે સ્ત્રી હતી. રમેશની સાથે તેના લગ્ન થવાની વાત થઈ હતી, અને કમલાને લીધે જ તે સંબંધ તૂટી ગયો હતો, એ વાત પત્ર ઉપરથી સ્પષ્ટ સમજાતી હતી. જેને પત્ર લખ્યો હતો તેને રમેશ પૂરા દિલથી ચાહતો હતો, અને કમનસીબે કોણ જાણે ક્યાંથી કમલા તેને માથે આવી પડીઃ એટલે એ અનાથ પ્રત્યે દયા લાવીને આ પ્રેમનું બંધન નિરુપાય બની સદાને માટે તોડવા તૈયાર થયો હતો, એ વાત પણ પત્રમાં ઢાંકી નહોતી.

પેલી નદીના ભાઠામાં રમેશની સાથે પહેલું મિલન થયું ત્યારથી માંડીને આ ગાજિપુર આવ્યાં ત્યાં સુધીનાં બધાં સ્મરણો કમલાએ મનમાં ને મનમાં ઉલટાવી જોયાં—જે અસ્પષ્ટ હતું તે સ્પષ્ટ થઈ ગયું.

રમેશ જ્યારે તેને પારકાની સ્ત્રી માનતો હતો, અને તેનું શું કરવું એની ચિંતામાં બેબાકળો બન્યો હતો, ત્યારે કમલા નિશ્ચિંત મને તેને સ્વામી માની લઈ વિનાસંકોચે તેની સાથે ચિરસ્થાયી ઘરસંસારનો સંબંધ બાંધવા બેઠી હતી, એ વાતની શરમ કમલાને વારંવાર ધગાવેલાં બાણોની જેમ વીંધવા લાગી. રોજરોજની નાનાવિધ ઘટનાઓ યાદ આવતાં તે જાણે ભોંયમાં સમાઈ જવા લાગી! એ શરમ તેના જીવનમાં પૂરેપૂરી રીતે લેપાઈ ગઈ હતી—એમાંથી હવે તેનો કેમે કર્યો ઉદ્ધાર થાય એમ રહ્યું નહોતું!

બંધ બારણું ઉઘાડી નાખીને કમલા પાછલા બગીચામાં નીકળી પડી. શિયાળાની અંધારી રાત હતી. કાળું આકાશ કાળા

પથ્થરના જેવું કરડે એટલું ઠંડું હતું. ક્યાંય લગારે વાદળ નહોતું. તારાઓ સ્પષ્ટ ઝગમગતા હતા.

સામે નીચી કલમોનું આંબાવાડિયું અંધકારમાં વધારો કરતું ઊભું હતું. કમલાને કેમે કર્યું, કાંઈયે સૂઝયું નહિ. તે ઠંડા ઘાસ ઉપર બેસી પડી, લાકડાના પૂતળાની પેઠે સ્થિર બેસી રહી. તેની આંખમાંથી આંસુનું એક ટીપું સરખું પડ્યું નહિ.

આમ ને આમ તે કેટલી વાર સુધી બેસી રહેત, કંઈ કહેવાય નહિ. પણ કડકડતી ઠંડીએ તેના હૈયાને હલાવી મૂક્યું. તેનું આખું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું. મોડી રાતે કૃષ્ણપક્ષના ચંદ્રે ઊગીને જ્યારે નિઃસ્તબ્ધ તાલવનની અંદરના અંધકારના એક છેડાને ભેદી નાખ્યો, ત્યારે કમલાએ ધીમેધીમે ઊઠી ઘરમાં જઈ બારણાં બંધ કર્યાં.

સવારના પહોરમાં કમલા આંખ ઉઘાડી જુએ છે, તો શૈલ તેના ખાટલા પાસે ઊભી હતી. ખૂબ દહાડો ચડી ગયો છે માની, શરમાઈ જઈને કમલા ઝટપટ પથારીમાં બેઠી થઈ ગઈ.

શૈલ બોલી: "ના ભાઈ, તું ઊઠીશ નહિ. હજી જરા ઊંઘી જા—જરૂર તારું શરીર સારું નથી. તારું મોં ખૂબ સુકાઈ ગયેલું લાગે છે. આંખની નીચે કાળાશ આવી ગઈ છે. શું થયું છે, ભાઈ! મને કહે ને!" એમ કહીને શૈલજા કમલાની પાસે બેસી તેને ગળે વળગી પડી.

કમલાની છાતી ધડકવા લાગી. તેનાં આંસુ રોક્યાં રોકાતાં નહોતાં! શૈલજાના ખભા ઉપર મોં સંતાડી તે એકદમ ફાટીફાટી રડવા લાગી. શૈલ એક શબ્દ પણ બોલ્યા વગર તેને મજબૂત રીતે આલિંગન ભરીને પકડી રહી.

થોડી જ વારમાં કમલા એકદમ શૈલજાનું બાહુબંધન છોડાવી ઊઠી પડી, આંખ લૂછી નાખી જોરપૂર્વક હસવા લાગી. શૈલે

કહ્યું : “લે લે હવે, હસવાની કાંઈ જરૂર નથી! મેં પુષ્કળ સ્ત્રીઓ જોઈ છે, પણ તારા જેવી મીંઢી કોઈ નથી જોઈ. પણ તું એમ માને છે કે મારાથી તું છાનું રાખશે? પણ હું કંઈ એવી ગમાર નથી. ત્યારે કહું? રમેશબાબુ અલાહાબાદ ગયા ત્યારપછી તેમણે તને એકે પત્ર લખ્યો નથી. એટલે તને રીસ ચડી છે— અભિમાનિની! પણ તારે પણ સમજવું જોઈએ કે તેઓ ત્યાં કામે ગયા છે. બે દિવસમાં પાછા આવવાના છે. એટલામાં જો તેઓ વખત ન મેળવી શકે, તો તેટલા માટે શું આટલી બધી રીસ કરવી? છિ! એ પણ ખરૂં, કે તને આજે આટલી બધી શિખામણ આપું છે, પણ હું હોત તોયે બરાબર આવું જ કરી બેસત. આવું નકામું સ્ત્રીઓને બહુ રડવું પડે છે! વળી આ રડવાનું જઈ જ્યારે હસવાનું શરૂ થશે ત્યારે એમાંનું કશું જ યાદ રહેવાનું નથી!”—એમ કહીને કમલાને છાતી સરસી ખેંચી લઈ શૈલ બોલી: “આજે તને એમ લાગે છે કે તું રમેશબાબુને કદી માફ કરવાની નથી, એમ જ ને? વારું, સાચે સાચું કહે!”

કમલા બોલી: “હા, સાચું જ કહું છું.”

શૈલ કમલાને ગાલે ટપલી મારી બોલી: “ઈસ! વાહ! જણાશે! સારુ, શરત માર!”

કાલે સવારે કમલા સાથે વાતચીત થયા પછી તરત જ શૈલે અલાહાબાદ પોતાના બાપને કાગળ લખ્યો, તેમાં લખ્યું: “કમલા રમેશબાબુનો એકે પત્ર ન મળવાથી ખૂબ ચિંતા કરે છે. એક તો બિચારી નવીનવી પરદેશ આવેલી, તેમાં રમેશબાબુ જ્યારેત્યારે તેને નાખીને ચાલ્યા જાય છે, અને કાગળપત્ર લખતા નથી, આથી તેને કેટલું કષ્ટ થતું હશે, એનો જરા વિચાર કરી જુઓ જોઉં! તેમનું અલાહાબાદનું કામ પૂરું જ થવાનું નથી કે શું? કામ તો ઘણા માણસોને હોય છે, પણ એટલા માટે શું બે લીટીનો કાગળ લખવાનોયે વખત નહિ મળતો હોય?”

કાકા રમેશને મળ્યા, અને પોતાની પુત્રીના પત્રમાંનો અમુક ભાગ વાંચી સંભળાવી ખૂબ ઠપકો આપ્યો.

કમલા પ્રત્યે રમેશનું મન સારી પેઠે આકર્ષાયેલું હતું, એ વાત સાચી, પણ આકર્ષાયું હતું એટલે જ તેની દ્વિધા ખૂબ વધી ગઈ હતી.

એ દ્વિધામાં પડવાને લીધે, રમેશ કેમે કર્યો અલાહાબાદથી પાછો જઈ શકતો નહોતો. એવામાં કાકા પાસેથી શૈલનો પત્ર સાંભળ્યો.

પત્રમાંથી તે બરાબર સમજી શક્યો, કે કમલા રમેશને માટે સારી પેઠે ઉદ્વેગ બતાવે છે, પણ તે પોતે કેવળ શરમને લીધે લખી શકતી નથી.

આને લીધે રમેશની દ્વિધાના બંને ફાંટા જોતજોતામાં આવીને એકમાં મળી ગયા. હવે કાંઈ ફક્ત રમેશનાં સુખદુઃખની વાત રહી નહોતી, કમલા પણ રમેશને ચાહતી હતી. વિધાતાએ તેમને નદીના ભાઠામાં ભેગાં કર્યાં હતાં, એટલું જ નહોતું; પણ તેમનાં અંતરને પણ એક કર્યાં હતાં.

એમ વિચારી રમેશ પછી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના કમલાને એક પત્ર લખી બેઠો. તેણે લખ્યું :

" પ્રિયતમાસુ—

" કમલા, તને આ જે સંબોધન કર્યું છે, એને પત્ર લખવાની ફક્ત એક રીત ન માનતી. જો તને આજે દુનિયામાં સૌથી વધુ પ્રિય ન ગણતો હોત, તો કદી પણ આજે ' પ્રિયતમા ' કહીને સંબોધન ન કરત. જો તારા મનમાં કદી પણ કશો પણ સંદેહ થતો હોય, જો તારા કોમલ હૃદયને કદી પણ કશો આઘાત મેં લગાડ્યો હોય, તો આજે તને સાચે જ ' પ્રિયતમા ' કહીને સંબોધન કરું છું, એનાથી જ આજે તારા બધા સંશય, બધી વેદના સંપૂર્ણ-

પણે ધોવાઈ જાઓ! આથી વધારે વિસ્તારપૂર્વક તને શું કહું! અત્યાર સુધી મારાં અનેક આચરણ તને વ્યથાજનક લાગ્યાં હશે, એટલા માટે જો તું મનમાં ને મનમાં મારી વિરુદ્ધ ફરિયાદ કરતી હોય, તો હું પ્રતિવાદી થઈને તેનો લગારે ઇનકાર કરવાનો નથી. હું માત્ર એટલું કહીશ, આજે તું મારી પ્રિયતમા છે. તારા કરતાં પ્રિય મારે બીજું કોઈ જ નથી. આટલાથી પણ જો મારા બધા અપરાધનો, મારાં બધાં અસંગત આચરણનો છેલ્લો જવાબ તને ન મળી જાય તો બીજા કશાથી મળવાનો નથી.

"એટલે કમલા, આજ તને આ 'પ્રિયતમા' સંબોધન કરીને આપણા સંશયઘેર્યા ભૂતકાળને હું દૂર હટાવી દઉં છું, આ 'પ્રિયતમા' સંબોધન કરીને આપણા પ્રેમના ભાવિની શરૂઆત કરું છું. તારી આગળ મારી આગ્રહભરી વિનંતિ છે કે તું આજ મારી 'પ્રિયતમા' છે, આ વાત ઉપર પૂરેપૂરો વિશ્વાસ રાખ. એટલું જો તું બરાબર મનથી સમજી શકશે તો પછી કોઈ પણ પ્રશ્ન પૂછવાની જરૂર નહિ રહે.

"ત્યારપછી હું તારો પ્રેમ પામ્યો છું કે નહિ, એ વાત તને પૂછવાની મારી હિંમત ચાલતી નથી. હું પૂછવાનો પણ નથી. મારા આ વણબોલ્યા અનુકૂળ પ્રશ્નનો ઉત્તર એક દિવસ તારા અંતરમાંથી મારા અંતરમાં નિઃશબ્દ રીતે આવી પહોંચવાનો છે, એ વિષે મને લગારે શંકા નથી. આ હું પ્રેમને જોરે કહું છું— મારી લાયકાતનો હું ગર્વ કરતો નથી, પણ મારી સાધના કેમ સફળ ન થાય?

"હું બરાબર સમજું છું, કે હું જે લખું છું તે કંઈ વિચિત્ર રીતે સ્વાભાવિક લાગતું નથી, તે બનાવટી જેવું લાગે છે. મને એમ થાય છે, કે આ પત્ર ફાડી નાંખું! પણ મનને પસંદ પડે એવો પત્ર હમણાં લખી શકાય એમ નથી. કારણ કે પત્ર બે

જાણાની વસ્તુ છે. માત્ર એક જ પક્ષ જ્યારે પત્ર લખે છે, ત્યારે તે પત્રમાં બધી વાતો બરાબર લખાતી નથી. તારી મારી વચ્ચે જ્યારે એકબીજાનું મન જાણવાનું કશું બાકી રહેશે નહિ, તે દિવસે જ પત્ર નામને લાયક પત્ર લખી શકીશ. સામેસામેનાં બંને બારણાં ખુલ્લાં હોય, તો જ ઘરમાં છૂટથી હવા ફરી શકે. કમલે, પ્રિયતમે, તારું હૃદય હું ક્યારે પૂરેપૂરું ઉઘાડી શકીશ ?

"આ બધી વાતનો ઉકેલ ધીમેધીમે યથાક્રમે થશે. ઉતાવળે કંઈ ન વળે. જે દિવસે મારો પત્ર મળશે તેને બીજે દિવસે સવારમાં જ હું ગાજિપુર પહોંચીશ. તને મારી એટલી જ વિનંતિ છે કે ગાજિપુર આવું ત્યારે તને આપણા પોતાના ઘરમાં જ જોવા પામું એવું કરજે. ઘરબાર વગર ઘણા દિવસ કાઢ્યા, હવે ઘરમાં પ્રવેશ કરવો છે. હૃદયલક્ષ્મીને ગૃહલક્ષ્મીરૂપે નિહાળીશ તે ક્ષણે આપણી પહેલી વારની તે શુભદૃષ્ટિ થશે. આપણી પહેલી વારની તે શુભદૃષ્ટિ યાદ છે ને ?—પેલી ચાંદની રાતે, નદીને કાંઠે, જનશૂન્ય રેતીના વિસ્તાર ઉપર. ત્યાં છાપરું નહોતું, ભીંત નહોતી, મા, બાપ, ભાઈ, બહેન, સગાં, પડોશી કોઈ નહોતું. એ શુભદૃષ્ટિ તો ઘરની તદ્દન બહાર થઈ હતી. એ તો સ્વપ્ન સામું હતું—જાણે એમાંનું કશું સાચું નહોતું, એટલા માટે જ ફરી એક દહાડો સ્નિગ્ધ, નિર્મલ પ્રાતઃકાલના પ્રકાશમાં, ઘરની અંદર, સત્ય સમક્ષ તે શુભદૃષ્ટિને સંપૂર્ણ કરી લેવાની જરૂર છે. પુણ્યપોષના પ્રાતઃકાળે આપણા ગૃહદ્વારમાં તારી સરલ સહાસ્ય મૂર્તિ જીવનભરને માટે મારા અંતરપટ ઉપર અંકિત કરી લેવી છે. એટલા માટે હું અધીરો બન્યો છું. પ્રિયતમે! હું તારે અંતરને આંગણે અતિથિ છું, મને પાછો ન કાઢતી.

—પ્રસાદભિક્ષુ રમેશ."

## ૩૭

શૈલે ક્લાન્ત કમલાને જરા ઉત્સાહમાં લાવવાને કહ્યું : "આજે તમારે બંગલે જવું નથી ?"

કમલાએ કહ્યું: "ના, હવે જરૂર નથી."

શૈલ: તમારું ઘર ગોઠવવાનું પૂરું થઈ ગયું ?

કમલા: હા ભાઈ, પૂરું થઈ ગયું !

થોડી વાર પછી ફરી શૈલે આવી કહ્યું: "તને એક વસ્તુ આપું તો તું શું આપશે, બોલ ?"

કમલા બોલી: "મારી પાસે છે જ શું, દિદિ ?"

શૈલ : કંઈ જ નથી ?

કમલા : કંઈ જ નથી.

શૈલ કમલાના કપાળ પર ટપલો મારી બોલી: "ઇસ, એમ, જે કંઈ હતું તે બધું એક જણને સમર્પણ કરી દીધું લાગે છે. આ શું છે, બોલ જોઉં ?" કહીને શૈલે છેડામાંથી એક પત્ર બહાર કાઢ્યો.

પરબીડિયાં ઉપર રમેશના અક્ષર જોઈ તરત જ કમલાનું મોં ફિક્કું પડી ગયું. તેણે જરા મોં ફેરવી લીધું.

શૈલે કહ્યું: " અલી ઓ, હવે રીસ રહેવા દે. બહુ થઈ. મન તો પત્ર ઝોંટ મારીને લઈ લેવા તલપાપડ થઈ રહ્યું છે, પણ મોં ફાડીને માગ્યા વિના હું આપવાની નથી, કદી આપવાની નથી. જોઉં છું, ક્યાં સુધી પણ પાળી શકે છે તે."

એવામાં ઉમા એક સાબુની પેટીને દોરી બાંધી ખેંચતી ખેંચતી લાવી બોલી: " માસી, ગ....ગ."

કમલા ઝટપટ ઉમાને બાથમાં લઈ ઉપરાઉપરી બોકી દેતી દેતી સૂવાના ઓરડામાં લઈ ગઈ. ઉમી તેની ગાડી ચલાવવામાં વિઘ્ન આવતાં ચીસ પાડવા લાગી. પણ કમલાએ કોઈ પણ રીતે તેને છોડી નહિ. તેને ઓરડામાં લઈ જઈ જાતજાતના લવારા કરી તેનું મનરંજન કરવામાં જોરપૂર્વક મંડી પડી.

શૈલ આવી બોલી: "હાર કબૂલ કરું છું. તું જીતી. મારાથી તો ન રહેવાત! ધન્ય છે તને! આ લે ભાઈ, શું કરવા નકામા નિસાસા લઉં!"

એમ કહીને બિછાના ઉપર કાગળ નાખી ઉમીને કમલાના હાથમાંથી લઈ લઈ ચાલી ગઈ.

પરબીડિયું લઈ જરા ચાળવી કમલાએ પત્ર ઉઘાડ્યો. પહેલી બેચાર લીટીઓ ઉપર નજર નાખતાં જ તેનું મોં લાલ થઈ ગયું. શરમના માર્યાં તેણે કાગળ એક વાર તો ફેંકી દીધો. પહેલા આઘાતની આ પ્રબળ ઘૃણાનું દુઃખ શાંત થતાં ફરી તે જ પત્ર ભોંય ઉપરથી ઉપાડી લઈ આખો વાંચી ગઈ. આખો પત્ર તે બરાબર સમજી કે નહિ, એ હું જાણતો નથી; પણ તેને લાગ્યું કે તે પોતે હાથે કરી કોઈ ગંદી વસ્તુ ફેંદી રહી છે. ફરી તેણે પત્ર ફેંકી દીધો. જે માણસ એનો સ્વામી નથી, તેનું ઘર માંડવાનું જ આ આવાહન હતું! રમેશે જાણી જોઈને આટલે દિવસે તેનું

અપમાન કર્યું ! ગાજિપુર આવ્યા પછી કમલાએ રમેશ પ્રત્યે પોતાનું અંતર મોકળું કર્યું હતું, તે રમેશ તરીકે કે સ્વામી તરીકે ? રમેશના ખ્યાનમાં એ આવ્યું હતું, અને એટલા માટે જ 'અનાથા' ઉપર દયા લાવી આજે તેને આ પ્રેમપત્ર લખ્યો હતો ! ભૂલથી જે કંઈક રમેશ આગળ પ્રગટ થઈ ગયું હતું તે કમલા શી રીતે પાછું લઈ શકે ?—શી રીતે ! આવી લાજ, આવી ઘૃણા કમલાના નસીબમાં કેમ લખી હશે ! તેણે જન્મીને કોઈનો કંઈ અપરાધ કર્યો છે ! અત્યારે 'ઘર' નામની એક બીભત્સ વસ્તુ કમલાને ગળવા આવે છે. કમલા શી રીતે બચશે ! રમેશ તેને મન આવી મોટી ભયંકર ભીતિરૂપ બની જશે, એવી બે દિવસ પહેલાં કમલા સ્વપ્નમાંયે કલ્પના કરી શકત ખરી ?

એવામાં બારણા આગળ ઉમેશ આવીને જરા ખોંખાર્યો. કમલા પાસેથી કશો જવાબ ન મળતાં તેણે ધીમેધીમે બૂમ પાડી: "મા !" કમલા બારણા પાસે આવી. ઉમેશ માથું ખંજવાળી બોલ્યો: "મા, આજે સિધુબાબુએ છોકરીનાં લગ્નમાં કલકત્તાથી જાત્રાની ટોળી તેડાવી છે."

કમલાએ કહ્યું: "સારું, ઉમેશ, તો તું જાત્રા જોવા જજે."

ઉમેશ: કાલે સવારે ફૂલ ચૂંટી લાવવાં પડશે ?

કમલા: ના, ના. ફૂલનો જરૂર નથી !

ઉમેશ તરત જ ચાલ્યો જતો હતો. એકદમ કમલાએ તેને પાછો બોલાવ્યો, કહ્યું: "ઓ ઉમેશ, તું જાત્રા જોવા જાય છે, આ લે, પાંચ રૂપિયા લે !"

ઉમેશ નવાઈ પામ્યો. જાત્રા જોવા સાથે પાંચ રૂપિયાને શો સંબંધ, એ તેને કેમે કર્યું સમજાયું જ નહિ. તે બોલ્યો: "મા, શહેરમાંથી તમારે માટે કંઈ ખરીદી લાવવાનું છે ?"

કમલા: ના ના, મારે કશું જ જોઈતું નથી. તું રાખી મૂક, તને કામ આવશે.

હતબુદ્ધિ ઉમેશ ચાલ્યા જવાનું કરતો હતો એટલે કમલાએ ફરીથી તેને બોલાવી કહ્યું: " ઉમેશ, તું આ ધોતિયું પહેરી જાત્રા જોવા જવાનો કે શું? લોકો તને કહેશે શું ?"

લોકો ઉમેશ પાસે ઝાઝા શણગારની અપેક્ષા રાખે છે, અને તેમાં ઊણપ આવતાં વાત કરે છે, એવું ઉમેશ માનતો નહોતો, એટલે ધોતિયાની સફેદી અને ચાદરના અભાવ વિષે તે પૂરેપૂરો ઉદાસીન હતો; કમલાનો પ્રશ્ન સાંભળી તે કંઈ પણ બોલ્યા વગર સહેજ હસ્યો.

કમલા પોતાની બે જોડ સાડી બહાર કાઢી ઉમેશની આગળ નાખી દઈ બોલી: " આ લે, જા, પહેરજે."

સાડીની પહોળી કોર જોઈને ઉમેશ ખૂબ ખુશ થઈ ગયો, કમલાના પગ આગળ લાંબા થઈને તેણે પ્રણામ કર્યા, અને હસવું દબાવવાના વૃથા પ્રયત્નમાં આખું મોં વાંકું કરી ચાલ્યો ગયો. ઉમેશ ચાલ્યો ગયો ત્યારપછી કમલા બે આંસુ લૂછી નાખી બારીની પાસે મૂંગીમૂંગી ઊભી રહી.

શૈલે ઓરડામાં આવી કહ્યું: " ભાઈ કમલ, મને તારો કાગળ નથી બતાવવો ?"

કમલાથી શૈલે કશું જ છુપાવ્યું નહોતું, એટલે આટલે દિવસે આ તક મળતાં શૈલે આ માગણી કરી.

કમલા બોલી: " પેલો રહ્યો બહેન, જુઓને." કહીને જમીન ઉપર પત્ર પડ્યો હતો તે બતાવ્યો. શૈલ નવાઈ પામી વિચાર કરવા લાગી, " વાહરે, હજી રીસ ઊતરી નથી." ભોંય ઉપરથી પત્ર ઉપાડી લઈ શૈલ આખો વાંચી ગઈ. પત્રમાં પ્રેમના શબ્દો પુષ્કળ હતા, છતાં આ પત્ર કંઈ વિચિત્ર લાગતો હતો! માણસ પોતાની સ્ત્રીને આવી રીતે પત્ર લખતો હશે આ તો કંઈ વિચિત્ર

જ છે. શૈલે પૂછ્યું : "વારું ભાઈ, તારા સ્વામી નવલકથા લખે છે?"

સ્વામી શબ્દ સાંભળીને પલકમાં કમલાનાં દેહ અને મન જાણે સંકોચાઈ ગયાં! તે બોલી : "કોણ જાણે!"

શૈલ બોલી : "તો તો આજે તું બંગલામાં જ જવાની?"

કમલાએ માથું હલાવી જણાવ્યું કે જઈશ.

શૈલે કહ્યું : "હું પણ આજે સાંજ સુધી તારી સાથે રહેત, પણ જાણે છે ને ભાઈ કે આજે નરસિંહબાબુની વહુ આવવાની છે. મા તારી સાથે આવશે."

કમલા અધીરી બની બોલી ઊઠી: "ના ના, મા આવીને શું કરવાનાં? ત્યાં ચાકર તો છે."

શૈલ હસીને બોલી : "અને તારું વાહન ઉમેશ છે. પછી તારે બીવાનું શું!"

ઉમી તે વખતે કોઈકની એક પેનસિલ ઉપાડી લઈને જ્યાં-ત્યાં લીટા કરતી હતી, અને બરાડા પાડીને અવ્યક્ત ભાષા ઉચ્ચારતી હતી. તે એમ માનતી હતી કે 'વાંચું છું'. શૈલે તેને તેની આ સાહિત્યરચનાની પ્રવૃત્તિમાંથી બળપૂર્વક ઉપાડી લીધી —તેણે જ્યારે પ્રબળ તારસ્વરે વાંધો જાહેર કર્યો, ત્યારે કમલા બોલી: "એક મજાની વસ્તુ આપું, આવ!"

એમ કહીને ઓરડામાં લઈ જઈને તેને બિછાના ઉપર નાખી હેત કરી કરીને તેને ખૂબ અકળાવી મૂકી. તેણે જ્યારે આપવા કબૂલેલી વસ્તુ માગી, ત્યારે કમલાએ પોતાની પેટી ખોલી અંદરથી એક જોડ બ્રેસલેટ બહાર કાઢ્યાં. આ દુર્લભ રમકડાં મળતાં ઉમી ખૂબ ખુશ થઈ. માસીએ તેના હાથમાં પહેરાવ્યાં, એટલે તરત જ તે ચકચકિત ઘરેણાં સાથે બન્ને હાથ ખૂબ સાવચેતીપૂર્વક ઊંચા કરી ગર્વભેર પોતાની માને બતાવવા ગઈ. માએ અધીરી બની

જેનાં તેને પાછાં સોંપી દેવા માટે બ્રેસલેટ કાઢી લીધાં; કહ્યું: "કમલ, તારી અક્કલ ક્યાં ગઈ! આવી વસ્તુ એના હાથમાં શું કરવા આપે છે?"

આ ખરાબ વર્તનથી ઉમીના આર્તનાદની ફરિયાદ ગગન-ભેદી બની ગઈ. કમલાએ પાસે આવી કહ્યું: "દિદિ, આ બ્રેસલેટની જોડ મેં ઉમીને જ આપી દીધી છે."

શૈલ નવાઈ પામી બોલી: "ગાંડી થઈ કે શું?"

કમલા બોલી: "મારા સમ દિદિ, આ બ્રેસલેટની જોડ તમે મને પાછી ન આપતાં! એ ભંગાવીને ઉમીને હાર કરાવી આપજો."

શૈલે કહ્યું: "ના, સાચું કહું છું. તારા જેવી ચસકેલ બાઈ મેં જોઈ નથી!"

એમ કહીને કમલાને ગળે વળગી પડી. કમલા બોલી: "તમારે ત્યાંથી હું તો આજ જાઉં છું, દિદિ. ખૂબ સુખમાં હતી —એવું સુખ મને જિંદગીમાં કદી મળ્યું નથી." બોલતાં બોલતાં તેની આંખમાંથી ટપકટપક આંસુ ટપકવા લાગ્યાં.

શૈલ પણ આવેલાં આંસુ રોકી બોલી: "તારી રીત તો જો કમલ, જાણે કેટલે દૂર ન જતી હોય એમ કરે છે! તું અહીં કેવા સુખમાં હતી તે મારાથી કંઈ અજાણ્યું નથી. હવે તારી બધી અડચણો દૂર થઈ ગઈ. સુખે પોતાના ઘરમાં એકલી રાજ કરશે. અમે કોઈ વાર આવી પડીશું તો મનમાં કહેશે કે ક્યારે બલા ટળે!"

વિદાય વખતે કમલાએ શૈલને પ્રણામ કર્યા પછી શૈલ બોલી: "કાલે બપોરે હું તમારે ત્યાં આવીશ."

કમલાએ એના જવાબમાં હા–ના કશું જ કહ્યું નહિ.

બંગલામાં જઈને કમલ જુએ છે, તો ઉમેશ આવેલો હતો. કમલાએ કહ્યું: "તું ક્યાંથી? જાત્રા સાંભળવા જવું નથી?"

ઉમેશે કહ્યું: "તમે તો આજે અહીં રહેવાનાં છો. મેં—"

કમલા : સારું, સારું. તેની ચિંતા તારે શું કામ જોઈએ? તું તારે જાત્રા સાંભળવા જા. અહીં બિષણ છે. જા, મોડું ન કરતો!

ઉમેશ : હજી તો જાત્રાને ઘણી વાર છે.

કમલા : તેમાં શું થયું? લગનની કેટલી બધી ધામધૂમ હશે તે બરાબર જોઈ આવજે, જા!"

આ બાબત ઉમેશને વધારે ઉત્સાહ આપવાની જરૂર નહોતી. તે ચાલ્યો જવા તૈયાર થયો એટલે કમલાએ એકાએક તેને બોલાવી કહ્યું: "જો, કાકા આવે એટલે તું—"

એટલું કહીને વાકય શી રીતે પૂરું કરવું એ તેને સૂઝયું નહિ. ઉમેશ મોં ફાડી ઊભો રહ્યો. કમલાએ થોડી વાર વિચાર કરી કહ્યું: "યાદ રાખજે, કાકા તારા ઉપર ખૂબ વહાલ રાખે છે, તને જ્યારે જે જોઈએ તે મારા પ્રણામ જણાવીને તેમની પાસે માગજે. તેઓ આપશે. તેમને મારા પ્રણામ કહેવાનું કદી ભૂલતો નહિ—સમજ્યો!"

ઉમેશ આ આજ્ઞાનો કશો અર્થ સમજ્યા વગર 'જેવી આજ્ઞા' કહી ચાલતો થયો.

પાછલે પહોરે બિષણે પૂછ્યું: "માજી, ક્યાં જાઓ છો?"

કમલાએ કહ્યું: "ગંગામાં સ્નાન કરવા જાઉં છું."

બિષણે કહ્યું: "સાથે આવું?"

કમલાએ કહ્યું: "ના, તું ઘર સાચવ!"—એમ કહીને તેના હાથમાં વગરકારણે જ એક રૂપિયો આપી કમલા ગંગા તરફ ચાલી ગઈ.

૩૮

એક દહાડો પાછલે પહોરે હેમનલિનીની સાથે ભેગા બેસીને ચા પીવાની આશાએ અન્નદાબાબુ તેને શોધવા બીજે માળે આવ્યા. ત્યાં દીવાનખાનામાં તે ન મળી. સૂવાના ખંડમાં પણ તે નહોતી. નોકરને પૂછતાં માલમ પડ્યું, કે હેમનલિની બહાર ક્યાંય ગઈ નથી. એટલે અત્યંત ઉત્કંઠિત થઈને અન્નદા અગાશીએ ચડ્યા.

તે વખતે કલકત્તા શહેરના જુદાજુદા આકારની અને કદની ખૂબ દૂર સુધી વિસ્તરેલી અગાસીઓ ઉપર હેમંતનો થાક્યો-પાક્યો તડકો ઝાંખો થઈ ગયો હતો. સાંજનો હલકો વાયુ રહી-રહીને જેમ ફાવે તેમ ફરી જતો હતો. હેમનલિની ચીલગોખની અગાસીની ભીંતની છાયામાં ચુપચુપ બેઠી હતી.

અન્નદાબાબુ ક્યારે તેની પાછળ આવીને ઊભા રહ્યા તેની તેને ખબર સુધ્ધાં ન પડી. આખરે અન્નદાબાબુએ આસ્તેઆસ્તે તેની પાસે આવીને તેને ખભે હાથ મૂક્યો, ત્યારે તે ચમકી ઊઠી, અને બીજી જ ક્ષણે લજ્જાથી તેનું મોઢું લાલ થઈ ગયું. હેમ-નલિની ઝટઝટ ઊઠી પડે તે પહેલાં જ અન્નદાબાબુ તેની પાસે બેસી ગયા. થોડી વાર મૂંગા રહી, લાંબો નિસાસો નાખી, બોલ્યાઃ

"હેમ, આ વખતે જો તારી મા હોત ને! હું તારા કશા કામમાં ન આવ્યો !"

વૃદ્ધને મોઢે આ કરુણ વચનો સાંભળતાં વેંત હેમનલિની જાણે એક લાંબી મૂર્છામાંથી એકદમ જાગી ઊઠી. પોતાના બાપના મોં તરફ એક વાર ધારીને જોયું. તે મુખ ઉપર શો સ્નેહ, શી કરુણા, શી વેદના વ્યાપેલાં હતાં ! આ થોડા દિવસમાં તે મુખમાં કેટલો બધો ફેરફાર થઈ ગયો હતો ! દુનિયામાં હેમનલિનીના સંબંધમાં જે વાવાઝોડું જામ્યું હતું, તેનો બધોય વેગ પોતે ઝીલી લઈ આ વૃદ્ધ એકલા ઝૂઝી રહ્યા હતા—કન્યાના ઘવાયેલા હૃદય પાસે વારંવાર ફરીફરીને આવતા હતા. સાંત્વન આપવાના બધા પ્રયત્નો નિષ્ફળ ગયેલા જોઈ આજે તેમને હેમનલિનીની માની યાદ આવી અને તેમના સ્નેહભર્યા અંતરના ઊંડાણમાંથી લાચારીના દીર્ઘ નિઃશ્વાસની વરાળ નીકળવા લાગી. અચાનક હેમનલિનીની આગળ આ બધુંય જાણે વજ્રના પ્રકાશથી પ્રકટ થઈ ગયું. ધિક્કારની પ્રબળ લાગણીને લીધે તે ક્ષણભર પોતાનો શોક ભૂલી ગઈ. આ દુનિયા તેને મન છાયાની માફક વિલીન થઈ જવા બેઠી હતી, તે તરત જ સત્ય બની ગઈ. એકાએક એક ક્ષણમાં હેમનલિનીના અંતરમાં અતિશય લજ્જાનો ઉદય થયો ! જે સ્મૃતિઓ વડે પૂરેપૂરી ઢંકાઈને તે બેઠી હતી તેને બળપૂર્વક પોતાની આસપાસથી ખંખેરી નાંખી તેણે પોતાને મુક્ત બનાવી. તેણે પૂછ્યુંઃ "બાપુ, તમારું શરીર કેમ છે?"

શરીર ! શરીરની પણ ખબર લેવી જોઈએ, એ વસ્તુ આ થોડા દિવસ થયાં અન્નદાબાબુ બિલકુલ ભૂલી જ ગયા હતા. તેઓ બોલ્યાઃ "મારું શરીર ! મારું શરીર તો ખૂબ સારું છે, મા ! તારો ચહેરો એવો થઈ ગયો છે કે હમણાં તો મને તારા શરીરની ચિંતા થાય છે. અમારાં શરીર એટલાં વરસ ટક્યાં છે, કે અમને સહેજમાં કશું થતું નથી. પણ તમારાં શરીર હજી કૂમળાં છે એટલે

મા ન ખમી શકે એવી બીક લાગ્યા જ કરે છે." એમ કહીને તેમણે ધીમેધીમે તેની પીઠ ઉપર હાથ ફેરવ્યો.

હેમનલિનીએ પૂછ્યું: "વારુ, બાપુ, મા જ્યારે મરી ગયાં ત્યારે હું કેવડી હતી ?"

અનદાઃ તું ત્યારે ત્રણ વરસની હતી. ત્યારે તું બોલતાં શીખી હતી. મને બરાબર યાદ છે કે તેં મને પૂછ્યું હતુંઃ 'મા ક્યાં છે !' મેં કહ્યું હતું: 'મા તેના બાપ પાસે ગઈ છે.' તું જન્મી તે પહેલાં જ તારી માના બાપ મરી ગયા હતા. તું તેમને ઓળખતી નહોતી. મારા શબ્દો સાંભળી કંઈ ન સમજાયું એટલે મારા મોં તરફ ગંભીર થઈને તું જોઈ રહી. થોડી વાર પછી મારો હાથ પકડી તારી માના સૂના શયનખંડ તરફ લઈ જવા મને ખેંચવા લાગી. તને ખાતરી હતી કે હું તને ત્યાંની શૂન્યતામાંથી કંઈક ઠેકાણું બતાવી શકીશ. તું જાણતી હતી કે તારા બાપ મોટા માણસ છે. તને એની તો કલ્પના પણ નહોતી કે ખરી વાતની બાબતમાં હું પણ બાળકના જેટલો જ અજ્ઞાન અને અશક્ત હતો. આજે પણ મને એ જ વસ્તુ યાદ આવે છે, કે માણસ કેટલો અશક્ત છે ! ઈશ્વરે બાપના મનમાં સ્નેહ મૂક્યો છે, પણ તેને શક્તિ કેટલી ઓછી આપી છે !

એમ કહીને તેમણે હેમનલિનીને માથે એક વાર પોતાનો જમણો હાથ અડાડ્યો.

હેમનલિની પિતાનો તે કલ્યાણવર્ષી કંપિત હસ્ત પોતાના જમણા હાથમાં ખેંચી લઈને તેની ઉપર બીજો હાથ ફેરવવા લાગી. તે બોલી: "માની મને ખૂબ ઓછી યાદ આવે છે. મને યાદ આવે છે કે બપોરી વખતે તેઓ બિછાનામાં સૂઈ ને ચોપડી લઈને વાંચતાં. મને એ બિલકુલ ગમતું નહિ. હું ચોપડી ખૂંચવી લેવાનો પ્રયત્ન કરતી !"

આમાંથી વળી તે વખતની વાત નીકળી. મા કેવાં હતાં, શું કરતાં, તે વખતે શું થતું, એવી વાતોમાં ને વાતોમાં સૂર્ય અસ્ત પામી ગયો અને આકાશ મલિન તામ્રવર્ણું બની ગયું. ચારેબાજુએ કલકત્તાનો કામકાજનો કોલાહલ મચી રહ્યો હતો, તેની વચમાં એક ગલીમાં આવેલા ઘરની અગાસીના એક ખૂણામાં આ વૃદ્ધ અને તરુણી બંનેએ મળીને પિતાપુત્રીના ચિરંતન સ્નિગ્ધ સંબંધને સંધ્યાકાશનાં ઝાખાં તેજમાં અશ્રુસિક્ત મધુર સ્વરૂપમાં ખડો કર્યો.

એવામાં દાદર ઉપર યોગેન્દ્રનાં પગલાં સાંભળી બંને જણનો વાતચીતનો ગુંજારવ તરત જ બંધ થઈ ગયો, અને ચમકીને બંનેય જણ ઊડી પડયાં. યોગેન્દ્રે આવીને બંનેનાં મોં ઉપર કઠોર દૃષ્ટિ નાખી અને કહ્યું : " હેમનો દરબાર આજકાલ આ અગાસી-માં જ ભરાતો લાગે છે ! "

યોગેન્દ્ર અધીરો થઈ ગયો હતો. ઘરમાં રાતદહાડો શોકની કાળી છાયા પથરાયેલી જ રહેતી. એને લીધે તેને લગભગ ઘર જ છોડી દેવું પડયું હતું. છતાં સ્નેહીસંબંધીઓને ત્યાં જતાં હેમ-નલિનીના લગ્નસંબંધે જાતજાતના સવાલોના જવાબ આપવા પડતા એટલે ક્યાંય જવું પણ મુશ્કેલ હતું. તે વારેવારે કહેતો : " હેમનલિનીએ ખૂબ હદ વટાવી જવા માંડી છે. છોકરીઓને અંગ્રેજી વાર્તાની ચોપડીઓ વાંચવા દે એટલે આવી ખરાબ સ્થિતિ થાય છે. હેમ એમ વિચાર કરે છે: ' રમેશે મારો ત્યાગ કર્યો છે, એટલે મારું હૃદય ફાટી જવું જોઈએ. '—એટલે તે આજે ખૂબ સમારોહપૂર્વક હૃદય ફાડવા બેઠી છે. નોવેલ વાંચનાર કેટલી સ્ત્રીઓના ભાગ્યમાં પ્રેમમાં નિરાશા વેઠવાનો આવો સુંદર સુયોગ આવતો હશે ! "

યોગેન્દ્રની કઠોર મશ્કરીમાંથી કન્યાને બચાવવા માટે

અન્નદાબાબુ એકદમ બોલી ઊઠ્યા : "હું હેમ સાથે જરા વાત કરતો હતો"—કેમ જાણે તેઓ જ વાત કરવા હેમને અગાસીમાં ન લઈ આવ્યા હોય.

યોગેન્દ્ર બોલ્યો : "કેમ, ચાના ટેબલ ઉપર વાત નથી થતી? બાપુ, તમે સુધ્ધાં હેમને ગાંડી કરવા મથી રહ્યા છો! આ રીતે તો મારે ઘરમાં રહેવું ભારે થઈ પડશે."

હેમનલિની ચમકીને બોલી : "બાપુ, હજી તમે ચા નથી પીધી?"

યોગેન્દ્ર : "ચા કંઈ કવિકલ્પના થોડી જ છે કે સંધ્યાકાળના આકાશના સૂર્યાસ્તના પ્રકાશમાંથી આપમેળે ઝરી પડે! અગાસીને ખૂણે બેસી રહેવાથી કંઈ ચાનો પ્યાલો નથી ભરાઈ જતો, એ વાત પણ નવેસરથી કહેવી પડશે?"

અન્નદા હેમનલિનીની શરમ દૂર કરવા માટે એકદમ બોલી ઊઠ્યા : "મેં આજે ચા ન પીવાનું નક્કી કર્યું છે."

યોગેન્દ્ર : કેમ બાપુ, તમે બધાં જ તપસ્વી થઈ જવાનાં છો કે શું? તો પછી મારું શું થશે? વાયુભક્ષણ મને નહિ ચાલે.

અન્નદા : ના ના, તપસ્યાની વાત નથી થતી; કાલે રાતના મને બરાબર ઊંઘ નહોતી આવી, એટલે વિચાર કર્યો કે આજે ચા પીધા વગર કેમ થાય છે તે જોઉં।

ખરું જોતાં હેમનલિનીની સાથે વાત કરતી વખતે ચાનો ભરચક પ્યાલો અનેક વાર નજર સામે આવી અન્નદાબાબુને લલચાવી ગયો હતો. પણ આજે એઓ ઊઠી શક્યા નહોતા. ઘણા દિવસ પછી આજે હેમ તેમની સાથે સ્વસ્થ રીતે વાત કરતી હતી. આ એકાંત અગાસીમાં બંને વચ્ચે અત્યંત અંતરંગથી વાત ચાલી રહી હતી. આવી નિકટતા અને ગંભીરતા પહેલાં તેમણે કદી અનુભવી યાદ નહોતી. આ વાતચીતને એક ઠેકાણેથી બીજે

ઠેકાણે લઈ ન જવાય. હાલવાનો પ્રયત્ન કરતાં જ ભીરુ હરિણુની માફક બધી વાત ભાગી જાય. એટલે અન્નદાબાબુએ આજ ચાના પ્યાલાનાં ઉપરાઉપરી આવતાં આવાહનની ઉપેક્ષા કરી હતી.

અન્નદાબાબુ ચા પીવાનું માંડી વાળી ઊંઘનો ઉપાય કરે છે, એ વાત હેમનલિનીના માન્યામાં ન આવી. તે બોલી: "ચાલો બાપુ, ચા પીએ; ચાલો!" અન્નદાબાબુ તરત જ ઊંઘ ન આવવાની બીક ભૂલી જઈ આતુર પગલે ટેબલ તરફ દોડયા.

ચા પીવાના ઓરડામાં દાખલ થતાં જ અન્નદાબાબુએ જોયું, કે અક્ષય ત્યાં બેઠો છે. તેમને ચટપટી થવા લાગી. તેમને થયું, હેમનું મન આજ જરા સ્વસ્થ થયું છે, તે અક્ષયને જોઈને ફરી વિહ્વલ બની જશે. પણ હવે કશો ઉપાય રહ્યો નહોતો. ક્ષણુ પછી જ હેમનલિનીએ ઓરડામાં પ્રવેશ કર્યો. અક્ષય તેને જોતાં જ ઊભો થઈ ગયો અને બોલ્યો: "યોગેન્દ્ર, આજે ત્યારે હું જાઉં છું."

હેમનલિની બોલી: "કેમ અક્ષયબાબુ, આપને કાંઈ કામ છે? એક પ્યાલો ચા પીતા જાઓ!"

હેમનલિનીના આ સત્કારથી ઘરનાં બધાં જ નવાઈ પામ્યાં. અક્ષય ફરી બેસી પડી બોલ્યો: "તમારી ગેરહાજરીમાં જ હું બે પ્યાલા ચા પી ગયો છું. આગ્રહ કરશો તો બીજા બે પ્યાલા નહિ પિવાય, એમ મારાથી નથી કહેવાતું."

હેમનલિની હસીને બોલી: "ચાના પ્યાલા વિષે તો તમને કદી આગ્રહ કરવો પડયો જ નથી."

અક્ષય બોલ્યો: "ના, સારી વસ્તુને હું કદી પણ 'જરૂર નથી' કહીને પાછી જવા દેતો નથી. ભગવાને મને એટલી બુદ્ધિ આપેલી છે."

યોગેન્દ્ર બોલ્યો: "એટલું યાદ રાખીને સારી વસ્તુ પણ

તને કદી 'જરૂર નથી' એમ કહીને પાછો ન કાઢે એવો હું તને આશીર્વાદ આપું છું."

ઘણે દિવસે અન્નદાબાબુના ચાના ટેબલ પર વાતચીતનો રસ ખૂબ સ્વાભાવિક રીતે જામ્યો. હમેશાં નલિની ખૂબ શાંત રીતે હસે છે, આજે તેના હસવાનો અવાજ મહીંમહીંથી વાતચીતને પણ ઢાંકી દેવા લાગ્યો. અન્નદાબાબુની મશ્કરી કરીને તેણે કહ્યું : "બાપુ, અક્ષયબાબુનો અન્યાય જુઓ,—કેટલાય દિવસ થયાં તમારી પિલ ખાધી નથી તોયે સારા રહ્યા છે! જો લગારે કૃતજ્ઞતા હોત તો કંઈ નહિ તો માથુંયે ચડત."

યોગેન્દ્ર : એનું નામ પિલ–હરામી!

અન્નદાબાબુ અત્યંત ખુશ થઈ હસવા લાગ્યા. ઘણે દિવસે ફરીથી તેમની ગોળીની ડબ્બી ઉપર આત્મીય સ્વજનના કટાક્ષ શરૂ થયા, એને તેમણે કૌટુંબિક સ્વાસ્થ્યનું લક્ષણ માન્યું. તેમના મન ઉપરથી એક ભાર ઊતરી ગયો.

તેઓ બોલ્યા : "ખબરદાર! લોકના વિશ્વાસ ઉપર હાથ નાખો છો કે! મારી ગોળી ખાનારાઓમાં એટલો એક અક્ષય રહ્યો છે. તેને પણ ચળાવવાની પેરવી કરો છો?"

અક્ષયે કહ્યું : "એ બીક રાખશો નહિ, અન્નદાબાબુ! અક્ષયને ચળાવવો મુશ્કેલ છે."

યોગેન્દ્ર : ખોટા રૂપિયાની જેમ—ચલાવવા જતાં પોલીસ કેસ જ થાય ને! આ રીતના હાસ્યવિનોદથી અન્નદાબાબુના ચાના ટેબલ ઉપરથી જાણે ઘણા દિવસનું એક ભૂત ભાગી ગયું.

આજની આ ચાની મિજલસ જલદી વિખેરાય એમ નહોતું, પણ આજે હેમનલિનીએ વખતસર ચોટલો નહોતો વાળ્યો, એટલે તેને ઊઠી જવું પડયું—એટલે અક્ષયને પણ કંઈ ખાસ કામ સાંભરી આવ્યું. તે પણ ચાલ્યો ગયો.

યોગેન્દ્ર બોલ્યો : "બાપુ, હવે વાર ન કરો, અત્યારે જ હેમનાં લગ્નની તૈયારી કરો."

અન્નદાબાબુ અવાક્ થઈને જોઈ રહ્યા. યોગેન્દ્ર બોલ્યો : "રમેશની સાથેનો સંબંધ તૂટી ગયો છે, એ વિષે લોકોમાં ખૂબ વાતો ચાલે છે. એ વિષે મારે ક્યાં સુધી એકલા એ લોકો સાથે ઝઘડા કર્યા કરવા! બધી વાત જો ખુલ્લી કરીને કહેવાય એમ હોત તો તો ઝઘડા કરવામાં મને વાંધો નહોતો. પણ હેમને લીધે હું મોં ફાડીને કશુ જ બોલી શકતો નથી, એટલે હાથોહાથ જ આવી જવું પડે છે. પેલે દહાડે મારે અખિલને ચાબકે ચાબકે ફટકારવો પડ્યો. મને ખબર મળી હતી કે તે મોઢામાં આવે એમ બોલ્યો હતો. જલદી જો હેમનાં લગ્ન થઈ જાય, તો બધું પતી જાય, અને મારે પણ રાતદહાડો આખી દુનિયાના લોકોને બાંય ચડાવી ડરામણાં ન દેખાડવાં પડે. મારું કહ્યું માનો, અને હવે મોડું ન કરો."

અન્નદા : લગ્ન કોની સાથે કરવાં, યોગેન ?

યોગેન્દ્ર : એક જ માણસ છે. જે વસ્તુ બની ગઈ છે અને જે વાત લોકોમાં ફેલાઈ છે, તે જોતાં તો કોઈ વર મળે એમ નથી. ફક્ત બિચારો અક્ષય રહ્યો છે. તે કશાથી હિંમત હારતો નથી. તેને ગોળી ખાવાનું કહો તો ગોળી ખાશે, લગ્ન કરવાનું કહેશો તો લગ્ન કરશે!"

અન્નદા : ગાંડો થયો કે શું, યોગેન ? અક્ષયને હેમ પરણશે ?

યોગેન્દ્ર : તમે જો ગોટાળો ન કરો, તો હું તેને તૈયાર કરું.

અન્નદા અકળાઈ ઊઠી બોલ્યા : "ના, યોગેન, ના, તું હેમને લગારે સમજતો નથી. તું તેને ડર બતાવી, કષ્ટ દઈ, બેહાલ કરી મૂકશે. હમણાં તેને થોડા દહાડા શાંત રહેવા દે. તે બિચારી ખૂબ દુઃખી થઈ છે. લગ્નનું કંઈ વહી નથી જતું!"

યોગેન્દ્ર બોલ્યો : "હું તેને લગારે દુઃખી નહિ કરું. બને એટલી સાવધાનીથી અને નરમાશથી કામ કાઢી લઈશ. એમાં વાંધો નહિ આવે. તમો શું એમ માનો છો કે મને લડ્યા વિના વાત કરતાં જ નથી આવડતી ?"

યોગેન્દ્ર અધીરા સ્વભાવનો માણુસ હતો. તે દિવસે ચોટલો પતાવી હેમનલિની બહાર આવી કે તરત જ યોગેન્દ્રે તેને બોલાવી કહ્યું : "હેમ, એક વાત કરવાની છે."

વાત છે સાંભળતાં જ હેમની છાતી ધડકી ઊઠી. યોગેન્દ્રની પાછળપાછળ ધીમેધીમે તે દીવાનખાનામાં આવીને બેઠી.

યોગેન્દ્ર બોલ્યો : "હેમ, બાપુનું શરીર કેવું નંખાઈ ગયું છે, જોયું ને ! "

હેમનલિનીના મોં પર ઉદ્વેગ છવાઈ ગયો; તે કશું બોલી નહિ.

યોગેન્દ્ર : હું એમ કહું છું, કે એનો કંઈક ઉપાય જો ન કરીએ તો એઓ ભયંકર રોગમાં પટકાઈ પડશે.

હેમનલિની સમજી ગઈ, પિતાની ખરાબ તબિયતનો દોષ બધો તેને માથે જ આવે છે. તે નીચું મોં કરી સાડીની કોર ખેંચવા લાગી.

યોગેન્દ્ર બોલ્યો : "જે થયું તે થયું. એ સંબંધે જેટલું દુઃખ કરીશું એટલી આપણી શરમ વધશે. હવે બાપુના મનને જો પૂરેપૂરું સ્વસ્થ રાખવું હોય, તો બને એટલું જલદી આ બધી અપ્રિય વાતોનું મૂળ એકદમ કાઢી નાખવું જોઈએ."

એમ કહીને ઉત્તરની રાહ જોતો યોગેન્દ્ર હેમનલિનીના મોં તરફ જોઈ મૂંગો થઈને બેસી રહ્યો.

હેમ સલજ્જ મુખે બોલી: "આ બધી વાત સંબંધે હું બાપુને કદીયે સંતાપીશ, એવો સંભવ જ નથી."

યોગેન્દ્રઃ તું તો નહિ સંતાપે એ તો અમે જાણીએ છીએ, પણ તેથી કંઈ બીજા લોકોનાં મોં બંધ નહિ થાય.

હેમ બોલીઃ "તેમાં હું શું કરું, કહો."

યોગેન્દ્રઃ ચારે કોર આ જે બધી જાતજાતની વાતો ચાલ્યા કરે છે, એને બંધ કરવાનો એક જ ઉપાય છે.

યોગેન્દ્રે મન સાથે જે ઉપાય નક્કી કર્યો હતો તે સમજી જઈ હેમનલિની એકદમ બોલી પડીઃ "હમણાં થોડા દિવસ પશ્ચિમમાં બાપુને લઈને ફરવા જઈએ તો સારું નહિ? બેચાર મહિના કાઢી આવીએ, તો તેટલામાં બધી ધાંધલ શમી જશે."

યોગેન્દ્રે કહ્યું; "એથીયે જોઈતું પરિણામ નહિ આવે. તારા મનમાં કશોયે ક્ષોભ રહ્યો નથી, એવું જ્યાં સુધી બાપુને ચોક્કસ ન લાગે ત્યાં સુધી તેમના દિલમાં ડંખ રહેવાનો જ, ત્યાં સુધી તેઓ કદી સ્વસ્થ નહિ થઈ શકવાના.

જોતજોતામાં હેમનલિનીની બંને આંખો છલકાઈ ગઈ. તેણે ઝટપટ આંસુ લૂછી નાખ્યાં, બોલીઃ "તમે મને શું કરવાનું કહો છો?"

યોગેન્દ્રે કહ્યુંઃ "તને કઠોર લાગશે, એ હું જાણું છું. પણ બધાંનું મંગળ જો ઇચ્છતી હોય તો તારે વખત ગુમાવ્યા વિના લગ્ન કરી નાખવાં જોઈએ."

હેમનલિની સ્તબ્ધ થઈને બેસી રહી. યોગેન્દ્રની અધીરાઈ ન રોકી શકાઈ. તે બોલી ઊઠચોઃ "હેમ, તમને કલ્પના વડે નાની વાતને મોટું રૂપ આપવાનું ગમે છે. તારા લગ્નસંબંધમાં જેવો ગોટાળો થયો એવો કેટલીય છોકરીઓના લગ્નમાં થતો હશે, પણ પાછો મટીને સાફ થઈ જાય છે. નહિ તો, ઘરમાં જરાજરામાં નોવેલ રચાતી રહે તો લોકોને જીવવું ભારે થઈ પડે. જીવનભર સંન્યાસિની બની અગાસી ઉપર બેસી રહી આકાશ તરફ મીટ માંડી રહીશ, તે નમાલા મિથ્યાચારીની સ્મૃતિ હૃદયમંદિરમાં

સ્થાપન કરી પૂજા કરીશ—દુનિયાના લોકો આગળ આ બધી કવિતા ભજવતાં તને શરમ નહિ આવે, પણ અમને તો લાજના માર્યા મરવા જેવું થાય છે. સારે ઘેર લગ્ન કરી, આ બધા કાવ્યના ભવાડા જેમ બને તેમ જલદી પૂરા કરી નાખ."

લોકોની નજરમાં કવિતા બની જવામાં કેટલી શરમ છે, તે હેમનલિની બરાબર જાણતી હતી, એટલે યોગેન્દ્રના કટાક્ષ તેને કાંટાની જેમ ભોંકાયા. તે બોલી: "મોટાભાઈ, હું ક્યાં કહું છું કે મારે સંન્યાસિની થઈને રહેવું છે, માટે લગ્ન કરવાં નથી!"

યોગેન્દ્ર: એમ જો ન કહેતી હોય તો લગ્ન કર. બેશક, તું જો એમ કહેતી હોય કે સ્વર્ગના ઇન્દ્ર વિના મને બીજો કોઈ પસંદ પડતો નથી, તો પછી પાછું એનું એ સંન્યાસિનીવ્રત જ લેવું પડશે. દુનિયામાં મનગમતી વસ્તુ કેટલી મળે છે? જે મળે તેને જ અનુકૂળ મન કરી લેવું પડે છે. હું તો કહું છું કે એમાં જ માણસનું ખરું મહત્ત્વ છે.

હેમનલિનીને મર્મનો ઘા થયો. તે બોલી: "મોટાભાઈ, તમે મને આમ મેણાંટોણાં મારીને કેમ બોલો છો? મેં તમને પસંદગી સંબંધે કંઈ કહ્યું છે?"

યોગેન્દ્ર: કહ્યું નથી એ ખરું. પણ મેં જોયું છે, કે વગરકારણે અને ખોટે કારણે તારા કોઈ કોઈ હિતૈષી ચિત્ત પ્રત્યે તું ખુલ્લી રીતે અણગમો જાહેર કરતાં શરમાતી નથી. પણ આ વાત તારે કબૂલ કરવી જ પડશે, કે આ જિંદગીમાં જેટલા માણસો સાથે તને ઓળખાણ થઈ છે, તેમાં એક જ માણસ એવો માલમ પડ્યો છે—જે સુખદુઃખમાં અને માનઅપમાનમાં તારા પ્રત્યે સ્થિર પ્રેમ રાખી રહ્યો છે. એટલા માટે હું મનમાં ને મનમાં તેના ઉપર ખૂબ શ્રદ્ધા રાખું છું. તને સુખી કરવા માટે પ્રાણ પાથરી શકે, એવો સ્વામી જો જોઈતો હોય, તો તે માણસ શોધવો પડે એમ નથી. અને જો કવિતા જ ભજવવી હોય તો—

હેમનલિની ઊભી થઈ ગઈ, અને બોલી: "તમે મને એવું કહેશો નહિ! બાપુ મને જે આજ્ઞા કરશે, જેને પરણવાનું કહેશે, તે પ્રમાણે હું કરીશ. જો હું ન કરું તો પછી તમારી કાવ્યની વાત કાઢજો."

યોગેન્દ્રે તરત જ નરમ પડીને કહ્યું: "હેમ, ચિડાતી નહિ બહેન. મારું મન ખરાબ થઈ જાય છે ત્યારે મારા મગજનું ઠેકાણું રહેતું નથી, એ તો તું જાણે જ છે. જે મોઢામાં આવે તે બોલી બેસું છું. હું શું નાનપણથી તને જોતો આવ્યો નથી? હું શું જાણતો નથી, કે લજ્જા તને કેટલી સ્વાભાવિક છે અને બાપુ ઉપર તારો કેટલો પ્રેમ છે?"

એટલું કહીને યોગેન્દ્ર અન્નદાબાબુના ઓરડામાં ચાલ્યો ગયો. યોગેન્દ્ર પોતાની બહેનને કોણ જાણે કેવી રંજાડતો હશે, એની કલ્પના કરતા અન્નદા પોતાના ઓરડામાં ચિંતાતુર બની બેઠા હતા. ભાઈબહેનની વાતચીતની વચમાં જઈ પડવા માટે ઊઠુંઊઠું કરતા હતા, એવામાં યોગેન્દ્ર આવી પહોંચ્યો. અન્નદાબાબુ તેના મોં તરફ જોઈ રહ્યા.

યોગેન્દ્ર બોલ્યો: "બાપુ, હેમ લગન કરવા તૈયાર થઈ છે. તમને થતું હશે કે મેં ખૂબ જીદ કરીને તેની પાસે કબૂલ કરાવ્યું હશે. પણ તેવું કંઈ છે જ નહિ. હવે તમે તેને એકવાર મોં ફાડીને કહેશો એટલે તે અક્ષયને પરણવામાં વાંધો નહિ લે."

અન્નદા બોલ્યા: "મારે કહેવું પડશે?"

યોગેન્દ્ર: તમે ન કહેશો તો શું તે જાતે આવીને કહેવાની છે: 'મારે અક્ષયને પરણવું છે'? વારુ, તમને પોતાને મોઢે કહેતાં જો સંકોચ થતો હોય તો મને રજા આપો, હું તમારી આજ્ઞા તેને જણાવી આવું!

અન્નદા આકાળા બનીને બોલી ઊઠ્યા: "ના ના, મારે જે કહેવાનું હશે તે હું જાતે જ કહીશ. પણ આટલી બધી ઉતાવળ

કરવાનું કારણ શું છે? મને તો લાગે શું કે હજી થોડા દિવસ જવા દેવા જોઈએ."

યોગેન્દ્ર બોલ્યો: "ના, બાપુ! વિલંબ કરવા જતાં અનેક વિઘ્નો આવી પડે. આ રીતે વધુ દિવસ કંઢવાનો કંઈ અર્થ નથી."

યોગેન્દ્રની હઠ આગળ ઘરના કોઈનું કાંઈ ચાલતું નહિ. તે જે વાતનો પીછો પકડતો તેને પાર ઉતાર્યા વિના છોડતો નહિ. અન્નદા મનમાં મનમાં તેનાથી ડરતા. તેમણે તે વખતપૂરતી વાત ગોઠવવા માટે કહ્યું: "સારું, હું કહીશ."

યોગેન્દ્ર બોલ્યો: "બાપુ, આજે જ કહેવાની સરસ તક છે. તે તમારી આજ્ઞાની રાહ જોઈને બેઠી છે. આજે જ ગમે તે નિકાલ કરી નાખો."

અન્નદા બેઠાબેઠા વિચાર કરવા લાગ્યા. યોગેન્દ્રે કહ્યું: "બાપુ, તમે વિચારમાં પડી જાઓ એ ન ચાલે. એક વાર હેમની પાસે ચાલો."

અન્નદા બોલ્યા: "યોગેન, તું બેસી રહે. હું એકલો જ તેની પાસે જાઉં છું."

યોગેન્દ્રે કહ્યું: "સારું. હું અહીં જ બેસી રહું છું."

અન્નદા દીવાનખાનામાં આવીને જુએ છે, તો દીવાનખાનામાં અંધારું હતું. એકાએક એક કોચ ઉપરથી કોઈ ધડપડ ઊભું થઈ ગયું અને બીજી જ ક્ષણે અશ્રુગદ્‌ગદ્ કંઠે બોલ્યું: "બાપુ, દીવો બુઝાઈ ગયો છે. નોકરને સળગાવવા કહું છું."

દીવો હોલવવાનું કારણ અન્નદા બરાબર સમજી ગયા. તેઓ બોલ્યા: "રહેવા દે બહેન, દીવાનું શું કામ છે?" એમ કહીને ફંફોસતા ફંફોસતા હેમનલિનીની પાસે આવીને બેઠા.

હેમ બોલી: "બાપુ, તમારા શરીરની તમે દરકાર લેતા નથી."

અન્નદા બોલ્યા : "એનું ખાસ કારણ છે. શરીર ખૂબ સારું છે, એટલે જ દરકાર નથી લેતો. તારા શરીર તરફ તું જરા જો, હેમ."

હેમનલિની ધવાઈને એકદમ બોલી ઊઠી : "તમે બધા જ એ એકની એક વાત કહો છો, એ બહુ ખોટું કહેવાય બાપુ ! હુંયે બધાં માણસ જેવી જ છું. શરીરની મેં શી દરકાર ન લીધી, કહો તો ! જો તમને એમ લાગતું હોય, કે શરીરને માટે મારે કશું કરવું જોઈએ, તો મને કહેતા કેમ નથી ! મેં શું કદી-યે તમારી વાતમાં 'ના' પાડી છે, બાપુ ?" છેલ્લું વાક્ય બોલતાં તેનો અવાજ બમણો ગળગળો થઈ ગયો.

અન્નદા અધીરા અને વ્યાકુળ બનીને બોલ્યા : "કદી નહિ, બહેન ! તને કદી કશું કહેવું પડયું નથી. તું મારી દીકરી ખરીને એટલે મારા અંતરની વાત જાણી જાય છે. તું મારી ઇચ્છા સમજી જઈને કામ કરતી આવી છે. મારા સાચા દિલના આશીર્વાદ જો વ્યર્થ નહિ થાય તો ભગવાન તને સદા સુખી રાખશે."

હેમ બોલી : "બાપુ, મને શું તમારી પાસે નથી રાખવી ?"

અન્નદા : કેમ નહિ ?

હેમ : જ્યાં લગી મોટા ભાઈની વહુ ન આવે ત્યાં સુધી તો ઓછામાં ઓછું રહું ને ! મારા વગર તમારી સંભાળ કોણ લેશે ?

અન્નદા : મારી સંભાળ એવું ન બોલીશ, બહેન ! મને સંભા-ળવા માટે તમારે વળગી રહેવું પડે, એટલી મારી કિંમત નથી.

હેમ બોલી : "બાપુ, ઓરડામાં ખૂબ અંધારું છે, દીવો લઈ આવું." એમ કહીને પાસેના ઓરડામાંથી એક ફાનસ લાવી ઓરડામાં મૂકયું. બોલી : "કેટલાક દિવસ થયાં ધમાલમાં સાંજે તમને છાપું ન વાંચી સંભળાવાયું. આજે વાંચી સંભળાવીશ."

અન્નદા ઊઠીને બોલ્યા : “ વારું, જરા બેસ બહેન, હું આવીને સાંભળું છું.” એમ કહીને યોગેન્દ્ર પાસે ગયા. એવું કહેવાનું નક્કી કર્યું હતું, કે આજે વાત ન થઈ શકી. વળી કોઈ દિવસ કહીશ. પણ જેવું યોગેન્દ્રે પૂછ્યું, “ શું થયું બાપુ ? લગ્નની વાત કરી ? ”— કે તરત જ એકદમ બોલ્યા : “ હા કરી. ” તેમને બીક હતી, કે રખેને યોગેન્દ્ર જાતે જઈને હેમનલિનીને દુ:ખી કરે.

યોગેન્દ્ર બોલ્યો : “ તે જરૂર તૈયાર તો થઈ હશે ? ”

અન્નદા : હા, તૈયાર જ છે, એમ કહેવાય.

યોગેન્દ્ર બોલ્યો : “ તો હું અક્ષયને જઈને કહી આવું ! ”

અન્નદા ગભરાઈ જઈને બોલ્યા : ‘ ના ના, અક્ષયને હમણાં કંઈ કહેતો નહિ. સમજ્યો ને યોગેન, આટલી બધી ઉતાવળ કરવા જતાં બધું ફસકી જશે. હમણાં કોઈને કંઈ કહેવાની જરૂર નથી. બલકે, આપણે હમણાં જરા પશ્ચિમમાં ફરી આવીએ, ત્યાર-પછી બધું નક્કી થશે. ”

યોગેન્દ્ર એનો કશો જવાબ આપ્યા વગર ચાલ્યો ગયો. ખભે એક ચાદર નાખી સીધો અક્ષયને ઘેર જઈને ઊભો રહ્યો. અક્ષય તે વખતે એક અંગ્રેજી નામાની ચોપડી લઈ ‘ બૂકકીપિંગ ’ શીખતો હતો. યોગેન્દ્રે તેનાં કાગળિયાં ફેંકી દઈ કહ્યું : “ એ બધું પછીથી થયા કરશે. હમણાં તારા લગ્નનો દિવસ નક્કી કર.”

અક્ષયે કહ્યું : “ શું કહે છે ? ”

## ૩૯

બીજે દિવસે સવારમાં ઊઠી તૈયાર થઈ હેમનલિની જ્યારે બહાર આવી, ત્યારે તેણે જોયું તો અન્નદાબાબુ પોતાના સૂવાના ઓરડાની બારી પાસે એક કેનવાસની ખુરસી ખેંચી લઈ ગુપચુપ બેઠા હતા. ખંડમાં ઝાઝો અસબાબ નહોતો. એક પલંગ હતો, અને એક ખૂણામાં એક કબાટ હતો. એક ભીંત ઉપર અન્નદાબાબુનાં પરલોકવાસી સ્ત્રીનો છાયા જેવો, લગભગ ઊડી ગયેલો મઢાવેલો ફોટો હતો, અને તેની સામેની ભીંત ઉપર એ જ તેમનાં પત્નીને સ્વહસ્તે થયેલું ઊનનું ભરતકામ હતું. સ્ત્રી જીવતી હતી ત્યારે જે ઝીણી ફેન્સી વસ્તુઓ જે રીતે કબાટમાં ગોઠવેલી રહેતી, તે જ રીતે આજે પણ ગોઠવેલી રહી હતી.

પિતાની પાછળ ઊભી રહી, પાકા વાળ તોડવાને બહાને માથે કોમળ આંગળીઓ ફેરવતી ફેરવતી હેમ બોલી: " બાપુ, ચાલો આજ વહેલાવહેલા ચા પી લો. ત્યારપછી તમારા ઓરડામાં બેસીને તમારી જૂના વખતની વાતો મારે સાંભળવી છે. એ વાતો મને એટલી તો ગમે છે કે કંઈ કહેવાની વાત નહિ."

હેમનલિનીના મનની વાત કળી જવાની શક્તિ અન્નદાબાબુમાં હમણાંહમણાં એટલી તો વધી ગઈ હતી કે ચા પીવાની આ ઉતાવળ કરાવવાનું કારણ સમજતાં તેમને સહેજ પણ વાર લાગી નહિ. થોડી વારમાં અક્ષય ચાના ટેબલ ઉપર આવી પહોંચશે, તેની સોબત ટાળવા માટે જ વહેલીવહેલી ચા પી લઈ હેમ પિતાના ઓરડાના એકાંતમાં આશ્રય લેવા માગતી હતી, એ તેઓ એ જ ક્ષણમાં સમજી ગયા. પારધિના ભયથી ડરેલી હરણીની જેમ પોતાની છોકરી હમણાં ગભરાયેલીગભરાયેલી ફરે છે, એ જોઈ તેમને ખૂબ લાગી આવ્યું.

નીચે જઈને જુએ છે, તો ચાકરે હજી ચાનું પાણી તૈયાર કર્યું નહોતું. તેના ઉપર એકદમ ખૂબ ચિડાઈ ગયા. રોજના ઠરાવેલા વખત કરતાં આજે ચાની તલબ વહેલી કેમ આવી, એ સમજવાનો તેણે વૃથા પ્રયત્ન કર્યો. "ચાકરો બધા શેઠ બની ગયા છે. તેમને જગાડવા માટે પણ બીજા માણસ રાખવાની જરૂર લાગે છે," —એવો મત તેમણે બિલકુલ શંકા વિના જાહેર કર્યો.

ચાકરે તો ઝટપટ ચાનું પાણી લાવીને હાજર કર્યું. અન્નદાબાબુ રોજ જે પ્રમાણે ધીમેધીમે આરામથી ચાની લહેજત માણતા હતા, તેમ આજે ન કરતાં વધુપડતી ઉતાવળથી પ્યાલો ખાલી કરવા મંડી ગયા. હેમનલિની જરા નવાઈ પામી બોલીઃ "બાપુ, આજ તમારે ક્યાંય બહાર જવાની ઉતાવળ છે?"

અન્નદાબાબુ બોલ્યાઃ "ના, ના; જરાય નહિ. ઠંડીના દિવસોમાં એક ઘૂંટડો ગરમ ચા પી લઈએ તો શરીર પરસેવો વળીને હલકું થઈ જાય."

પણ અન્નદાબાબુના શરીરે પરસેવો વળે તે પહેલાં જ યોગેન્દ્ર અક્ષયને લઈને ઓરડામાં દાખલ થયો. આજે અક્ષયના પોષાકમાં વિશેષ ટાપટીપ હતી. હાથમાં રૂપાની ખોલીવાળી લાકડી હતી. છાતી આગળ ઘડિયાળનો છેડો લટકતો હતો, ડાબા હાથમાં બાઉન-

પેપરમાં વીંટેલી એક ચોપડી હતી. રોજ અક્ષય જ્યાં બેસતો હતો ત્યાં ન બેસતાં હેમનલિનીની પાસે એક ખુરસી ખેંચી લીધી. હસતે મોઢે બોલ્યો: " તમારી ઘડિયાળ આજે વહેલી ચાલે છે ! "

હેમનલિનીએ અક્ષય તરફ જોયું નહિ. તેના બોલવાનો જવાબ સુધ્ધાં આપ્યો નહિ. અન્નદાબાબુ બોલ્યા: " હેમ, ચાલ તો બહેન, ઉપર. મારાં ગરમ કપડાં જરા તડકે નાખવાનાં થઈ ગયાં છે. " યોગેન્દ્ર બોલ્યો: " બાપુ, તડકો કંઈ નાસી નથી જવાનો, આટલી બધી ઉતાવળ શી છે ? હેમ, અક્ષયને એક પ્યાલો ચા રેડી આપ. મારે પણ ચા જોઈએ છે, પણ પહેલાં મહેમાન. "

અક્ષયે હસીને હેમનલિનીને કહ્યું: " કર્તવ્યને ખાતર આવડો મોટો સ્વાર્થત્યાગ કરે છે, જોયું ! બીજા સર ફિલિપ સિડની ! "

હેમનલિનીએ અક્ષયના બોલવા તરફ લેશ પણ ધ્યાન આપ્યા વગર બે પ્યાલા ચા તૈયાર કરી, એક પ્યાલો યોગેન્દ્રને આપ્યો અને બીજો પ્યાલો અક્ષય તરફ સહેજ ધકેલી મૂકી અન્નદાબાબુના મોં તરફ જોયું. અન્નદાબાબુએ કહ્યું: " તડકો વધી જશે તો મુશ્કેલી થશે. ચાલ હવે ચાલ ! "

યોગેન્દ્ર બોલ્યો : " આજે કપડાં તડકે નાખવાનું રહેવા દો ને ! અક્ષય આવ્યો છે— "

અન્નદા એકદમ ઊકળી જઈને બોલી ઊઠ્યા : " તમારે જ્યારે હોય ત્યારે જબરદસ્તી ! તમે હમેશાં જીદ કરી બીજા માણસની અંતરની વેદનાની અવગણના કરી પોતાની જ ઇચ્છા પ્રમાણે કરવા માગો છો ! મેં ઘણા દિવસ સુધી મૂંગે મોઢે સહન કર્યું છે, પણ હવે એવું નહિ ચલે ! બહેન, હેમ, કાલથી ઉપરના મારા ઓરડામાં આપણે બે જણાં ચા પીશું. "

એમ કહીને હેમને લઈને અન્નદા ચાલ્યા જવાની તૈયારી કરતા હતા એવામાં હેમ શાંત સ્વરે બોલી: " બાપુ, થોડી વાર

બેસો ! આજ તમારાથી સારી રીતે ચા નથી પિવાઈ. અક્ષયબાબુ, કાગળમાં આ શું રહસ્ય બાંધી લાવ્યા છો, પૂછું કે ?"

અક્ષય બોલ્યો: "માત્ર પૂછો છો શું કામ, એ રહસ્ય ઉઘાડો તોય ચાલશે !" એમ કહીને પડીકું હેમનલિની તરફ ખસેડ્યું.

હેમે ખોલીને જોયું તો મોરોક્કો બાઈંડિંગવાળો ટેનિસનનો કાવ્યસંગ્રહ હતો. તે એકાએક ચમકી ઊઠી. અને તેનું મોં ફિક્કું પડી ગયું. આ જ ટેનિસનનો કાવ્યસંગ્રહ, આવાં જ બાઈંડિંગનો તેને પહેલાં ભેટ મળ્યો હતો, અને તે પુસ્તક આજે પણ તેના સૂવાના ઓરડાના કબાટમાં વહાલપૂર્વક સંતાડીને તેણે સાચવી રાખેલું છે.

યોગેન્દ્રે સહેજ હસીને કહ્યું, "રહસ્ય હજી પૂરું ખૂલ્યું નથી." એમ કહીને ચોપડીનું કોરું પાનું ઉઘાડીને તેના હાથમાં આપ્યું. તે પાના ઉપર આ પ્રમાણે લખ્યું હતું: 'શ્રીમતી હેમનલિની પ્રત્યે અક્ષય શ્રદ્ધાની ભેટ.'

તરત જ ચોપડી હેમના હાથમાંથી એકદમ ભોંય ઉપર પડી ગઈ, અને તે સહેજ પણ ધ્યાન આપ્યા વિના બોલી: "બાપુ, ચાલો."

બંને જણ ઓરડામાંથી બહાર ચાલ્યાં ગયાં. યોગેન્દ્રની બંને આંખો અંગારાની જેમ ઝગારવા લાગી. તે બોલ્યો: "ના, હવે મારાથી અહીં નહિ રહેવાય. હું ગમે ત્યાં સ્કૂલમાસ્તરની જગ્યા શોધી કાઢી અહીંથી ચાલ્યો જઈશ."

અક્ષય બોલ્યો: "ભાઈ, તું નકામો ગુસ્સે થાય છે. મેં તો તે જ વખતે શંકા બતાવી હતી, કે તારી ભૂલ થઈ છે. તેં મને વારંવાર હિંમત આપી એટલે હું ડગ્યો, પણ હું ચોક્કસ કહું છું, કે મારા તરફ કોઈ પણ દિવસ હેમનલિનીનું મન વળવાનું નથી. માટે એ આશા તું છોડી દે ! પણ ખરી વાત એ છે, કે એ રમેશને ભૂલી જાય એવું તમારે કરવું જોઈએ."

યોગેન્દ્રે કહ્યું: "કરવું જોઈએ એ તો ખરું, પણ કંઈ ઉપાય કહેશે?"

અક્ષય બોલ્યો: "મારા સિવાય દુનિયામાં પરણવા યોગ્ય બીજો કોઈ જુવાન છે જ નહિ કે શું? હું જોઉં છું કે તું જો તારી બહેન હોત, તો મારું કુંવારામેણું ટાળવા માટે પિતૃઓને હતાશ ભાવે દિવસો ન ગણવા પડત! ગમે તેમ કરીને કોઈ સારો વર શોધી કાઢવો જોઈએ, જેને જોતાં વેંત એકદમ કપડાં તડકે નાખવાની ઇચ્છા ન થઈ આવે.

યોગેન્દ્ર: વર કંઈ થોડો જ વરદી આપતાં મળી જાય છે!

અક્ષય: તું કેમ આમ સહેજમાં હિંમત હારીને બેસી જાય છે? વર હું શોધી આપું, પણ જો ઉતાવળ કરી તો બધું ધૂળ મળશે. શરૂઆતથી જ લગ્નની વાત કાઢી બંને જણને શંકાશીલ કરી મૂકે તે ન ચાલે. ધીમેધીમે ઓળખાણપિછાણ થવા દે, ત્યારપછી વખત જોઈ દિવસ નક્કી કરજે.

યોગેન્દ્ર: રીત તો ઉત્તમ છે, પણ મૂરતિયો કોણ છે, કહે જોઉં!

અક્ષય: તું તેને બરાબર ઓળખતો નથી, પણ તેં જોયો છે ખરો. નલિનાક્ષ ડાકટર.

યોગેન્દ્ર: નલિનાક્ષ!

અક્ષય: ચમકે છે શાનો! તેને વિષે બ્રાહ્મસમાજમાં ગડબડ ચાલ્યા કરે છે, તે છો ચાલતી. એટલા માટે કંઈ આવા વરને હાથમાંથી જવા દેવાય?

યોગેન્દ્ર: હું હાથ ઉપાડી લઉં એટલાથી જ જો મૂરતિયો હાથમાંથી ચાલ્યો જતો હોત તો તો જોઈએ જ શું? પણ નલિનાક્ષ પરણવા તૈયાર થશે?

અક્ષય: આજ જ થઈ જશે, એવું હું કહી શકતો નથી, પણ

વખત જતાં શું ન થાય, કંઈ કહેવાય નહિ! યોગેન, મારી વાત સાંભળ. કાલે નલિનાક્ષના ભાષણુનો વારો છે. તે ભાષણુમાં હેમ-નલિનીને લઈ જા. એને બોલતાં સરસ આવડે છે. સ્ત્રીનું મન આકર્ષવામાં એ શક્તિ કંઈ જેવીતેવી ન સમજવી! હાય, મૂર્ખ સ્ત્રીઓ–એટલું સમજતી નથી કે વક્તા–સ્વામી કરતાં શ્રોતા-સ્વામી અનેકગણો સારો.

યોગેન્દ્રઃ પણુ નલિનાક્ષનો ઇતિહાસ શો છે, જરા વીગતવાર કહે તો, સાંભળું તો ખરો.

અક્ષય : જો યોગેન, ઇતિહાસમાં જો કંઈ વાંધો હોય તો તે વિષે બહુ ચિંતા ન કરતો. સહેજ કંઈ વાંધો હોય છે તો જ દુર્લભ વસ્તુ સુલભ થાય છે. હું તો એને લાભ માનું છું.

અક્ષયે નલિનાક્ષનો જે ઇતિહાસ કહ્યો, તે ટૂંકમાં આ પ્રમાણે હતો : નલિનાક્ષના પિતા રાજવલ્લભ ફરીદપુર તરફ એક નાના સરખા જમીનદાર હતા. તેમની ત્રીસ વરસની ઉંમરે તેમણે બ્રાહ્મધર્મની દીક્ષા લીધી હતી. પણુ તેમનાં પત્નીએ કેમે કર્યાં સ્વામીનો ધર્મ ન જ સ્વીકાર્યો, અને આચારવિચાર સંબંધે તેઓ ખૂબ સાવધાનીપૂર્વક સ્વામીની સાથે ભેદ જાળવી રાખી રહેવા લાગ્યાં. રાજવલ્લભને આથી સુખ ન થયું એ કહેવાની કંઈ જરૂર નથી. તેમનો પુત્ર નલિનાક્ષ, ધર્મપ્રચારના ઉત્સાહને લીધે અને વક્તૃતા-શક્તિને લીધે યોગ્ય ઉંમરે બ્રાહ્મસમાજમાં પ્રતિષ્ઠા પામ્યો હતો. તે સરકારી દાક્તરની નોકરીને અંગે બંગાળમાં જુદેજુદે ઠેકાણે રહ્યો હતો અને ચરિત્રની શુદ્ધતા, ચિકિત્સામાં કુશળતા અને સારાં કામો કરવાના ઉત્સાહને લીધે બધે ખૂબ પ્રખ્યાત થઈ ગયો હતો.

એવામાં એક અકલ્પનીય બનાવ બન્યો. ઘરડી ઉંમરે રાજવલ્લભ એક વિધવાને પરણવા ગાંડા થયા. કોઈ તેમને મનાવી ન શક્યું. રાજવલ્લભ કહેવા લાગ્યાઃ "મારી હાલની સ્ત્રી મારી

સાચી સહધર્મિણી નથી, જેની સાથે ધર્મનું, મતનું, વ્યવહારનું, અને હૃદયનું ઐક્ય હોય તેને સ્ત્રી તરીકે સ્વીકાર ન કરું તો અન્યાય કહેવાય,' એમ કહીને રાજવલ્લભે લોકોની નિંદા વચ્ચે પેલી વિધવા સાથે નિરુપાયે હિંદુવિધિ અનુસાર લગ્ન કર્યાં.

આ પછી નલિનાક્ષની મા ઘર છોડી કાશી જવા તૈયાર થઈ, એટલે નલિનાક્ષે રંગપુરથી ડાકટરની નોકરી છોડી આવીને કહ્યું: "મા, હું પણ તમારી સાથે કાશી આવીશ."

મા રડીને બોલી: "બેટા, મારી સાથે તમારો કોઈ વાતમાં મેળ ખાતો નથી. શું કામ વગરફોગટનો દુઃખી થાય છે?"

નલીનાક્ષ બોલ્યો: "તારી સાથે મારો પૂરેપૂરો મેળ ખાશે."

નલિનાક્ષે પોતાની આ સ્વામીથી તરછોડાયેલી, અપમાન પામેલી માને સુખી કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. તેમની સાથે કાશી ગયો. માએ કહ્યું: "બાપુ, ઘરમાં વહુ નથી લાવવી?"

નલિનાક્ષ મુશ્કેલીમાં આવી પડ્યો—બોલ્યો: "શી જરૂર છે, મા. આમ જ હું સુખમાં છું!"

મા સમજી ગયાં કે નલિનાક્ષે ખૂબ ત્યાગ કર્યો છે, પણ બ્રાહ્મસમાજની બહાર લગ્ન કરવા તે તૈયાર નથી. દુઃખ પામી તેઓ બોલ્યાં: "બેટા, મારે લીધે તું જીવનભર સંન્યાસી થઈ રહે, એ તો કદી બને જ નહિ. તને જ્યાં ગમે ત્યાં તું લગ્ન કર, બાપુ, હું કદી વાંધો નહિ લઉં."

નલિને એક દિવસ જરા વિચાર કરી કહ્યું: "તારે જેવી જોઈએ તેવી વહુ લાવી તારી દાસી બનાવી આપું—તારી સાથે મારો કોઈ પણ વાતમાં મેળ ન ખાય એવું બને જ નહિ, તને દુઃખ દે એવી વહુ મારે કદી ઘરમાં લાવવી જ નથી."

એમ કહીને નલિન કન્યાની શોધમાં બંગાળ આવી રહ્યો હતો. ત્યારપછી વચ્ચે ઇતિહાસમાં થોડો ગાળો પડી જાય છે.

કોઈ કહે છે કે છૂપી રીતે કોઈ ગામડામાં જઈ તેણે કોઈ અનાથ વિધવા સાથે લગ્ન કર્યાં હતાં, અને લગ્ન પછી તરત જ તેની પત્ની મરણ પામી હતી. કોઈ કોઈને એમાં શંકા આવે છે. અક્ષય એવુંયે માને છે કે લગ્ન કરવાની તૈયારી કર્યાં પછી છેલ્લી ઘડીએ તેણે પાછાં પગલાં માંડયાં હતાં.

ગમે તેમ હોય, પણ અક્ષય એમ માનતો હતો કે અત્યારે નલિનાક્ષ ગમે તેને પસંદ કરીને લગ્ન કરે તો તેની મા તેની સામે વાંધો નહિ લે અને ખુશ જ થશે એ ચોક્કસ. હેમનલિનીના જેવી સારી છોકરી નલિનાક્ષને ક્યાં મળવાની હતી! બીજું ગમે તેમ હોય, પણ હેમનો સ્વભાવ એવો મીઠો છે કે તે પોતાની સાસુ ઉપર ખૂબ શ્રદ્ધા અને ભક્તિભાવ રાખશે, અને કોઈ પણ રીતે તેમને દુઃખ નહિ આપે, એ વિષે તો લગારે શંકા છે જ નહિ. નલિનાક્ષ બે દિવસ હેમને સારી રીતે જોશે એટલે આ વાત સમજી જશે, એટલે અક્ષયની સલાહ એવી હતી, કે ગમે તેમ કરીને બે જણાંની ઓળખાણ થાય એમ કરવું.

## ૪૦

અક્ષય ચાલ્યો ગયો કે તરત જ યોગેન્દ્ર બીજે માળે ચાલ્યો ગયો. જુએ છે, તો ઉપરના દીવાનખાનામાં હેમનલિનીને પાસે બેસાડીને અન્નદાબાબુ વાત કરતા હતા. યોગેન્દ્રને જોઈને અન્નદા-બાબુ જરા શરમાઈ ગયા. આજે ચાના ટેબલ પર પોતાનો સ્વાભાવિક શાંત સ્વભાવ ભેડી જઈ એકાએક રોષ પ્રગટી નીકળ્યો હતો, એને લીધે તેઓ મનમાં ને મનમાં ક્ષોભ પામ્યા હતા. એટલે જ એકદમ ખૂબ વહાલપૂર્વક બોલ્યા : " આવ યોગેન્દ્ર, બેસ."

યોગેન્દ્ર બોલ્યો: " બાપુ, તમે લોકોએ ક્યાંય બહાર જવાનું બિલકુલ બંધ જ કરી દીધું ! બંને જણુ રાતદહાડો ઘરમાં બેસી રહો છો, એ કંઈ સારું છે ?

અન્નદા બોલ્યા: " આ સાંભળો ! અમે તો આખી જિંદગી આમ ખૂણે બેસીને જ કાઢી છે. હેમને તો ક્યાંય બહાર લઈ જવી હોય તો ખૂબ કાલાવાલા કરવા પડતા."

હેમ બોલી: " કેમ બાપુ, મારો વાંક કાઢો છો ? તમારે મને ક્યાં લઈ જવી છે, ચાલો ને !"

હેમનલિની પોતાના સ્વભાવની વિરુદ્ધ જઈને પણ એ સાબિત કરવા માગતી હતી, કે તે મનમાં કોઈ શોકને તાજો રાખી ઘરમાં જ ભરાઈ રહેવા માગતી નથી. તે એમ બતાવવા માગતી હતી કે તેની આસપાસ જ્યાં જ્યાં જે કંઈ બની રહ્યું છે, તે બધાં વિષે તે ખૂબ ઉત્સુક છે.

યોગેન્દ્રે કહ્યું: “બાપુ, કાલે એક મીટિંગ છે, ત્યાં હેમને લઈ જાઓ ને.”

અન્નદા જાણતા હતા, કે મીટિંગની ભીડમાં જવાનું હેમનલિનીને હમેશાં મન થતું નથી. બલ્કે જતાં સંકોચ થાય છે. એટલે કશું પણ બોલ્યા વિના તેના મોં તરફ જોયું.

હેમ એકદમ એક પ્રકારનો અસ્વાભાવિક ઉત્સાહ દર્શાવીને બોલી: “મીટિંગ? ત્યાં કોણ ભાષણ આપવાનું છે, મોટાભાઈ?”

યોગેન્દ્ર: નલિનાક્ષ ડાકટર.

અન્નદા: નલિનાક્ષ!

યોગેન્દ્ર: ખૂબ સુંદર બોલે છે. વળી એ માણસનો ઇતિહાસ સાંભળીએ તો નવાઇ પામી જઈએ. શો એમનો ત્યાગ! શી એમની દૃઢતા! એમના જેવો માણસ નામને યોગ્ય માણસ મળવો દુર્લભ છે.

બે કલાક પહેલાં અસ્પષ્ટ લોકવાયકા સિવાય નલિનાક્ષ સંબંધે યોગેન્દ્ર કશું જ જાણતો નહોતો.

હેમ જરા આતુરતા દર્શાવી બોલી: “સારું ત્યારે બાપુ, ચાલો ને, તેમનું ભાષણ સાંભળવા જઈએ!”

હેમનલિનીના આવા ઉત્સાહ ઉપર અન્નદાબાબુને વિશ્વાસ ન આવ્યો. તોપણ તેઓ મનમાં ને મનમાં જરા ખુશ થયા. તેમણે માન્યું કે હેમ જો બેળેબેળે પણ આ પ્રમાણે હળતીમળતી જતી

આવતી રહે, તો થોડા જ વખતમાં એનું મન સ્વસ્થ થઈ જશે. માણસનો સહવાસ એ જ માણસની બધા પ્રકારની માનસિક વિકળતાનું ઓસડ છે. તેઓ બોલ્યા: "તો સારું યોગેન્દ્ર, કાલે વખતસર અમને મીટિંગમાં લઈ જજે. પણ નલિનાક્ષ સંબંધે તું શું જાણે છે તે કહે તો! લોકો તો જાતજાતની વાત કરે છે."

જે લોકો જાતજાતની વાતો કરતા હતા તેમને યોગેન્દ્રે શરૂઆતમાં ખૂબ ગાળો દઈ લીધી. તે બોલ્યો: "જેઓ ધર્મનો ઢોંગ કરે છે, તેઓ એમ માને છે, કે ડગલે ને પગલે પારકા પ્રત્યે અન્યાય અને પારકાની નિંદા કરવાનો પરવાનો તેઓ ભગવાન પાસે લઈ આવેલા છે. ધર્મનો જ ધંધો કરનાર માણસોના જેવા સંકુચિત મનવાળા વિશ્વનિંદક જગતમાં બીજા નહિ હોય!" બોલતાં બોલતાં યોગેન્દ્ર ઉશ્કેરાઈ ગયો.

અન્નદા યોગેન્દ્રને ઠંડો પાડવા માટે વારંવાર બોલવા લાગ્યા: "એ વાત સાચી છે, સાચી છે! પારકાના દોષ અને ઊણપની વાતો કર્યા કરીએ તો મન સાંકડું થઈ જાય છે, સ્વભાવ વહેમીલો બની જાય છે, હૃદયની સરસતા કાયમ રહેતી નથી."

યોગેન્દ્ર બોલ્યો: "બાપુ, તમે મને ઉદ્દેશીને આ બોલો છો? પણ મારો સ્વભાવ ધાર્મિકના જેવો નથી — મને ખરાબ બોલતાંયે આવડે છે, અને સારું બોલતાંયે આવડે છે — અને હું મોઢા પર જ સ્પષ્ટ વાત કહી દઈ તરતોતરત જ બધી વાત પતાવી દઉં છું."

અન્નદા આકળા બનીને બોલ્યા: "યોગેન, તું કાંઈ ગાંડો થયો છે? તને ઉદ્દેશીને શું કામ બોલું? હું શું તને ઓળખતો નથી?"

પછી અત્યંત પ્રશંસા કરીને યોગેન્દ્ર નલિનાક્ષની વાત કહી સંભળાવી બોલ્યો: "માને સુખી કરવાને માટે નલિનાક્ષ આચા-

રોની બાબતમાં સંયમ પાળી કાશીમાં રહે છે, એટલે જ બાપુ, તમે જેમને લોકો કહો છો તેઓ જાતજાતની વાતો કરે છે. પણ હું તો એટલા માટે નલિનાક્ષને સારા જ કહું છું ! હેમ, તું શું કહે છે ? ”

હેમનલિનીએ કહ્યું : “ હું પણ એમ જ કહું છું ! ”

યોગેન્દ્રે કહ્યું : “ હેમ સારું જ કહેશે, એ હું ચોક્કસ જાણતો હતો. બાપુને સુખી કરવા માટે હેમને જો કાંઈ ત્યાગ કરવાનો પ્રસંગ મળે તો તેને અતિશય આનંદ થાય છે. એ હું બરાબર સમજી શકું છું. ”

અન્નદાએ સ્નેહકોમલ હાસ્ય કરતાં હેમના મોં તરફ જોયું — હેમનલિનીએ લજ્જાથી લાલ થયેલું મોં નીચું નમાવ્યું.

## ૪૧

સભા વિખરાયા પછી અન્નદા હેમનલિનીને લઈને જ્યારે ઘેર પાછા આવ્યા, ત્યારે હજી સાંજ પડી નહોતી. ચા પીવા બેસતાં અન્નદાબાબુ બોલ્યા : " મને ખૂબ આનંદ થયો ! " આથી વધારે તેઓ કંઈ બોલ્યા નહિ, — તેમના અંતરમાં ભાવનો એક પ્રવાહ વહી રહ્યો હતો.

આજે ચા પીધા પછી તરત જ હેમનલિની આસ્તેઆસ્તે ઉપર ચાલી ગઈ. અન્નદાબાબુને એની ખબર પણ પડી નહિ.

આજે સભામાં — નલિનાક્ષ — જેમણે ભાષણ આપ્યું હતું, તેઓ દેખાવે ખૂબ જ જુવાન અને સુકુમાર હતા; જુવાન વયમાં પણ જાણે શૈશવનું અમ્લાન લાવણ્ય તેમના મુખમંડળને છોડી ગયું નહોતું; આમ છતાં તેમના અંતરાત્મામાંથી જાણે એક પ્રકારની ધ્યાનપરતાનું ગાંભીર્ય તેમની ચારે કોર ફેલાતું હતું.

તેમના ભાષણનો વિષય ' નુકસાન ' હતો. તેમણે એવું કહ્યું હતું, કે સંસારમાં જે વ્યક્તિ કશું જ ખોતી નથી, તેને કશું જ મળતું નથી. એમ ને એમ જ જે આપણા હાથમાં આવી પડે છે તે આપણે સંપૂર્ણ રીતે પામતા નથી. ત્યાગદ્વારા આપણે જ્યારે

તેને પ્રાપ્ત કરીએ છીએ ત્યારે જ તે સાચેસાચ આપણા અંતરની સંપત્તિ બની જાય છે. જે કંઈ આપણી સાચી સંપત્તિ હોય છે, તે આંખ આગળથી ખસી જાય એટલે ખોવાઈ ગઈ, એમ જેને લાગતું હોય તે માણસ ખરેખર કમનસીબ છે. ઊલટું, એમ કહી શકાય કે તેનો ત્યાગ કરીને જ તેને વિશેષરૂપે પ્રાપ્ત કરવાની શક્તિ માનવચિત્તમાં હોય છે. મારી જે વસ્તુ ચાલી જાય છે, તેને વિષે જો હું નીચો નમીને હાથ જોડીને એમ કહી શકું, કે એ હું આપી દઉં છું, એ મેં ત્યાગપૂર્વક કરેલું દાન છે, મારા દુઃખનું દાન છે, મારા અશ્રુનું દાન છે, તો ક્ષુદ્ર મહાન બની જાય છે, અનિત્ય નિત્ય બની જાય છે, અને જે માત્ર આપણા ઉપયોગની વસ્તુ હોય છે તે પૂજાની સામગ્રી બની જઈ આપણા અંતઃકરણના દેવમંદિરના રત્નભંડારમાં સદા માટે સંગ્રહાઈ રહે છે.

આ શબ્દો આજે હેમનલિનીના સમસ્ત અંતરમાં ગાજવા લાગ્યા. અગાસીમાં, નક્ષત્રપ્રકાશિત આકાશ તળે તે આજે સ્તબ્ધ બનીને બેઠી. તેનું મન આજે પૂર્ણ છે — સમસ્ત આકાશ, સમસ્ત જગતસંસાર તેને આજે ભર્યોભર્યો લાગે છે.

ભાષણમાંથી પાછાં ફરતી વખતે યોગેન્દ્રે કહ્યું: “ અક્ષય, તેં સરસ મૂરતિયો શોધી કાઢ્યો છે અલ્યા! આ તો સંન્યાસી છે! એની અરધી વાત હું સમજીયે ન શક્યો!”

અક્ષય બોલ્યો : “ રોગીની સ્થિતિ જોઈને દવા આપવી પડે. હેમનલિની રમેશના ધ્યાનમાં મગ્ન છે, તે ધ્યાન સંન્યાસ સિવાય આપણા જેવા સામાન્ય માણસ ન ભંગાવી શકે. જ્યારે ભાષણ ચાલતું હતું, ત્યારે તેં હેમનું મોઢું નહોતું જોયું ? ”

યોગેન્દ્ર : જોયું છેસ્તો. તેને ભાષણ ગમતું હતું એટલું તો સ્પષ્ટ સમજાતું હતું. પણ ભાષણ ગમી જાય એટલે જ કંઈ વક્તાને વરમાળ પહેરાવી દેવી જોઈએ, એવું મને લાગતું નથી.

અક્ષય : એ ભાષણ આપણા જેવા કોઈને મોઢે સાંભળત તો ગમત ખરું ? તને ખબર નથી યોગેન્દ્ર, તપસ્વીઓ તરફ સ્ત્રીઓને એક જાતનું સ્વાભાવિક આકર્ષણ હોય છે. સંન્યાસીને માટે ઉમાએ તપસ્યા કરી હતી, એ વાત કાલિદાસ કાવ્યમાં લખી ગયા છે. હું તને કહું છું, કે તું બીજો ગમે તે મૂરતિયો ઊભો કરશે તો હેમનલિની મનમાં ને મનમાં રમેશની સાથે તેની સરખામણી કરશે. અને તે સરખામણીમાં કોઈ ટકી શકવાનો નથી ! નલિનાક્ષ સામાન્ય માણસ જેવો છે જ નહિ. એની સાથે સરખામણી કરવાનું સૂઝે એમ જ નથી. બીજા કોઈ પણ યુવકને હેમનલિનીની આગળ લાવતાં વેંત જ તમારો હેતુ બરાબર કળી જશે અને તેનું આખું હૃદય બળવો કરી ઊઠશે. પણ નલિનાક્ષને જો જરા ચતુરાઈથી અહીં લાવી શકે તો હેમના મનમાં કોઈ પણ પ્રકારનો વહેમ આવશે નહિ, — ત્યારપછી ધીમેધીમે યુક્તિથી શ્રદ્ધા ઉપરથી વરમાળ આપવા સુધી લઈ જવામાં કંઈ ઝાઝી મુશ્કેલી નહિ પડે.

યોગેન્દ્ર : યુક્તિ લડાવતાં મને બરાબર આવડતું નથી — કહેવું એ જ મને તો સહેલું લાગે છે. પણ તું ગમે તે કહે, મને આ મૂરતિયો ગમતો નથી.

અક્ષય : જો યોગેન, તું તારી હઠ લઈને બધું ધૂળ ન મેળવતો ! બધું જ ફાવતું નહિ મળે, ગમે તે ઉપાયે રમેશના વિચાર હેમનલિનીના મનમાંથી હાંકી કાઢ્યા સિવાય મને તો કલ્યાણ દેખાતું નથી. તું તારા શરીરના જોરે એ કરી શકશે, એમ માનતો નહિ. મારી સલાહ પ્રમાણે જો બરાબર ચાલશે, તો તમારું કામ પાર પડેયે ખરું !

યોગેન્દ્ર : ખરી વાત તો એ છે, કે નલિનાક્ષને સમજવું મારે માટે જરા મુશ્કેલ છે. એવા માણસો સાથે કામ પાડતાં મને બીક લાગે છે. બકરું કાઢતાં કદાચ ઊંટ પેસી જશે !

અક્ષય : ભાઈ, તમે પોતાને વાંકે જ છાશ પણ ફૂંકી ફૂંકીને પીવા લાગ્યા છો! રમેશની બાબતમાં તમે શરૂઆતમાં તદ્દન આંધળા બની ગયા હતા. એના જેવો છોકરો બીજો હોય નહિ — કપટ શું એ તો રમેશ જાણતો જ નથી, દર્શનશાસ્ત્રમાં રમેશ બીજો શંકરાચાર્ય છે એમ કહીએ તોયે ચાલે, અને સાહિત્યમાં તો સ્વયં સરસ્વતીની ઓગણીસમી સદીની પુરુષઆવૃત્તિ જ જોઈ લ્યો! રમેશ પહેલેથી જ મને ગમ્યો નહોતો. એના જેવા અતિશય ઊંચા આદર્શવાળા માણસો મેં મારી ઉંમરમાં પુષ્કળ જોયા છે! પણ મારાથી બોલાય એમ નહોતું—તમે લોકો એમ માનતા હતા કે મારા જેવો નાલાયક અપાત્ર માણસ મહાત્મા લોકોની કેવળ ઈર્ષ્યા કર્યા કરે છે, એનામાં બીજું કંઈ કરવાની શક્તિ જ નથી. ગમે તેમ પણ તમે આટલે દિવસે સમજ્યા છો કે મહાપુરુષોની દૂરથી ભક્તિ કરી શકાય, પણ તેમની સાથે પોતાની બહેનના લગ્નનો સંબંધ જોડવો સલામત નથી. પણ જ્યારે 'કંટકેનૈવ કંટકમ્' એ જ એક ઉપાય છે, ત્યારે એ સંબંધે ખણખોદ કરવા બેસીશ નહિ!

યોગેન્દ્ર : જો અક્ષય, તું અમારા બધાં કરતાં પહેલાં રમેશને ઓળખી ગયો હતો એ વાત તું હજાર વાર કહેશે તોય હું માનવાનો નથી. તે વખતે તો તું કેવળ ઈર્ષ્યાને લીધે જ રમેશ ઉપર કરડી નજરે જોતો હતો — એમાં તારી અસાધારણ બુદ્ધિ હતી, એમ માનવા હું તૈયાર નથી. ગમે તેમ હો, આમાં જો યુક્તિપ્રયુક્તિની જરૂર હોય તો તું મંડી પડ, મારાથી એ નહિ બને. એકંદરે નલિનાક્ષ મને ગમે છે.

યોગેન્દ્ર અને અક્ષય બંને જ્યારે અન્નદાના ચા પીવાના ઓરડામાં આવી પહોંચ્યા, ત્યારે તેમણે જોયું કે હેમનલિની ઓરડાના બીજા બારણામાં થઈને બહાર જતી હતી. અક્ષય સમજી ગયો કે

હેમનલિનીએ બારીવાટે તેઓને આવતા જ જોયા હતા. સહેજ હસીને તે અન્નદાની પાસે આવીને બેઠો. ચાનો પ્યાલો ભરી લઈને બોલ્યો: "નલિનાક્ષ જે બોલે છે, તે ઠેઠ અંતરમાંથી બોલે છે, એટલે તેમના શબ્દો આટલી સહેલાઈથી અંતરમાં ઊતરી જાય છે."

અન્નદાબાબુ બોલ્યા : "માણસ શક્તિશાળી છે."

અક્ષય બોલ્યો : "માત્ર શકિતશાળી જ નહિ, એમના જેવા સાધુચરિત્ર માણસો જવલ્લે જ જોવામાં આવે છે !"

યોગેન્દ્ર જોકે આ કાવતરામાં ભળેલો હતો, તોપણ તેનાથી રહેવાયું નહિ. તે બોલી ઊઠ્યો : "આહ સાધુચરિત્રની વાત હવે રહેવા દે. સાધુસંગથી ભગવાન મને બચાવે !"

યોગેન્દ્રે ગઈ કાલે આ નલિનાક્ષની સાધુતાનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં—અને જેઓ નલિનાક્ષની વિરુદ્ધ બોલતાં હોય તેમને નિંદાખોર કહીને ગાળો દીધી હતી !

અન્નદા બોલ્યા : "છી, યોગેન્દ્ર, એવું ન બોલીએ ! બહારથી જેઓ સારા દેખાય છે, તેઓ અંતરથી પણ સારા છે, એમ માની હું ઠગાવાને તૈયાર છું. પણ પોતાની ક્ષુદ્ર બુદ્ધિમત્તાનું ગૌરવ સાચવવા સાધુતા ઉપર વહેમ લાવવા હું તૈયાર નથી. નલિનાક્ષબાબુએ જે વાતો કહી હતી તે કંઈ કોઈ પારકાના શબ્દો નહોતા—તેમના પોતાના આધ્યાત્મિક અનુભવમાંથી તેમણે જે પ્રગટ કર્યું છે, તે આજે મારે મન નવા લાભ જેવું લાગે છે. જે માણસ કપટી છે, તે સાચી વસ્તુ આપે ક્યાંથી ? જેમ સોનું બનાવી શકાતું નથી, તેમ આવાં વચનો પણ બનાવી શકાતાં નથી ! મને એવી ઇચ્છા થાય છે હું નલિનાક્ષબાબુને જાતે જઈને શાબાશી આપી આવું.

અક્ષય બોલ્યો : "મને બીક લાગે છે, કે એમનું શરીર ટકશે કે નહિ ?"

અન્નદાબાબુ જરા ગભરાઈને બોલ્યા : "કેમ, એમનું શરીર શું સારું નથી ?"

અક્ષય : સારું શી રીતે રહે ? — રાતદહાડો પોતાની સાધના અને શાસ્ત્રાભ્યાસની પાછળ મંડ્યા રહે છે, શરીર તરફ જુએ છે જ કોણ ? હું જો એમની પાસે હોત તો જરૂર થોડા જ દિવસમાં એમની તબિયતની ગોઠવણ કરી દેત. ખરું જોતાં તબિયત સાચવવાના કેટલાક સહેલા નિયમો હોય છે, તેમાંનો પહેલો નિયમ એ છે —"

યોગેન્દ્ર અધીરો થઈને બોલી ઊઠ્યો : "બાપુ, તમે શું કરવા નકામા ચિંતા કરો છો ! નલિનાક્ષબાબુનું શરીર મને ખૂબ સરસ લાગ્યું. તેમને જોઈને મને તો બરાબર સમજાયું કે સાધુત્વ શરીરને તંદુરસ્ત રાખે છે. મને પોતાને એવો વિચાર આવે છે કે એની અજમાયશ કરી જોવી !"

અન્નદા બોલ્યા : "ના યોગેન્દ્ર, અક્ષય કહે છે, તેમ હોય પણ ખરું. આપણા દેશના મોટામોટા માણસો લગભગ બધા જ નાની ઉંમરે મરી જાય છે — તેઓ પોતાના શરીરની ઉપેક્ષા કરીને દેશને ભારે નુકસાન કરે છે ! એવું કદી થવા ન દેવું જોઈએ. યોગેન્દ્ર, તું નલિનાક્ષબાબુને જેવા ધારે છે, તેવા તેઓ નથી. તેમનામાં સત્ત્વ છે. તેમને અત્યારથી જ ચેતવી દેવા જોઈએ."

અક્ષય : હું તેમને તમારી પાસે લઈ આવીશ. તમે જો તેમને જરા બરાબર સમજાવી દો તો સારું. વળી મને લાગે છે કે તમે મને પરીક્ષા વખતે જે મૂળિયાનો રસ આપ્યો હતો તે ખૂબ તાકાત આપે એવો હતો ! જે કોઈ માણસ હમેશાં મગજ પાસે કામ લે છે, તેને માટે એ સારામાં સારી દવા છે. તમે જો એક વાર નલિનાક્ષબાબુને—

યોગેન્દ્ર એકદમ ખુરસી ઉપરથી ઊભો થઈ જઈને બોલ્યો: "આહ, અક્ષય, તું તો માથું ખાઈ ગયો ! તું હવે હદ વટાવી જાય છે ! હું તો જાઉં છું !"

## ૪૨

પહેલાં જ્યારે એમનું શરીર સારું હતું, ત્યારે અન્નદાબાબુ ડાક્ટરોની અને વૈદ્યોની જાતજાતની ગોળીઓ અને ટીકડીઓ હમેશાં વાપરતા — પણ હવે તો દવા ખાવાનોય ઉત્સાહ રહ્યો નથી, અને પોતાની તબિયત સંબંધે હવે તેઓ વાત સુધ્ધાં કરતા નથી, બલકે તેને છુપાવવાનો જ પ્રયત્ન કરતા રહે છે.

આજે તેઓ જ્યારે કવખતે ખુરશી ઉપર ઊંઘતા હતા, ત્યારે દાદર ઉપર પગરવ સાંભળી હેમનલિની ખોળામાંથી શીવણનો સામાન હેઠો મૂકી પોતાના મોટાભાઈને ચેતવવા માટે બારણા પાસે ગઈ. જઈને જુએ છે, તો તેના મોટાભાઈની સાથે જ નલિનાક્ષબાબુ આવી પહોંચ્યા હતા. ઝટપટ બીજા ઓરડામાં નાસી જવાની તૈયારી કરતી હતી, એવામાં જ યોગેન્દ્રે તેને બોલાવીને કહ્યું : "હેમ, નલિનાક્ષબાબુ આવ્યા છે, એમની સાથે તારી ઓળખાણ કરાવું."

હેમ થંભીને ઊભી રહી, અને નલિનાક્ષ તેની સામે આવતાં જ તેના મોં તરફ જોયા વગર જ નમસ્કાર કર્યા. અન્નદાબાબુએ જાગી

ઊઠી બૂમ મારી : "હેમ!" હેમે તેમની પાસે આવી મૃદુ સ્વરે કહ્યું : "નલિનાક્ષબાબુ આવ્યા છે."

યોગેન્દ્રની સાથે નલિનાક્ષે ઓરડામાં પ્રવેશ કરતાં વેંત જ અન્નદાબાબુ હાંફતાહાંફતા આગળ આવી નલિનાક્ષનો સત્કાર કરી લઈ આવ્યા. બોલ્યા : "આજે મારું નસીબ ઊજળું કે તમે મારે ઘેર આવ્યા. હેમ, ક્યાં જાય છે, બહેન! અહીં બેસ. નલિનાક્ષબાબુ, આ મારી દીકરી હેમ. અમે બંને જણુ તે દિવસે તમારું ભાષણુ સાંભળવા આવ્યાં હતાં. અમને ખૂબ આનંદ થયો હતો. તમે પેલી જે એક વસ્તુ કહી હતી, કે આપણે જે પ્રાપ્ત કર્યું હોય છે, તે કદી ગુમાવતા નથી; જે ખરેખર પ્રાપ્ત કર્યું નથી હોતું તે જ ખોવાઈ જાય છે,—એનો અર્થ ખૂબ ઊંડો છે, કેમ હેમ? કઈ વસ્તુ સાચેસાચ આપણી પોતાની કરી શકયા છીએ અને કઈ કરી શકયા નથી, એની પરીક્ષા તે વસ્તુ જ્યારે આપણા હાથમાંથી ચાલી જાય છે ત્યારે જ થાય છે. નલિનાક્ષબાબુ, તમને અમારી એક વિનંતિ છે: અવારનવાર આવીને જો તમે અમારી સાથે વાતચીત કરતા રહો, તો અમને ઘણો લાભ થાય. અમે ઝાઝાં બહાર જતાં નથી—આપ જ્યારે આવશો ત્યારે મને અને મારી આ છોકરીને આ ઓરડામાં જ જોશો."

નલિનાક્ષ શરમાઈ ગયેલી હેમનલિનીના મોં તરફ જરા જોઈ લઈને બોલ્યો: "હું સભામાં બડીબડી વાત કરી આવ્યો છું. એટલે તમે મને મોટો ગંભીર માણુસ માનશો નહિ. તે દિવસે વિદ્યાર્થીઓ ખૂબ વળગ્યા હતા એટલે ભાષણ કરવા ગયો હતો. વિનંતીને પાછી ઠેલવાની શક્તિ મારામાં લગારે નથી. પણુ એવું ભાષણુ કરી આવ્યો છું કે બીજી વાર કહેવા આવે એવી લગારે ધાસ્તી મને રહી નથી. વિદ્યાર્થીઓ ખુલ્લેખુલ્લા કહે છે કે મારા ભાષણુનો પોણો ભાગ તો સમજાયો જ નહોતો. યોગેનબાબુ,

તમે પણ તે દિવસે હાજર હતા—તમને આતુર નયને ઘડિયાળ તરફ જોતા જોઈને મારું મન પીગળ્યું નહોતું, એમ ન માનશો !"

યોગેન્દ્ર બોલ્યો : " મને બરાબર સમજ ન પડી એ મારી બુદ્ધિનો વાંક પણ હોય, એટલા માટે તમારે લગારે ચિંતા કરવાની જરૂર નથી."

અન્નદા : યોગેન્દ્ર, દરેક ઉંમરે દરેક વાત નથી સમજાતી.

નલિનાક્ષ : બધી વાત દરેક વખતે સમજવાની જરૂર પણ નથી હોતી.

અન્નદા : પણ નલિનબાબુ, મારે તમને એક વાત કહેવાની છેઃ ઈશ્વરે તમને લોકોને કામ કરાવી લેવાને માટે પૃથ્વી પર મોકલ્યા છે, પણ એટલા માટે તમારે શરીર પ્રત્યે બેદરકાર ન રહેવું જોઈએ. જેઓ દાતા હોય છે, તેઓએ એ વાત હમેશાં યાદ રાખવી જોઈએ, કે મૂળ મૂડી ઉડાવી દેવાની નથી, નહિ તો દાન કરવાની શક્તિ ચાલી જશે.

નલિનાક્ષ : તમને મને સારી પેઠે ઓળખવાનો પ્રસંગ મળે તો તમને માલમ પડશે, કે હું દુનિયામાં કોઈની કે કશાની ઉપેક્ષા કરતો નથી. દુનિયામાં તદ્દન ભિખારી બનીને આવ્યો હતો, મહામહેનતે, અનેક માણસોની મહેરબાનીથી શરીર અને મન ધીમે-ધીમે તૈયાર થયાં છે. હું એવી નવાબી કરું તે મને નહિ છાજે, કે હું કોઈ પણ વસ્તુની ઉપેક્ષા કરી તેને ખરાબ કરીશ ! માણુસ ઘડી શકતો નથી, તેને ભાંગવાનો અધિકાર નથી !

અન્નદા : તમે ખૂબ સાચી વાત કહી. તમે કંઈક આવું જ તે દિવસના નિબંધમાં પણ કહ્યું હતું.

યોગેન્દ્ર : તમે બેસો. હું જાઉં છું—જરા કામ છે.

નલિનાક્ષ : યોગેનબાબુ, પણ તમે મને માફ કરજો. માણસોને કંટાળો આપવાનો મારો સ્વભાવ નથી, એ તમે ચોક્કસ માનજો ! આજે ત્યારે હું ઊઠું છું ! ચાલો, થોડે સુધી તમારી સાથે આવું છું !

યોગેન્દ્ર : ના, ના, તમો બેસો. મારા તરફ ધ્યાન ન આપશો. મારાથી કોઈ પણ જગ્યાએ સ્થિર બેસી રહેવાતું નથી.

અન્નદા : નલિનાક્ષબાબુ, તમે યોગેનની ચિંતા કરશો નહિ. યોગેન તો એમ જ જ્યારે મરજીમાં આવે ત્યારે આવે છે, અને મરજીમાં આવે ત્યારે જાય છે. એને પકડી રાખવો મુશ્કેલ છે.

યોગેન્દ્ર ચાલ્યો ગયા પછી અન્નદાબાબુએ પૂછ્યું : " નલિનાક્ષબાબુ, હમણાં તમે કયાં છો ? "

નલિનાક્ષ હસીને બોલ્યો : " હું અમુક કોઈ ઠેકાણે છું, એમ કહી શકતો નથી. મારા ઓળખીતા માણસો પુષ્કળ છે, તેઓ મને ખેંચ કરીને લઈ જાય છે. મને પણ એ ગમે છે. પણ માણસે સ્થિર થઈને રહેવાની પણ જરૂર હોય છે. એટલે યોગેનબાબુએ તમારા ઘરની બરાબર પાસેના જ ઘરમાં મારે માટે જગા કરી આપી છે. ગલી ખૂબ શાંત છે ખરી. "

આ ખબર સાંભળી અન્નદાબાબુએ ખાસ આનંદ વ્યક્ત કર્યો. પણ તેમણે જો ધારીને જોયું હોત તો માલૂમ પડત કે આ વાત સાંભળતાં વેંત જ હેમનલિનીનું મોં પલવાર માટે વેદનાથી ફિક્કું પડી ગયું હતું. એ પાસેના ઘરમાં જ રમેશ રહેતો હતો.

એટલામાં ચા તૈયાર થયાના સમાચાર મળતાં બધાં નીચે ચા પીવાના ઓરડામાં ગયાં. અન્નદાબાબુ બોલ્યા : " બહેન, હેમ, નલિનાક્ષબાબુને એક પ્યાલો ચા આપ. "

નલિનાક્ષ બોલ્યો: " ના, અન્નદાબાબુ, મારે ચા નથી પીવી ! "

અન્નદા : એ શું બોલો છો, નલિનબાબુ ! એક પ્યાલો ચા નહિ તો કંઈ મીઠાઈ લો.

નલિનાક્ષ : મને માફ કરજો.

અન્નદા : તમે ડાકટર રહ્યા. તમને વધારે શું કહીએ ! બપોરે જમ્યા પછી ત્રણચાર કલાકે ચાને બહાને થોડું ગરમ પાણી પીવું

એ પાચનક્રિયાને ખૂબ મદદ કરે છે. તમને જો ટેવ ન હોય, તો કહેતા હો તો ખૂબ પાતળી ચા કરી આપું।

નલિનાક્ષ હેમનલિનીના મોં તરફ જોતાં જ પલકારામાં સમજી ગયો કે હેમનલિનીએ તેના ચા પીવાના સંકોચ ઉપરથી કંઈક અનુમાન બાંધી લીધું હતું, અને તે વિષે મનમાં ને મનમાં ગડમથલ કર્યા કરતી હતી. તરત જ હેમનલિની તરફ જોઈને નલિનાક્ષ બોલ્યો: " તમે માનો છો તે બરાબર નથી. તમારા આ ચાના ટેબલનો મને તિરસ્કાર આવે છે એમ ન માનશો. પહેલાં હું ખૂબ ચા પીતો હતો — આજે પણ ચાની વાસથી મારું મન ઊંચું-નીચું થઈ જાય છે. તમને ચા પીતાં જોઈને મને પણ આનંદ થાય છે. પણ કદાચ તમને ખબર નહિ હોય કે મારાં મા અતિશય આચારપરાયણ છે — મારા વિના તેમને પોતાનું કહેવા જેવું બીજું કોઈ નથી. તે મા આગળ જતાં સંકોચ થાય એવું હું શી રીતે કરું ? એટલે જ હું ચા પીતો નથી. પણ ચા પીવાથી તમને જે સુખ થયું છે, તેનો થોડો ભાગ મને પણ મળ્યો છે. તમારા આતિથ્યથી હું વંચિત નથી રહ્યો."

આ પહેલાં નલિનાક્ષની વાતચીતથી હેમનલિની મનમાં ને મનમાં જરા આઘાત પામતી હતી. તે સમજતી હતી કે નલિનાક્ષ તેમના આગળ પોતાને બરાબર રજૂ કરી શકતો નથી. તે વધારે બોલી બોલીને પોતાના મનની વાત ઢાંકવાનો જ પ્રયત્ન કર્યા કરે છે. હેમનલિનીને ખબર નહોતી, કે પહેલા પરિચય વખતે નલિનાક્ષ કદી સંકોચ પૂરેપૂરો દૂર કરી શકતો નથી. આથી નવાં માણસો આગળ ઘણી વાર તે પોતાના સ્વભાવ વિરુદ્ધ જઈને પ્રગલ્ભ બની જાય છે. પોતાના સરળ મનની વાત કરવા જતાં પણ તેમાં ક્યાંય બેસૂરાપણું આવી જાય છે. એ એના પોતાના કાનને પણ ખટકે છે. એટલે જ આજે જ્યારે યોગેન્દ્ર અધીરો થઈ ઊભો થઈ

ગયો, ત્યારે નલિનાક્ષે મનમાં પોતાને વિષે કંઈક ધિક્કારની લાગણી અનુભવી તેની સાથે નાસી છૂટવાનો પ્રયત્ન કર્યો હતો.

પણ નલિનાક્ષે જ્યારે માની વાત કરી, ત્યારે હેમનલિનીથી તેના તરફ શ્રદ્ધાપૂર્ણ નયને જોયા વિના રહેવાયું નહિ; અને માતાના ઉલ્લેખ માત્રથી તે ક્ષણે જ નલિનાક્ષના મોં ઉપર જે એક પ્રકારની સરસ ભક્તિનું ગાંભીર્ય પ્રગટ થયું, તે જોઈને હેમનલિનીનું મન પીગળી ગયું. તેને નલિનાક્ષ સાથે તેની મા સંબંધે વાત કરવાનું મન થઈ આવ્યું, પણ સંકોચને લીધે કરી ન શકી.

અન્નદાબાબુ એકદમ બોલી ઊઠ્યા : " વાહ ! આ વાત જો પહેલાં જાણતો હોત તો તમને ચા પીવાનો આગ્રહ ન કરત. માફ કરજો ! "

નલિનાક્ષ જરા હસીને બોલ્યો : " ચા ન પીઉં, પણ એટલા માટે તમારા સ્નેહભર્યા આગ્રહથી શા માટે વંચિત રહું ? "

નલિનાક્ષ ચાલ્યો ગયો પછી હેમનલિની પોતાના બાપને લઈને બીજે માળે દીવાનખાનામાં જઈને બેઠી અને બંગાળી માસિકમાંથી લેખ પસંદ કરી તેમને વાંચી સંભળાવવા લાગી. સાંભળતાં સાંભળતાં થોડી જ વારમાં અન્નદાબાબુ ઊંઘી ગયા. કેટલાક દિવસ થયાં અન્નદાબાબુના શરીરમાં આવા અવસાદનાં ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં.

## ૪૩

થોડા દિવસમાં જ નલિનાક્ષની સાથે અન્નદાબાબુના કુટુંબનો પરિચય ગાઢ થઈ ગયો. પહેલાં તો હેમનલિનીએ એમ માન્યું હતું, કે નલિનાક્ષના જેવા માણસ પાસેથી ફક્ત મોટામોટા આધ્યાત્મિક વિષયો સંબંધે જ ઉપદેશ મળશે — એવા માણસ સાથે સાધારણ વિષયો સંબંધે સામાન્ય માણસોના જેવી વાત થઈ શકે એવો એને ખ્યાલ પણ નહોતો. આમ છતાં બધી હસવાની હળવી વાતોથી નલિનાક્ષ કંઈક દૂર ને દૂર રહેતો હતો.

એક દિવસ અન્નદાબાબુ અને હેમનલિનીની સાથે નલિનાક્ષની વાત ચાલતી હતી, એવામાં યોગેન્દ્ર કંઈક ઉશ્કેરાયેલો ઉશ્કેરાયેલો આવ્યો, અને બોલ્યો : " તમને ખબર છે, બાપુ, કે આજકાલ આપણને સમાજના માણસો નલિનાક્ષબાબુના ચેલા કહેવા લાગ્યા છે. એ જ બાબત મારે હમણાં પરેશ સાથે ખૂબ લઢવાડ થઈ ગઈ. "

અન્નદાબાબુ જરા હસીને બોલ્યા : " મને તો એમાં શરમાવાનું કંઈ દેખાતું નથી. જેમાં બધા જ ગુરુ હોય છે, કોઈ ચેલો નથી હોતો, તેવા ટોળામાં ભળતાં જ મને શરમ લાગે છે; — ત્યાં ઉપદેશ આપવાની પડાપડીમાં ઉપદેશ લેવાનો વખત રહેતો નથી.

નલિનાક્ષ : અન્નદાબાબુ, હું પણ તમારી ટોળીનો જ છું — આપણે ચેલાઓ છીએ. જ્યાં જ્યાં આપણને કંઈક શીખવાનું મળે એવો સંભવ હોય છે, ત્યાં ત્યાં આપણે પોટલી બગલમાં મારી ઊપડી જઈશું.

યોગેન્દ્ર અધીરો થઈ બોલ્યોઃ "ના ના, એ વાત સારી નથી. નલિનબાબુ, કોઈ પણ માણસ તમારો મિત્ર કે આત્મીય નથી થઈ શકવાનો—જેઓ તમારી પાસે આવશે, તેઓ તમારા ચેલા ગણાઈ જશે, આ બદનામ કાંઈ હસવામાં ઉડાવવા જેવું નથી. તમો શું બધું લઈ બેઠા છો? એ બધું છોડી દો."

નલિનાક્ષઃ હું શું કરું છું, કહો !

યોગેન્દ્રઃ આ મેં સાંભળ્યું છે કે તમે પ્રાણાયામ કરો છો, સવારના પહોરમાં સૂર્ય તરફ જોઈ રહો છો. ખાવાપીવામાં જાતજાતના આચાર પાળવામાં મણા રાખતા નથી, આને લીધે બધા માણસોમાં તમો જુદા પડી જાઓ છો.

યોગેન્દ્રનાં આ રૂઢ વાક્યથી વ્યથા પામી હેમનલિનીએ માથું નીચું કર્યું. નલિનાક્ષે હસીને કહ્યું: "યોગેનબાબુ, માણસોમાં જુદા પડી જવું એ દોષ છે. જેમ આખી તલવાર મ્યાનમાં રહેતી નથી, તેમ માણસનું આખું જીવન લોકો સાથે મેળ સાધીને નથી ચાલી શકતું. તલવારનો જે ભાગ મ્યાનની અંદર રહેવાને જ સરજાયો હોય છે, તે તો બધી તલવારોનો જ સરખો હોય છે—પણ જે બહારની મૂઠ હોય છે, તેની ઉપર જ કારીગરની ઇચ્છા અને કુશળતા પ્રમાણે જાતજાતની કારીગીરી થાય છે. માણસનો પણ જે અંશ બધાના મેળની બહાર હોય છે, તે ઉપર જ તે પોતાની વિશિષ્ટ કારીગરી બતાવી શકે છે. તમો એ પણ પડાવી લેવા માગો છો કે શું ? વળી મને એ પણ નવાઈ લાગે છે, કે બધાની નજરબહાર ઘરમાં બેસીને હું જે નિરુપદ્રવી અનુષ્ઠાનો કરું છું,

તે શી રીતે લોકોની નજરે પડે છે, અને તેને વિષે શા માટે ચર્ચા થાય છે ?

યોગેન્દ્રઃ તમને આ વાતની ખબર લાગતી નથી, કે જેઓએ દુનિયાની ઉન્નતિનો બધો ભાર પોતાને શિર લઈ લીધેલો છે, તેઓ બીજાના ઘરમાં ક્યાં શું થઈ રહ્યું છે તે શોધી કાઢવાની પણ પોતાની ફરજ જ માને છે. જેટલી ખબર નથી મળતી તેટલો ખાડો પૂરી લેવાની શક્તિ પણ તેઓમાં હોય છે. એ વિના જગતને સુધારવાનું કામ ચાલે શી રીતે ? તે ઉપરાંત, નલિનીબાબુ, સામાન્ય લોકો જે વસ્તુ નથી કરતા હોતા તે વસ્તુ લોકોની નજરબહાર કરીએ તોપણ નજરે પડવાની જ. જે બધા જ કરે છે, તે કરો તો કોઈ જોતું સુધ્ધાં નથી. આ જુઓને, તમે અગાસીમાં બેઠા બેઠા શું કરો છો, તે અમારી હેમની નજરમાં આવી ગયું છે. હેમ એ વાત બાપુને કહેતી હતી, અને છતાં હેમે કાંઈ તમને સુધારવાનો ભાર પોતાને માથે લીધો નથી !

હેમનલિનીનું મોં લાલ થઈ ગયું; તે દુઃખ પામી કંઈ બોલવા જતી હતી, એટલામાં જ નલિનાક્ષ બોલ્યોઃ "તમે લગારે શરમાશો નહિ; અગાસીમાં આંટા મારવા જાઓ અને સવારસાંજ તમે મને આહ્નિક કરતો જુઓ તો તે માટે કોઈ તમને દોષ દઈ શકે એમ નથી. તમને પણ બે આંખો છે, એટલા માટે તમારે શરમાવાની જરૂર નથી; એ દોષ તો અમારો પણ છે."

અન્નદાઃ તે ઉપરાંત હેમે તમારા સંધ્યાતર્પણ વિષે મારી આગળ કોઈ પણ જાતનો વાંધો દર્શાવ્યો નથી. તે શ્રદ્ધાપૂર્વક તમારી સાધનાની પ્રણાલી સંબંધે મને પૂછતી હતી.

યોગેન્દ્રઃ પણ હું એ બધું સમજતો નથી. અમને તો સંસાર કુદરતી રીતે જે પ્રકારે ચાલી રહ્યો છે, તેમાં કોઈ પણ જાતની અગવડ દેખાતી નથી. ઊલટું, એથી તો મનનું સમતોલપણું

ચાલ્યું જાય છે, અને માણુસ એકમાર્ગી થઈ જાય છે. પણ તમે મારા બોલવાનું ખોટું લગાડશો નહિ. હું તો તદ્દન સામાન્ય માણુસ છું. દુનિયામાં હું છેક વચલા વાંધાની જગ્યામાં જ રહું છું. જેઓ કોઈ પણ જાતના ઊંચા માંચડા ઉપર ચડી બેસે છે, તેમને પહોંચવા પથ્થર માર્યા સિવાય બીજો કોઈ રસ્તો મારે માટે છે નહિ. મારા જેવા આવા અસંખ્ય માણુસો છે. એટલે તમો જો બધાને છોડી કોઈ અદ્દ્ભુત લોકમાં ઊડી જાઓ તો તમારે પુષ્કળ પથ્થર ખાવા પડશે.

નલિનાક્ષ: પથ્થરો પણ જાતજાતના હોય છે ! કોઈક માત્ર અડે છે, કોઈક નિશાની મૂકતો જાય છે. જો કોઈ એમ કહે કે આ માણુસ મૂર્ખાઈ કરે છે, નાદાની કરે છે, તો તેથી કંઈ જ નુકસાન થતું નથી—પણ જ્યારે કોઈ એમ કહે કે આ માણુસ સાધુવેડા કે સાધકવેડા કરે છે, ગુરુ બનીને ચેલા ભેગા કરવાની પેરવીમાં છે, ત્યારે તે વાતને હસવામાં ઉડાવી દેવાનો પ્રયત્ન કરીએ તો જેટલું જોઈએ તેટલું હસવું આવતું નથી

યોગેન્દ્ર: પણ હું ફરી વાર કહું છું, મારા ઉપર ચિડાશો નહિ, નલિનબાબુ. તમે અગાસીમાં જઈ જે કરવું હોય તે કરો, એમાં વાંધો લેનાર હું કોણ ? મારું કહેવાનું ફક્ત એટલું જ છે, કે સામાન્ય લોકોની મર્યાદામાં જ જો આપણે રહીએ તો કંઈ કહેવાપણું રહેતું નથી. બધાનું જેમ ચાલે છે, તેમ મારું પણ ચાલ્યું જાય. એટલે બસ;—એના કરતાં વધારે ચાલવા જતાં જ લોકો ભેગા થાય છે. તેઓ ગાળ દે કે ભક્તિ કરે એથી કંઈ જતું નથી, પણ આવી ભીડમાં જીવન ગાળવામાં આરામ છે ખરો ?

નલિનાક્ષ: યોગેનબાબુ, જાઓ છો ક્યાં ? અને મારી અગાસી ઉપરથી ઠેઠ સામાન્ય લોકોના ફરસબંદીવાળા ભોંયતળિયા ઉપર બેળે બેળે ઘસડી આણી નાસી જાઓ, એ નહિ ચાલે !

યોગેન્દ્ર: આજે મારે આટલું બસ છે—બહુ થયું. જરા ફરી આવું !

યોગેન્દ્ર ચાલ્યા ગયા પછી હેમનલિની નીચું જોઈ ટેબલ-ક્લોથની ઝાલરને વિનાકારણે ઉપદ્રવ કરવા લાગી. તે વખતે જો નિરીક્ષણ કર્યું હોત તો તેની પાંપણમાં થોડી ભીનાશનાં ચિહ્નો પણ મળી આવત.

હેમનલિની રોજ રોજ નલિનાક્ષની સાથે વાત કરતાં કરતાં પોતાના અંતરની કંગાલિયત જોવા પામી, અને નલિનાક્ષના માર્ગનું અનુસરણ કરવા તે તલપાપડ થઈ ઊઠી. ભારે દુ:ખના સમયમાં જે વખતે તેને અંતરમાં કે બહાર કશું જ અવલંબન શોધ્યું જડતું નહોતું, તે જ વખતે નલિનાક્ષે તેની આગળ વિશ્વને જાણે નવું જ ઉઘાડયું. બ્રહ્મચારિણીની પેઠે કોઈ પ્રકારના નિયમ-પાલનને માટે તેનું મન થોડો સમય થયાં ઉત્સુક બની રહ્યું હતું—કારણ, નિયમ એ મનનું એક દૃઢ અવલંબન છે;—માત્ર એટલું જ નહિ પણ શોક ફક્ત મનના ભાવરૂપે જ રહેવા ઇચ્છતો નથી, પણ તે બહાર પણ કોઈક કષ્ટસાધનરૂપે પોતાને મૂર્તિમંત કરવા પ્રયત્ન કરે છે. અત્યાર સુધી હેમનલિની એવું કશું કરી શકી નહોતી, લોકોની આંખની શરમને લીધે વેદનાને તેણે ખૂબ છૂપી રીતે પોતાના અંતરમાં જ પોષ્યા કરી હતી. નલિનાક્ષની સાધનપ્રણાલીનું અનુસરણ કરી આજે જ્યારે તેણે પવિત્ર આચાર અને નિરામિષ આહાર ગ્રહણ કર્યાં ત્યારે તેના મનને ખૂબ સંતોષ થયો. પોતાના સૂવાના ઓરડાની જમીન ઉપરથી સાદડી અને શેતરંજી ઉપાડી લઈ બિછાનું એક બાજુએ પડદા વડે ઢાંકી દીધું. તે ઓરડામાં બીજી કોઈ વસ્તુ રહેવા ન દીધી. તે જમીનને હેમ-નલિની રોજ પોતાને હાથે પાણી છાંટી સાફ કરતી—એક રકાબીમાં થોડાં ફૂલ મૂકતી. નાહી ધોઈ ને સફેદ કપડાં પહેરી ત્યાં જમીન ઉપર હેમનલિની બેસતી. બધી ખુલ્લી બારીઓમાંથી ઓરડામાં

ખુલ્લો પ્રકાશ આવતો, અને તે પ્રકાશ વડે, આકાશ વડે, વાયુ વડે તે પોતાના અંતઃકરણને નવડાવી લેતી. અન્નદાબાબુ સંપૂર્ણ રીતે હેમનલિનીને સાથ આપી શકતા નહિ; પરંતુ નિયમપાલન વડે હેમનલિનીના મુખ ઉપર જે એક પ્રકારના સંતોષનું તેજ જોવામાં આવતું, તે જોઈ ને વૃદ્ધનું મન સ્નિગ્ધ બની જતું. હવેથી નલિનાક્ષ આવતો ત્યારે હેમનલિનીના આ ઓરડામાં જમીન ઉપર બેસીને જ તે ત્રણે જણાંની વાતચીત ચાલતી.

યોગેન્દ્રે એકદમ બળવો કર્યોઃ " આ બધું શું ચાલે છે ? તમે બધાંએ મળીને ઘરને છેક પવિત્ર બનાવી મૂક્યું—મારા જેવા માણસને તો અહીં પગ મેલવાની જગા રહી નથી. "

પહેલાં હોત તો યોગેન્દ્રની મશ્કરીથી હેમનલિની ખૂબ શરમાઈ જાત—હવે અન્નદાબાબુ યોગેન્દ્રના શબ્દોથી મહીંમહીંથી ચિડાઈ જાય છે, પણ હેમનલિની નલિનાક્ષની સાથે ભળી જઈ શાંત સ્નિગ્ધભાવે હસ્યા કરે છે. હવે તેને એક ચોક્કસ નિશ્ચિત આધાર મળી ગયો હતો. એ સંબંધે શરમાવું એ તેને નબળાઈ લાગતી. લોકો તેનાં અત્યારનાં બધાં આચરણને વિચિત્ર માની તેની મશ્કરી કરતા હતા, એ તે જાણતી હતી—પણ નલિનાક્ષ પ્રત્યેની તેની શ્રદ્ધા અને ભક્તિએ એ બધું ઢાંકી દીધું હતું. એટલે લોકો આગળ તે હવે શરમાતી નહોતી.

એક દિવસ હેમનલિની સવારે સ્નાન કર્યા પછી ઉપાસના પૂરી કરી તેના એકાંત ઓરડામાં બારી સામે સ્તબ્ધ થઈ ને બેઠી હતી, એવામાં એકાએક અન્નદાબાબુ નલિનાક્ષને લઈ ને ત્યાં આવી પહોંચ્યા. હેમનલિનીનું હૃદય તે વખતે પરિપૂર્ણ હતું. તેણે તરત જ ભોંયે પડીને પહેલાં નલિનાક્ષને અને પછી પોતાના બાપને પ્રણામ કરી ચરણરજ લીધી. નલિનાક્ષ સંકોચાઈ ગયો. અન્નદાબાબુ બોલ્યાઃ " ગભરાશો નહિ નલિનબાબુ, હેમે પોતાની ફરજ જ બજાવી છે. "

સામાન્ય રીતે આટલો વહેલો નલિનાક્ષ અહીં આવતો નહોતો, એટલે વિશેષ ઉત્સુકતાપૂર્વક હેમનલિનીએ તેના મોં તરફ જેયું. નલિનાક્ષ બોલ્યો: "કાશીથી માના ખબર આવ્યા છે. તેમનું શરીર બરાબર સારું રહેતું નથી. એટલે આજે સાંજની ગાડીમાં કાશી જવાનું નક્કી કર્યું છે. દિવસ છતાં બને ત્યાં સુધી મારે બધાં કામ પતાવી લેવાં જેઈએ, એટલે અત્યારે તમારી પાસે વિદાય લેવા આવ્યો છું."

અન્નદાબાબુએ કહ્યું: "શું કહ્યું? તમારાં મા માંદાં છે! ભગવાન કરે ને તેઓ ઝટ સાજાં થઈ જાય. આ થોડા દિવસમાં તમારો અમને જે લાભ મળ્યો છે, તેનો બદલો અમે કોઈ કાળે વાળી શકવાનાં નથી."

નલિનાક્ષે કહ્યું: "તમે ચોક્કસ માનજે કે તમારે લીધે મને પણ ખૂબ ફાયદો થયો છે. પડોશીને કરવી જેઈતી બધી મદદ સહાય તો તમે કરી છે જ, તે ઉપરાંત જે ગભીર તત્ત્વોનો હું એકલો જ મનમાં ને મનમાં વિચાર કર્યા કરતો હતો, તેને તમે તમારી શ્રદ્ધા વડે નવું તેજ અપ્યું છે. મારી ભાવના અને સાધના તમારાં જીવનનું અવલંબન પામીને મારે માટે બમણાં આશ્રયરૂપ થઈ પડયાં છે. બીજા માણસના હૃદયના સહકારથી સાર્થકતા કેટલી સહેલાઈથી મળી શકે છે, તે હું બરાબર સમજવા પામ્યો છું."

અન્નદાએ કહ્યું: "અમને કશાકની ખૂબ જરૂર હતી, પણ તે કશુંક શું હશે એ અમે જાણતાં નહોતાં—બરાબર એ જ વખતે કોણ જાણે કયાંથી તમો આવી મળ્યા, અને અમને સમજાઈ ગયું, કે તમારા વિના અમને ચાલત નહિ. અમે છેક એકલવાયાં છીએ, અમે કોઈ ને ત્યાં ઝાઝાં જતાંઆવતાં નથી. કોઈ સભામાં જઈ કોઈનું ભાષણ સાંભળવાનો અમને બિલકુલ શોખ નથી, એમ અમે કહીએ તોય ચાલે. કદાચ હું કોઈ વાર જાઉં, પણ હેમ

કદી ચસકતી નથી. પણ ખૂબ નવાઈની વાત છે, કે તે દિવસે યોગેન્દ્રને મોઢે તમો ભાષણ કરવાના છો એવી ખબર મળી એટલે તરત જ અમો બંને જણ ત્યાં આવી પહોંચ્યાં. આવું કદી બન્યું નથી. આ બધું યાદ રાખજો, નલિનીબાબુ! આ ઉપરથી તમારે એટલું સમજવાનું કે તમારી અમારે ખૂબ જ જરૂર છે, નહિ તો આવું બનત જ નહિ. અમે તમારે માથે બોજા જેવાં છીએ."

નલિનાક્ષઃ તમે પણ એટલું યાદ રાખજો, કે તમારા સિવાય બીજા કોઈ આગળ મેં મારા જીવનની ખાનગી વાત કહી નથી. સત્ય પ્રગટ કરી શકાય, એ જ સત્ય સંબંધે છેલ્લી તાલીમ છે. એ સત્યને પ્રગટ કરવાનું અત્યાવશ્યક કાર્ય તમારી દ્વારા જ હું કરી શક્યો છું. એટલે તમારી મને કેટલી જરૂર હતી, તે પણ તમો કદી ભૂલી ન જશો.

હેમનલિની કશું બોલી નહોતી; બારીમાં થઈ ને તડકો આવી જમીન ઉપર પડેલો હતો, તેના તરફ જોઈ તે મૂંગે મોઢે બેઠેલી હતી. જ્યારે નલિનાક્ષને ઊઠવાનો વખત થયો ત્યારે તેણે કહ્યુંઃ "તમારાં માની તબિયત કેમ રહે છે, તેના સમાચાર અમને લખતા રહેજો."

નલિનાક્ષ ઊભો થયો કે તરત જ હેમનલિનીએ ફરીથી તેને ભોંય પડી પ્રણામ કર્યાં.

# ૪૪

હમણાં થોડા દિવસથી અક્ષય જણાતો નહોતો. નલિનાક્ષ કાશી ચાલ્યો ગયો એટલે આજે તે યોગેન્દ્રની સાથે અન્નદાબાબુના ચાના ટેબલ પર જણાયો. અક્ષયે મનમાં ને મનમાં નક્કી કર્યું હતું કે રમેશની સ્મૃતિ હેમનલિનીના મનમાં કેટલી જાગ્રત છે, તેનું માપ કાઢવા માટે અક્ષય પ્રત્યેનો તેનો અણગમો જોવો જોઈએ. આજે તેણે જોયું કે હેમનલિનીનું મોં પ્રશાંત હતું. અક્ષયને જોતાં તેના મોઢાનો ભાવ લગારે બદલાયો નહિ. સ્વાભાવિક પ્રસન્નતાપૂર્વક તેણે કહ્યું: " આપ આજ સુધી કેમ દેખાતા નહોતા ? "

અક્ષયે કહ્યું: " અમે શું રોજ જોવા જેવા છીએ ? "

હેમનલિનીએ હસીને કહ્યું: " એવી લાયકાત ન હોય ત્યાં સુધી મળવામૂકવાનું બંધ કરવાનો વિચાર કરતા હો, તો અમારે ઘણાં જણે એકાંતવાસ લેવો પડે."

યોગેન્દ્ર: અક્ષયે પોતે એકલા વિનય કરીને બહાદુરી મારવાનો વિચાર રાખ્યો હતો. પણ હેમે તેને પણ હરાવ્યો અને આખી માણસજાતની વતી વિનય કરી લીધો. પણ મારે આ

સંબંધે થોડું કહેવાનું છે. અમારા જેવા સાધારણ માણસો જ હંમેશ જોવાલાયક હોય છે. અને જેઓ અસાધારણ હોય છે, તેઓને કોઈક વાર જવલ્લે જ જોવા એ સારું છે, એથી વધારે તો ભારે પડે. એટલા માટે જ તેઓ વનમાં, પર્વતોમાં અને ગુફાઓમાં ફરતા ફરે છે. લોકવસ્તીમાં જો તેઓ કાયમના રહેવા માંડે તો અક્ષય–યોગેન્દ્ર જેવા તદ્દન સામાન્ય માણસોને વનમાં ચાલ્યા જવું પડે.

યોગેન્દ્રના શબ્દોમાં જે દંશ હતો, તે હેમનલિનીને ભોંકાયો. કશો જવાબ દીધા વગર ત્રણ પ્યાલા ચા તૈયાર કરી તેણે અન્નદા, અક્ષય અને યોગેન્દ્ર આગળ મૂકી. યોગેન્દ્રે કહ્યું: "તું ચા નથી પીવાની કે શું?"

હેમનલિની સમજી ગઈ કે આ વખતે યોગેન્દ્રને મોઢે કઠણ શબ્દો સાંભળવા પડશે, તોપણ તે શાંત દઢતાપૂર્વક બોલી: "ના, મેં ચા છોડી દીધી છે."

યોગેન્દ્ર: "હવે રીતસર તપસ્યા શરૂ થઈ ગઈ લાગે છે! ચાનાં પાંદડામાં પૂરતું આધ્યાત્મિક તેજ નહિ હોય, બધું હરડેમાં જ ભરાઈ બેઠું હશે? શી આફત છે! હેમ, એ બધું જવા દે! એક પ્યાલો ચા પીતાં જ જો તારી યોગસમાધિમાં ભંગ પડતો હોય, તો છો પડતો,—આ દુનિયામાં ખૂબ મજબૂત વસ્તુ પણ ટકતી નથી. આવી ભંગુર વસ્તુ સાથે સમાજમાં ફરવું બિલકુલ અશક્ય છે.

એમ કહીને યોગેન્દ્રે ઊઠીને પોતાને હાથે બીજો એક પ્યાલો ચા તૈયાર કરી હેમનલિનીની આગળ મૂકી. તેણે તેને હાથ અડાડ્યા વિના જ અન્નદાબાબુને કહ્યું: "બાપુ, કેમ આજે ફક્ત ચા જ લીધી? બીજું કશું લેવું નથી?"

અન્નદાબાબુનો અવાજ અને હાથ કંપવા લાગ્યા: "બહેન, હું સાચું કહું છું, એ ટેબલ ઉપર કશું ખાવાનું મને ભાવતું નથી. યોગેન્દ્રના શબ્દ ઘણી વાર થયાં હું મૂંગોમૂંગો સાંભળવાનો પ્રયત્ન કરું છું. હું જાણું છું કે મારા શરીરની અને મનની આ સ્થિતિમાં હું કંઈ બોલવા જતાં કંઈ બોલી બેસું છું—આખરે મારે પસ્તાવું પડશે."

હેમનલિની તેના પિતાની ખુરશીની પાસે આવી ઊભી રહી બોલી: "બાપુ, તમો ગુસ્સો ન કરશો! મોટાભાઈ મને ચા પિવડાવવા માગે છે, એ તો સારું જ છે—એમાં કંઈ જ ખોટું લાગતું નથી. ના, બાપુ, તમારે ખાવું પડશે. ભૂખે પેટે ચા પીઓ છો તો તમે માંદા પડો છો, એ હું જાણું છું."

એમ કહીને હેમ ખાવાનું નાનું વાસણ પોતાના બાપની સામે ખેંચી લાવી. અન્નદા ધીમેધીમે ખાવા લાગ્યા.

હેમનલિની પોતાની ખુરસી ઉપર પાછી આવી યોગેન્દ્રે તૈયાર કરેલી ચાના પ્યાલામાંથી ચા પીવા તૈયાર થઈ. અક્ષય એકદમ ઊભો થઈ જઈ બોલ્યો: "માફ કરજો, એ પ્યાલો મને આપવો પડશે, મારો પ્યાલો પૂરો થઈ ગયો છે."

યોગેન્દ્રે ઊઠીને આવીને હેમનલિનીના હાથમાંથી પ્યાલો ખેંચી લીધો અને અન્નદાને તેણે કહ્યું: "મારી ભૂલ થઈ છે, મને માફ કરો."

અન્નદા તેનો કશો પણ જવાબ દઈ શક્યા નહિ. જોતજોતામાં તેમની બંને આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

યોગેન્દ્ર અક્ષયને લઈને ધીમે રહીને ઓરડામાંથી ખસી ગયો. અન્નદાબાબુ આહાર કરી ઊઠી હેમનલિનીનો હાથ પકડી ધ્રૂજતે પગલે ઉપરના ખંડમાં ગયા.

તે જ રાત્રે અન્નદાબાબુને શૂળની વેદના ઊપડી. ડાક્ટરે આવી તપાસીને કહ્યું: "એમને યકૃતમાં બગાડ થયો છે. હજી રોગ વધી નથી ગયો. અત્યારે પશ્ચિમમાં કોઈ સારી જગ્યાએ વરસ છ મહિના રહી આવશો તો શરીર સુધરી જશે."

વેદના મટી ગઈ અને ડાક્ટર ચાલ્યો ગયો, એટલે અન્નદાબાબુએ કહ્યું: "હેમ, ચાલ, બહેન, આપણે થોડા દિવસ કાશી જઈને જ રહીએ."

બરાબર એકીવખતે હેમનલિનીના મનમાં પણ એ જ વિચાર આવ્યો હતો. નલિનાક્ષ ચાલ્યો ગયો ત્યારથી જ પોતે પોતાની સાધનામાં નબળી પડતી જતી હોય એમ હેમને લાગવા માંડ્યું હતું. નલિનાક્ષની હાજરી જ જાણે હેમનલિનીની બધી આહ્નિક ક્રિયાઓને દૃઢ આધાર આપતી હતી. નલિનાક્ષની મુખમુદ્રામાં જ એક પ્રકારની સ્થિર નિષ્ઠા અને પ્રશાંત પ્રસન્નતાનું તેજ હતું, તે જ હેમનલિનીની શ્રદ્ધાને હમેશાં વિકસાવી રાખતું હતું. નલિનાક્ષની ગેરહાજરીમાં તેના ઉત્સાહમાં જાણે એક પ્રકારની મ્લાન છાયા આવી પડી હતી એટલે જ આજે આખો દિવસ હેમનલિની નલિનાક્ષે કહેલાં બધાં અનુષ્ઠાનો ખૂબ જોરપૂર્વક અને વધારેપડતા આગ્રહથી પાળી રહી હતી. પણ થાક ચડી જવાને લીધે એવી નિરાશા વ્યાપી ગઈ હતી, કે તેનાથી આંસુ ખાળી શકાયાં નહિ. ચાના ટેબલ ઉપર તે દૃઢતાપૂર્વક આતિથ્ય કરવા મંડી પડી હતી, પણ તેના મન ઉપર એક બોજો ચડી બેઠેલો હતો. ફરી વાર તેના ઉપર તેની પેલી પૂર્વસ્મૃતિની વેદનાએ બમણા વેગથી આક્રમણ કર્યું હતું. ફરીથી તેનું મન જાણે ઘરબારહીણું હોય, આશ્રયવિનાનું હોય એમ હાહાકાર કરવા તૈયાર થઈ ગયું હતું. એટલે જ્યારે તેણે કાશી જવાની સૂચના સાંભળી ત્યારે તે એકદમ બોલી ઊઠી: "બાપુ, એ જ સારું પડશે!"

બીજે દિવસે કંઈક તૈયારી ચાલી રહી છે, એ જોઈ ને યોગેન્દ્રે પૂછ્યું: "શું છે, આ ધમાલ શી છે?"

અન્નદાએ કહ્યું: "અમે પશ્ચિમમાં જઈએ છીએ."

યોગેન્દ્રે પૂછ્યું: "પશ્ચિમમાં ક્યાં?"

અન્નદાએ કહ્યું: "ફરતાં ફરતાં કોઈ એકાદ જગ્યા પસંદ કરી લઈશું." તેઓ કાશી જતા હતા, એ વાત એકદમ યોગેન્દ્રને કહેતાં તેમને સંકોચ થયો.

યોગેન્દ્રે કહ્યું: "પણ મારાથી આ વખતે તમારી સાથે અવાશે નહિ. મેં પેલી હેડમાસ્તરની જગ્યાને માટે અરજી મોકલી દીધી છે, તેના જવાબની રાહ જોઉં છું।"

## ૪૫

રમેશ સવારમાં જ અલ્લાહાબાદથી ગાજિપુર પાછો આવ્યો. તે વખતે રસ્તામાં ઝાઝાં માણુસો નહોતાં, અને ઠંડીની જડતાને લીધે રસ્તાની બાજુમાં આવેલાં ઝાડો જાણે પાંદડાંમાં ઢબૂરાઈને અકડાઈને ઊભાં હતાં. મોહોલ્લાનાં ઘરો ઉપર ત્યારે પણ એક ઝાંખું ધુમ્મસ ઈંડા ઉપર શાંત બેઠેલા રાજહંસની પેઠે સ્થિર થઈને પથરાયેલું હતું. એવા નિર્જન રસ્તા ઉપર થઈને ગાડીમાં એક મોટા જાડા ઓવરકોટની નીચે રમેશની છાતી ચંચળ હૃદયના ધબકારાથી વારંવાર ઊંચીનીચી થતી હતી.

બંગલાની બહાર ગાડી ઊભી રખાવી રમેશ ઊતર્યો. તેણે ધાર્યું કે ગાડીનો અવાજ કમલાએ જરૂર સાંભળ્યો હશે;—અવાજ સાંભળીને તે કદાચ ઓટલા ઉપર આવી ઊભી હશે. પોતાને હાથે કમલાના ગળામાં પહેરાવવાને માટે અલ્લાહાબાદથી રમેશ એક કીમતી નેકલેસ ખરીદી લાવ્યો હતો—તેની ડબ્બી રમેશે પોતાના ઓવરકોટના ખીસામાંથી બહાર કાઢી.

બંગલા આગળ આવીને રમેશે જોયું તો બિષણુ નોકર ઓટલા ઉપર સૂઈને બેધડક ઊંઘતો હતો. ઘરનાં બારણાં બંધ હતાં.

દુઃખિત ચહેરે રમેશે થંભીને ઊભા રહી જરા મોટેથી બૂમ મારીઃ "બિષણુ !" તેણે ધાર્યું કે આ બૂમથી ઘરની અંદરની ઊંઘ પણ ઊડી જશે. પણ આ રીતે ઊંઘ ઉડાડવાનીયે રાહ જોવી પડે છે, એ જ તેના મનમાં ખટક્યું. રમેશને અરધી રાત ઊંઘ સુધ્ધાં આવી નહોતી.

બેત્રણ બૂમે પણ બિષણુ ઊઠ્યો નહિ—આખરે ઢંઢોળીને તેને ઉઠાડવો પડ્યો. બિષણુ ઊઠી બેઠો થઈ પલવાર જડની માફક જોઈ રહ્યો. રમેશે પૂછ્યુંઃ "વહુજી ઘરમાં છે ?"

બિષણુ પહેલાં તો જાણે રમેશનું બોલવું સમજી જ ન શક્યો—ત્યારપછી એકદમ ચમકી ઊઠીને બોલ્યોઃ "હા, તેઓ ઘરમાં જ છે." એમ કહીને તેણે ફરી સૂઈ જઈ ઊંઘી જવાની તૈયારી કરી.

રમેશે બારણું ઠેલતાં જ તે ઊઘડી ગયું. અંદર જઈ ઓરડે ઓરડે શોધી વળ્યો, ક્યાંય કોઈયે નહોતું ! તોપણ એક વાર ઊંચે સાદે બૂમ પાડીઃ "કમલા !" કશો જ જવાબ ન મળ્યો. બહારના બગીચામાં લીમડા સુધી ફરી આવ્યો, રસોડામાં, ચાકરોની ઓરડીમાં, તબેલામાં ખોળી વળ્યો, ક્યાંય કમલાનો પત્તો લાગ્યો નહિ. તડકો પડી ગયો હતો, કાગડાઓ કાકા કરવા લાગ્યા હતા, અને બંગલાના કૂવામાંથી પાણી લેવા માટે માથે બેડાં થઈ મોહોલ્લાની એકબે સ્ત્રીઓ આવેલી નજરે ચડતી હતી. રસ્તાની પેલી બાજુ ઝૂંપડીના આંગણામાં કોઈ ગ્રામસ્ત્રી વિચિત્ર ઊંચે અવાજે ગીત ગાતી ગાતી ઘંટીએ ઘઉં દળવા લાગી હતી.

રમેશ બંગલામાં પાછો આવીને જુએ છે, તો બિષણુ પાછો ગાઢ ઊંઘમાં પડેલો હતો, એટલે તે વાંકો વળીને બે હાથે બિષણુને ખૂબ ઢંઢોળવા લાગ્યો. તેના નિઃશ્વાસમાંથી તાડીની સખત ગંધ આવતી હતી.

સખત ઢંઢોળાવાને લીધે બિષણુનું મગજ જરા ઠેકાણે આવ્યું, અને તે ઝટપટ ઊઠીને ઊભો થયો. રમેશે ફરી વાર પૂછ્યું: "વહુજી ક્યાં છે?"

બિષણે કહ્યું: "વહુજી તો ઘરમાં જ છે!"

રમેશ! ક્યાં છે? ઘરમાં ક્યાં છે?

બિષણુ: કાલે તો અહીં જ આવ્યાં હતાં.

રમેશ: ત્યારપછી ક્યાં ગયાં છે?

બિષણુ મોં ફાડીને રમેશના મોં તરફ જોઈ રહ્યો.

એવામાં ખૂબ પહોળી કોરનું એક પનાનું ધોતિયું પહેરી ચાદર ઉડાવતો ઉડાવતો લાલચોળ આંખોવાળો ઉમેશ આવી પહોંચ્યો. રમેશે તેને પૂછ્યું: "ઉમેશ, તારી મા ક્યાં છે?"

ઉમેશે કહ્યું: "મા તો કાલનાં અહીં જ છે!"

રમેશે પૂછ્યું: "તું ક્યાં હતો?"

ઉમેશે કહ્યું: "મને કાલે માએ સિધુબાબુને ત્યાં જાત્રા સાંભળવા મોકલ્યો હતો."

ગાડીવાળાએ આવીને કહ્યું: "બાબુ, મારું ભાડું?"

રમેશ એકદમ તે ગાડીમાં બેસીને સીધો કાકાને ઘેર પહોંચી ગયો. ત્યાં જઈને જુએ છે, તો આખા ઘરનાં માણસો ઘાંઘા બની ગયા હતાં. રમેશે ધાર્યું કે કમલાને કંઈક થયું હશે. પણ તેમ નહોતું. કાલે સાંજ પછી થોડી જ વારે ઉમા એકાએક ખૂબ ચીસ પાડી રડવા લાગી અને તેનું મોં લીલું અને હાથપગ ઠંડા થઈ ગયા હતા એટલે બધાં ખૂબ ગભરાઈ ગયાં હતાં. તેની સારવાર કરવામાં જ આખું ઘર ધમાલમાં પડયું હતું. આખી રાત કોઈ ઊંઘવા પામ્યું નહોતું.

રમેશે માન્યું કે ઉમી માંદી પડી એટલે જરૂર કાલે કમલાને

અહીં બોલાવી મંગાવી હશે. તેણે બિપિનને કહ્યું: " કમલા તો ત્યારે ઉમીની ખૂબ ચિંતા કરતી હશે ! "

કમલા કાલે રાતે અહીં આવી હતી કે નહિ, તેની બિપિનને ખબર નહોતી—એટલે તેણે રમેશની વાતમાં ટાપસી પૂરી કહ્યું: "હા, તેમનો ઉમા ઉપરનો પ્રેમ જ એવો છે, કે તેઓ ખૂબ ચિંતા કરે એ સ્વાભાવિક છે ! પણ ડાકટરે કહ્યું છે કે ચિંતા કરવાનું કંઈ કારણ નથી. "

ગમે તેમ, પણ પોતે અત્યંત ઉલ્લાસથી અને કલ્પનાના પૂરજોસમાં આવ્યો હતો. તેમાં આ વિઘ્ન આવતાં રમેશ ખૂબ મનભંગ થયો. તે વિચાર કરવા લાગ્યો કે તેમના મિલનમાં દૈવની કંઈક અડચણ છે.

એવામાં રમેશના બંગલામાંથી ઉમેશ આવી પહોંચ્યો. અહીંના અંતઃપુરમાં તે છૂટથી જઈ શકતો હતો. એ છોકરા ઉપર શૈલજાને હેત પણ હતું. ઘરમાં શૈલજાના ઓરડામાં તેને દાખલ થતો જોઈને ઉમીની ઊંઘ ભાંગવાની બીકે શૈલ ઉતાવળીઉતાવળી ઓરડામાંથી બહાર નીકળી.

ઉમેશે પૂછ્યું: " મા ક્યાં છે ? માસીબા ! "

શૈલે નવાઈ પામી કહ્યું: "કેમ, તું જ તો તેને તારી સાથે કાલે પેલે ઘેર લઈ ગયો હતો. સાંજ વીત્યાં અમારા લછમનિયાને ત્યાં મોકલવાનાં હતાં, પણ કીકી માંદી પડી એટલે રહી ગયું."

ઉમેશ મોઢું ફીકું કરીને બોલ્યો; " તે ઘેર તો તેઓ નથી ! "

શૈલ ગભરાઈને બોલી: "શું કહે છે ! કાલે રાતના તું ક્યાં હતો ? "

ઉમેશ: મને તો માએ રહેવા નહોતો દીધો. તે ઘેર જતાં જ તેમણે મને સિધુબાબુને ત્યાં જાત્રા સાંભળવા મોકલી દીધો હતો !

શૈલ: તારી અક્કલને ધન્ય છે ! બિષણુ ક્યાં હતો ?

ઉમેશ: બિષણને તો કંઈ જ ખબર નથી. કાલે તેણે ખૂબ તાડી પીધી હતી.

શૈલ: જા, જા, જલદી બાબુને બોલાવી લાવ.

બિપિન આવતાં વેંત જ શૈલે કહ્યું: “ અરે, આ શું સત્યાનાશ વળ્યું! ”

બિપિનનું મોં પૂણી જેવું થઈ ગયું. તે ગભરાઈ જઈને બોલ્યો: “ કેમ, શું થયું છે ? ”

શૈલ: કમલ કાલે તે બંગલે ગઈ હતી, પણ ત્યાં તો તે છે નહિ!

બિપિન: તે કાલે રાતે અહીં નહોતાં આવ્યાં ?

શૈલ: ના! ઉમી માંદી પડી છે, એટલે લાવ બોલાવું એવો મને વિચાર આવ્યો હતો, પણ માણસ મળે તો કે! રમેશબાબુ આવ્યા છે શું ?

બિપિન: કદાચ બંગલામાં નહિ જોઈ હોય એટલે તેમણે માન્યું હશે કે કમલા અહીં જ છે. તેઓ તો આપણે ઘેર જ આવ્યા છે.

શૈલ: જાઓ, જાઓ, જલદી જાઓ, તેમને લઈને શોધ કરો! ઉમી હમણાં ઊંઘે છે. તે તો સારી છે.

બિપિન અને રમેશ ફરી તે જ ગાડીમાં બેસીને બંગલે પાછા ગયા, અને બિષણની પૂંઠે પડ્યા. ખૂબ મહેનતે સાંધાટેભા કરતાં જે કંઈ ખબર મળી તે આ હતી:

કાલે પાછલે પહોરે કમલા એકલી ગંગાકાંઠે જતી હતી. બીષણે તેની સાથે જવા કહ્યું હતું, પણ કમલાએ તેના હાથમાં એક રૂપિયો આપી તેને ના પાડી પાછો કાઢ્યો. તે પહેરો ભરવા માટે બાગના દરવાજા પાસે બેઠો હતો. એવામાં ઝાડ પરથી તરત જ ભરેલ ફીણવાળી તાડીના દોરિયા કાવડમાં લઈને

તાડીવાળાઓ તેના મોં આગળ થઈને જતા હતા, ત્યાર પછી દુનિયામાં શું થયું, તેનો બિષણુને સ્પષ્ટ ખ્યાલ નહોતો ! તેણે જે રસ્તે થઈને કમલાને ગંગા તરફ જતી જોઈ હતી તે રસ્તો બિષણે બતાવ્યો.

તે રસ્તે ઝાકળથી ભીનાં થયેલાં ડાંગરનાં ખેતરોમાં થઈને રમેશ, બિપિન અને ઉમેશ કમલાની શોધમાં ચાલ્યા. ઉમેશ બચ્ચું ખોવાઈ ગયું હોય એવાં શિકારી પ્રાણીની પેઠે ચારે કોર દૃષ્ટિ ફેંકવા લાગ્યો. ગંગાને કિનારે આવીને ત્રણે જણ જરા ઊભા રહ્યા. ત્યાં ચારે દિશા ખુલ્લી હતી. ભૂખરી રેતી સવારના તાપમાં દૂર-દૂર વિસ્તરેલી હતી. ક્યાંય કોઈ નજરે ન પડ્યું ! ઉમેશે ઊંચે સાદે બૂમ પાડીઃ "મા, ઓ મા, મા ક્યાં છો ?"—સામા કાંઠાના દૂરના ઊંચા કિનારેથી પડઘો પાછો આવ્યો—કોઈએ જવાબ ન આપ્યો.

શોધતાં શોધતાં ઉમેશે દૂર કંઈક ધોળુંધોળું જોયું. એકદમ પાસે આવીને જુએ છે તો બિલકુલ પાણી પાસે જ ચાવીનો એક ઝૂમખો રૂમાલમાં બાંધેલો પડ્યો હતો. "શું છે, એ શું છે ?" કરતો રમેશ પણ આવી પહોંચ્યો. જુએ છે તો કમલાનો જ ચાવીનો ઝૂમખો હતો.

જ્યાં ચાવીનો ઝૂમખો પડ્યો હતો, ત્યાં રેતીના કિનારાની કોરે કાંપ ઠરેલો હતો. તે કાળી માટી ઉપર થઈને ગંગાનાં પાણી સુધી બે નાના પગનાં પગલાં પડેલાં હતાં. થોડાં પાણીમાં કંઈક ચળકતું હતું, તે રમેશની નજરે પડ્યા વગર રહ્યું નહિ. તેણે તે એકદમ ઉપાડી લીધું અને જુએ છે, તો સોના ઉપર મીનો કરેલું એક નાનું બ્રોચ હતું—એ રમેશે જ ભેટમાં આપેલું હતું.

આ પ્રમાણે બધાં જ ચિહ્નો જ્યારે ગંગાનાં પાણી તરફ જ આંગળી કરવા લાગ્યાં, ત્યારે ઉમેશથી રહેવાયું નહિ—"ઓ મા"

કરીને બૂમ પાડતાંકને તેણે પાણીમાં ઝંપલાવી મૂકયું. એ જગ્યાએ પાણી વધારે હતું નહિ— ઉમેશ વારંવાર ગાંડાની માફક ડૂબકીઓ મારી તળિયામાં ફંફોસવા લાગ્યો. પાણી બધું ડોળી નાખ્યું.

રમેશ જડની પેઠે ઊભો રહ્યો. બિપિન બોલ્યોઃ 'ઉમેશ! તું શું કરે છે? બહાર નીકળી આવ.'

ઉમેશ મોઢાવાટે પાણી કાઢતો કાઢતો બોલવા લાગ્યોઃ " મારે બહાર નથી નીકળવું! ઓ મા, તમે મને આમ નહિ નાખી જઈ શકો!'

બિપિન ગભરાઈ ગયો. પણ ઉમેશ પાણીનાં માછલાંની પેઠે તરી શકતો હતો—તેને માટે પાણીમાં આત્મહત્યા કરવી ખૂબ મુશ્કેલ વસ્તુ હતી. તે ખૂબ હાંફતો હાફતો થાકીને લોથ થઈને કાંઠે આવી રહ્યો, અને રેતીમાં લોટી પડી રડવા લાગ્યો.

બિપિને સ્તબ્ધ રમેશને અડીને કહ્યું: " રમેશબાબુ, ચાલો! અહીં ઊભા રહેવાથી શું વળવાનું છે! એક વાર પોલીસને તો ખબર આપીએ. તે લોકો બધી તપાસ કરશે!"

શૈલજાના ઘરમાં તે દિવસે ભોજન અને નિદ્રા ઊડી ગયાં અને રડવાનો શોર જાગ્યો. નદીમાં માછીઓ હોડી લઈને ખૂબ દૂર સુધી જાળ ખેંચતા ખેંચતા ફરી આવ્યા. પોલીસ ચોગરદમ તપાસ કરવા લાગ્યા. સ્ટેશને જઈને ખાસ ખબર કાઢી, પણ કમળાના જેવી કોઈ બંગાળી બાઈ તે રાત્રે ગાડીમાં બેઠી નહોતી.

તે જ દિવસે પાછલે પહોરે કાકા આવી પહોંચ્યા. કેટલાક દિવસ થયાં કમલાનું આચરણ કેવું થઈ ગયું હતું તે અને આખી વાત પહેલેથી તે છેલ્લે સુધી સાંભળ્યા પછી તેમને લગારે શંકા રહી નહિ કે કમલા ગંગાનાં પાણીમાં ડૂબી આપઘાત કરીને મરી ગઈ છે.

લછમનિયાએ કહ્યું: " એટલા માટે જ કીકીએ કાલે રાતે વગર કારણે રડી રડીને ભારે ધાંધલ મચાવી મૂકી હતી—એને સારી રીતે ઝાડાપીછી કરાવવી જોઈએ. "

રમેશનું અંતર જાણે સુકાઈ ગયું—તેમાં આંસુનું ટીપુંયે રહ્યું નહોતું. તે બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો: " એક દિવસ આ કમલા આ ગંગાનાં પાણીમાંથી નીકળીને મારી પાસે આવી હતી, પાછી પૂજાના પવિત્ર ફૂલની માફક આજે આ ગંગાનાં પાણીમાં જ અંતરર્ધાન થઈ ગઈ. "

જ્યારે સૂર્ય આથમી ગયો, ત્યારે રમેશ ફરી તે જ ગંગાને કાંઠે આવ્યો—જ્યાં ચાવીનો ઝૂમખો પડ્યો હતો. ત્યાં ઊભાં રહી પેલાં પગલાંને એકીટશે જોઈ રહ્યો—ત્યાર પછી કાંઠે બૂટ કાઢી નાખી ધોતિયું ઊંચું કરી થોડાં પાણી સુધી અંદર ઊતર્યો, અને ડબ્બીમાંથી પેલો નવો નેકલેસ બહાર કાઢી આઘે પાણીમાં ફેંકી દીધો.

રમેશ ક્યારે ગાજિપુરથી ચાલ્યો ગયો, તેની ખબર લેવા જેટલી કાકાને ઘેર કોઈને સ્વસ્થતા નહોતી.

## ૪૬

હવે રમેશની આગળ કશું કામ રહ્યું નહિ. તેને એમ લાગવા માંડયું કે હવે આ જીવનમાં હું કશું કામ કરવાનો નથી, અને ક્યાંય સ્થાયી થઈ ને બેસી શકવાનો નથી. હેમનલિનીની તેને બિલકુલ યાદ જ નહોતી આવી એમ નહિ, પણ તેણે તેને ખસેડી કાઢી હતી. તે મનમાં ને મનમાં બોલ્યો હતો—મારા જીવનમાં જે ભયંકર બનાવનો આઘાત લાગ્યો છે, તેણે મારે માટે સંસારને અયોગ્ય બનાવી દીધો છે. જે ઝાડ ઉપર વીજળી પડી હોય તેણે પ્રફુલ્લ ઉપવનમાં સ્થાન પામવાની આશા શું કામ રાખવી?

રમેશ ભટકવા માટે નીકળી પડયો. કોઈ પણ એક જગ્યાએ વધારે દિવસ રહ્યો નહિ. તેણે ગાડીમાં બેસીને કાશીના ઘાટની શોભા નિહાળી, તે દિલ્હીમાં કુતુબમિનાર ઉપર ચડયો, આગ્રા જઈને ચાંદની રાતે તાજ જોઈ આવ્યો. અમૃતસરનો ગુરુદરબાર જોઈ રાજપૂતાનામાં આબુપર્વત ઉપરનાં દહેરાં જોવા ગયો—આમ ને આમ રમેશે પોતાના શરીરને કે મનને લગારે વિશ્રાંતિ ન આપી.

આખરે ભમી ભમીને થાકેલા આ યુવકનું અંતઃકરણ રાત-દિવસ ઘરની ઝંખના કરવા લાગ્યું. તેના મનમાં એક શાંતિપૂર્ણ

ઘરની અતીત સ્મૃતિ અને એક સંભવ પર ઘરની સુખમય કલ્પના વારેવારે જાગવા લાગી! આખરે એક દહાડો તેનું શોકકાળ ગાળવાનું ભ્રમણ એકાએક પૂરું થઈ ગયું, અને તે એક મોટો ઊંડો નિસાસો નાખી કલકત્તાની ટિકિટ લઈ ગાડીમાં ચડી બેઠો.

કલકત્તા પહોંચ્યા પછી રમેશ પેલી કલુટોલાની ગલીમાં એકદમ ન જઈ શક્યો. ત્યાં જઈને તે શું જોવા પામશે, શું સાંભળશે એનું કાંઈ ઠેકાણું નહોતું! તેના મનમાં વારેવારે એક આશંકા થવા લાગી, કે ત્યાં કંઈક ભારે ફેરફાર થઈ ગયો હશે. એક દહાડો તો તે ગલીના નાકા સુધી જઈને પાછો આવ્યો. બીજે દિવસે સાંજે રમેશે જોર કરીને પોતાની જાતને તે ઘર આગળ હાજર કરી. જુએ છે તો ઘરનાં બધાં બારીબારણાં બંધ હતાં,—અંદર કોઈ માણસ હોય એવું ચિહ્ન જણાયું નહિ. તો-પણ પેલો સુખન નોકર સૂના ઘરની ચોકી કરતો હશે માની રમેશે નોકરને બૂમ પાડી. કેટલીક વાર બારણાં ખખડાવ્યાં. કોઈએ જવાબ ન આપ્યો. પડોશી ચંદ્રમોહન પોતાના ઘરની બહાર બેસીને હૂકો પીતો હતો, તે બોલ્યોઃ "કોણ છે? રમેશબાબુ કે? સારા તો છોને? એ ઘરમાં અન્નદાબાબુને ત્યાંનું હમણાં કોઈ નથી."

રમેશઃ એ લોકો ક્યાં ગયાં છે, ખબર છે?

ચંદ્રમોહનઃ એ તો હું જાણતો નથી. પણ પશ્ચિમમાં ગયાં છે એટલું જાણું છું.

રમેશઃ કોણ કોણ ગયાં છે, મશાય?

ચંદ્રઃ અન્નદાબાબુ અને તેમની દીકરી.

રમેશઃ તમને બરાબર ખબર છે કે તેમની સાથે બીજું કોઈ ગયું નથી?

ચંદ્રઃ હા, બરાબર ખબર છે. જતી વખતે પણ અમે મળ્યા હતા.

આ પછી રમેશને ધીરજ ન રહી—તે બોલ્યોઃ "મને એક જણ પાસેથી ખબર મળી છે કે નલિનબાબુ કરીને એક બાબુ તેમની સાથે ગયા છે."

ચંદ્રઃ ખોટી ખબર મળી છે. નલિનબાબુ તમારા પેલા ઘરમાં જ થોડા દિવસ રહ્યા હતા. એ લોકો ગયાં તેના બેચાર દિવસ પહેલાં જ તેઓ કાશી ચાલ્યા ગયા હતા.

રમેશે પછી આ નલિનબાબુનું વર્ણન પ્રશ્નો પૂછી પૂછીને ચંદ્રમોહન પાસેથી કઢાવ્યું. એનું નામ નલિનાક્ષ ચટ્ટોપાધ્યાય હતું. એવું સાંભળવામાં આવ્યું છે, કે એ પહેલાં રંગપુરમાં ડાકટરનો ધંધો કરતા હતા, પણ હમણાં માને લઈને કાશીમાં જ રહે છે. રમેશ થોડી વાર સ્તબ્ધ બની ગયો. પછી તેણે પૂછ્યુંઃ "યોગેન અત્યારે ક્યાં છે, કહી શકશો ?"

ચંદ્રમોહને ખબર આપી કે યોગેન્દ્ર મયમનસિંગના એક જમીનદારે સ્થાપેલી હાઈસ્કૂલનો હેડમાસ્તર નિમાઈને બિશાઈપુર ગયો છે.

ચંદ્રમોહને પૂછ્યુંઃ "રમેશબાબુ, તમે ઘણા દિવસ થયાં દેખાતા નહોતા—આજ સુધી તમે ક્યાં હતા ?"

રમેશને હવે છૂપું રાખવાનું કાંઈ કારણ ન લાગ્યું—તેણે કહ્યુંઃ "પ્રૅક્ટિસ કરવા ગાજિપુર ગયો હતો."

ચંદ્રઃ ત્યારે હવે તમે ત્યાં જ રહેવાના છો ?

રમેશઃ ના, ત્યાં રહેવાનું ન બની શક્યું. હવે ક્યાં જવું કંઈ નક્કી કર્યું નથી.

રમેશના ગયા પછી થોડી જ વારમાં અક્ષય આવી પહોંચ્યો. યોગેન્દ્ર ચાલ્યા જતી વખતે અવારનવાર તેમના ઘરની દેખરેખ રાખવાનો

ભાર અક્ષયને સોંપી ગયો હતો. અક્ષય જે જવાબદારી સ્વીકારે તે પાળવામાં કદી શિથિલતા રાખતો નહિ—એટલે તે અચાનક ગમે ત્યારે આવીને જોઈ જતો કે ઘરના બે નોકરોમાંથી એક પણ જણુ હાજર રહીને ખબરદારી રાખે છે કે નહિ.

ચંદ્રમોહને તેને કહ્યું: " રમેશબાબુ હમણાં થોડીવાર ઉપર જ અહીંથી ગયા."

અક્ષયઃ શું કહો છો ? શું કરવા આવ્યા હતા ?

ચંદ્રઃ એ તો ખબર નથી. મારી પાસે અન્નદાબાબુના ઘરની બધી ખબર જાણી લીધી. એવા દૂબળા પડી ગયા છે કે એકદમ ઓળખાય પણ નહિ—જો તેમણે નોકરને બોલાવ્યો ન હોત તો હું તો ઓળખી જ શકત નહિ.

અક્ષયઃ હમણાં ક્યાં રહે છે, ખબર પડી ?

ચંદ્ર : આટલા દિવસ ગાજિપુર હતા—હવે ત્યાંથી ઘર ઉપાડી આવ્યા છે, ક્યાં રહેવું તે કાંઈ નક્કી કરી શકયા નથી.

અક્ષય બોલ્યો : " ઓહ ! " એટલું બોલીને તેણે પોતાના કામમાં ચિત્ત પરોવ્યું.

રમેશ મુકામે પાછો આવીને વિચાર કરવા લાગ્યો—" વિધિએ આ શું કૌતુક માંડયું છે ! એક તરફ મારી સાથે કમલાનું અને બીજી તરફ નલિનાક્ષની સાથે હેમનલિનીનું આ મિલન તદ્દન નવલકથાની વાત જેવું લાગે છે—અને તે પણ વળી ખરાબ રીતે લખેલી નવલકથાની ! આમ તદ્દન ઊલટપાલટ સંબંધ જોડી દેવાનું તો વિધિ સમા બેપરવા રચનારને જ શોભે—સંસારમાં તે એવા અદ્ભુત બનાવો બનાવે છે, કે કોઈ ભીરુ લેખક કાલ્પનિક નવલકથામાં જે લખવાની હિંમતે ન કરે." અને, રમેશે વિચાર કર્યો. પણ "હવે હું મારા જીવનની સમસ્યાજાળમાંથી છૂટયો છું. એટલે હવે

વિધિ આ જટિલ નવલકથાના છેલ્લા પ્રકરણમાં મારે માટે ભયંકર ઉપસંહાર નહિ લખે, એવો ખૂબ સંભવ છે."

યોગેન્દ્રને બિશાઈપુરના જમીનદારના ઘરની પાસેના જ એક એકમાળના ઘરમાં વાસ મળ્યો હતો—ત્યાં રવિવારે સવારે તે વર્તમાનપત્ર વાંચતો હતો, એવામાં બજારમાંના એક માણસે તેના હાથમાં એક કાગળ આપ્યો. પરબીડિયા ઉપરના અક્ષર જોઈને જ તે નવાઈ પામી ગયો. ખોલીને જુએ છે તો રમેશે લખ્યું હતું કે તે બિશાઈપુરની એક દુકાને રાહ જોતો બેઠો છે, કંઈ ખાસ વાત કરવાની છે.

યોગેન્દ્ર એકદમ ખુરશી પરથી કૂદકો મારીને ઊભો થઈ ગયો. જોકે એક દિવસ તેને રમેશનું અપમાન કરવું પડ્યું હતું, તોપણ તે બાલમિત્રને આ દૂર દેશમાં આટલા બધા દિવસના ગાળા પછી પાછો કાઢી શક્યો નહિ. એટલું જ નહિ, પણ તેના મનમાં એક પ્રકારનો આનંદ જ થયો. ખાસ કરીને હેમનલિની ત્યાં હતી નહિ, એટલે રમેશથી કંઈ અનિષ્ટ થવાની લગારે ધાસ્તી રાખવાની જરૂર નહોતી.

કાગળ લાવનારને સાથે લઈને યોગેન્દ્ર પોતે જ રમેશની શોધમાં ઊપડ્યો. જુએ છે તો તે એક મોદીની દુકાને કેરોસીનનો એક ખાલી ડબ્બો ગોઠવી તેના ઉપર ગુપચુપ બેઠો હતો,—મોદી બ્રાહ્મણિયા હુક્કામાં તેને ચલમ ભરી આપવા તૈયાર થયો હતો, પણ ચશ્માધારી બાબુ હુક્કો પીતા નથી એવું સાંભળીને મોદીએ તેને શહેરમાં પેદા થયેલ કોઈ અદ્‌ભુત પદાર્થમાં ગણી કાઢ્યો હતો. ત્યારથી બંને વચ્ચે કોઈ પણ જાતનો ઓળખાણપરિચયનો પ્રયત્ન થયો નહોતો.

યોગેન્દ્રે ઉતાવળાઉતાવળા આવી એકદમ રમેશનો હાથ પકડી તેને ખેંચીને ઊભો કરી નાખ્યો—કહ્યું: "તારાથી તોબા!

તારો સંકોચ હજી ગયો નહિ! સીધા મારે ઘેરે આવી પહોંચવાને બદલે ખાસા રસ્તામાં મોદીની દુકાને ગોળનાં પતાસાં અને મમરાની પાપડી ભેગો આસન જમાવીને બેઠો છે!"

રમેશ ભોંઠો પડી જરા હસ્યો. યોગેન્દ્ર રસ્તામાં બેબંધ બકવા લાગ્યો, બોલ્યો: "જેને જે કહેવું હોય તે કહે, વિધિને આપણે કોઈ ઓળખતા નથી. તેમણે મને શહેરમાં ઉછેરીને આવો હિંમતબાજ બનાવ્યો તે આ ગામડાગામમાં મારા જીવને વૈતરા કરાવી મારવા સારુ?"

રમેશ ચારે કોર જોઈને બોલ્યો: "કેમ, જગ્યા તો સુંદર છે."

યોગેન્દ્ર: એટલે?

રમેશ: એટલે નિર્જન—

યોગેન્દ્ર: એટલે જ તો મારા જેવા હજી એકાદ જણને ઓછો કરી આ નિર્જન હજી ઓર વધારવા હું રાતદહાડો આતુર રહું છું.

રમેશ: ગમે તે કહે, પણ મનની શાંતિ માટે—

યોગેન્દ્ર: એ બધું મારી આગળ બોલતો નહિ,—આટલા દિવસ મનની શાંતિ ભોગવી ભોગવીને મારા પ્રાણ છેક કંઠે આવી પહોંચ્યા છે! મેં મારી શક્તિ મુજબ આ શાંતિનો ભંગ કરવામાં કચાશ રાખી નથી. એટલામાં તો સેક્રેટરી સાથે બથંબથ્થા થવાનો વખત આવ્યો છે. જમીનદારબાબુને પણ મારા મિજાજનો એવો પરિચય કરાવ્યો છે, કે તેઓ પણ મારા પર એકાએક હાથ ઉઠાવવા આવે એમ નથી! મારી પાસે અંગ્રેજી છાપામાં પોતાનાં વખાણ કરાવવાની તેમની ઇચ્છા હતી, પણ મારી ઇચ્છા જુદી જ હતી એ મેં તેમને ખૂબ જોરથી સંભળાવી દીધું. આમ છતાં હું અહીં ટકવા પામ્યો છું તે મારે ગુણે નહિ, પણ અહીંના જોઇન્ટ-

સાહેબને હું ખૂબ પસંદ પડી ગયો છું—એટલે બીકને લીધે જમીનદાર મને વિદાય કરી શકતા નથી. જે દિવસે હું ગેઝેટમાં જોઈશ કે જોઈન્ટસાહેબની બદલી થાય છે, તે દિવસે હું સમજીશ કે મારો પણ હેડમાસ્તરી–સૂર્ય બિશાઈપુરના આકાશમાંથી અસ્તમિત થયો છે. અત્યાર સુધીમાં અહીં મારે માત્ર એક જ જણ સાથે પરિચય થયો છે—મારા 'પંચ' કૂતરા સાથે. બીજા બધા મારા તરફ એવી નજરે જુએ છે કે તે નજરને તમો શુભ નજર તો કદી ન કહી શકો.

યોગેન્દ્રને મુકામે આવીને રમેશ એક ખુરસી ઉપર બેઠો. યોગેન્દ્ર બોલ્યો: "ના, બેસવાનું નથી! મને ખબર છે, કે પ્રાતઃસ્નાન કરીને તને એક ભારે કુસંસ્કાર વળગેલો છે, તે પતાવી લે. એટલામાં હું ફરી એકવાર ગરમ પાણીની કિટલી ચૂલા ઉપર ચડાવી દઉં છું! પરોણાગતને બહાને આજે બીજી વાર ચા પીવા મળશે."

આમ આહાર, વાતચીત અને આરામમાં દિવસ વીતી ગયો. રમેશ જે ખાસ વાત કરવા અહીં આવ્યો હતો, તે કહેવાનો યોગેન્દ્રે આખા દિવસમાં તેને વખત જ ન આપ્યો. સાંજ પછી વાળુથી પરવારીને કેરોસીનના અજવાળામાં બંને જણ બે ખુરસી ખેંચી લઈ ને બેઠા. નજીકમાં જ શિયાળ રડતાં હતાં, અને બહાર અંધારી રાત કંસારીના અવાજથી કંપતી હતી.

રમેશ બોલ્યો: "યોગેન, તને તો ખબર છે, કે તને શી વાત કહેવાને હું અહીં આવ્યો છું. એક દિવસ તેં મને જે પ્રશ્ન પૂછ્યો હતો, તે પ્રશ્નનો ઉત્તર આપવાનો સમય ત્યારે આવ્યો નહોતો. આજે એ ઉત્તર આપવામાં કાંઈ વાંધો નથી."

એમ કહીને રમેશ થોડી વાર શાંત થઈ ને બેસી રહ્યો. ત્યાર પછી ધીરેધીરે તેણે બધી વાત પહેલેથી તે છેલ્લે સુધી

કહી સંભળાવી. વચમાંવચમાં તેનો કંઠ રૂંધાઈ જતો હતો અને સ્વર થથરતો હતો—અવારનવાર કોઈ કોઈ ઠેકાણે તે એકબે મિનિટ ચૂપ પણ રહેતો હતો. યોગેન્દ્રે કશું પણ બોલ્યા વિના શાંત રીતે સાંભળી લીધું.

જ્યારે તે બોલી રહ્યો, ત્યારે યોગેન્દ્રે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું: "આ બધી વાત જો તે દિવસે કહી હોત, તો મને વિશ્વાસ ન આવત."

રમેશ : વિશ્વાસનું કારણ તે દિવસે જેટલું હતું તેટલું જ આજે પણ છે. એટલે તને મારી એટલી વિનંતી છે કે હું જે ગામ પરણ્યો હતો, તે ગામ તારે એક વાર આવવું પડશે. ત્યાર પછી ત્યાંથી કમલાને મોસાળ પણ તને લઈ જઈશ.

યોગેન્દ્ર : હું તો ક્યાંય એક ડગલુંયે ખસવાનો નથી—હું તો આ ખુરસી ઉપર અટલ થઈને બેઠો બેઠો તારી વાતનો અક્ષરે અક્ષર માની લઈશ. તારી બધી વાત માનવાની મને જૂની ટેવ છે,—જીવનમાં એક જ વાર એમાં અપવાદ ઊભો થયો હતો, તે માટે હું તારી માફી માગું છું.

એટલું કહીને યોગેન્દ્ર ખુરસી ઉપરથી ઊઠીને રમેશની સામે આવ્યો—રમેશ ઊઠીને ઊભો થતાં જ બંને બાલમિત્રો એક વાર પરસ્પર ભેટી પડ્યા. રમેશ રૂંધાયેલો કંઠ સાફ કરી લઈ ને બોલ્યો: "હું કોણ જાણે ક્યાંથી વિધિની આ માયાવી જાળમાં એવો ફસાઈ પડ્યો હતો, કે તેમાંથી પૂરેપૂરા સપડાઈ જવા સિવાય મને બીજો કોઈ માર્ગ જ કેમે કર્યો જડતો નહોતો. આજે હું તેમાંથી છૂટવા પામ્યો છું, અને મારે બીજાથી છૂપું રાખવા જેવું કશું જ રહ્યું નથી, એથી મારા જીવમાં જીવ આવ્યો છે. કમલાએ શું જાણીને, શું સમજીને આત્મહત્યા કરી, તે મને આજ સુધી સમજાયું નથી, અને સમજાશે એવો સંભવ પણ નથી; પણ એટલું ચોક્કસ કે

મૃત્યુએ જો અમારા બંનેના જીવનની ગાંઠ આ રીતે કાપી ન આપી હોત તો અમે બંને જાણુ કઈ દુર્ગતિએ જઈ પહોંચત તેની કલ્પના પણુ આજે મારા હૈયાને કંપાવી મૂકે છે. મૃત્યુના મુખમાંથી જે સમસ્યાનો એક દિવસ એકાએક ઉદ્દય થયો હતો, તે ફરી એક વાર એકાએક મૃત્યુના ગર્ભમાં જ વિલીન થઈ ગઈ."

યોગેન્દ્ર : કમલાએ ચોક્કસ આત્મહત્યા કરી છે, એવું તું નિઃસંદેહપણે માની બેસીશ નહિ. એ ગમે તેમ હોય, તારી બાજુ તો ચોખ્ખી થઈ ગઈ, હવે હું નલિનાક્ષનો વિચાર કરું છું.

ત્યાર પછી યોગેન્દ્ર નલિનાક્ષની પૂંઠે મંડ્યો. તે બોલ્યોઃ "હું એવાં માણસોને બરાબર સમજી શકતો નથી, અને મને જે સમજાતું નથી, તે મને ગમતું પણુ નથી. પણુ ઘણા માણસો આથી ઊલટા જ હોય છે. તેમને જે સમજાતું નથી, તે જ તેમને વધારે ગમે છે. એટલે જ મને હેમને માટે ખૂબ ચિંતા રહે છે! જ્યારે મેં જોયું કે તેણે ચા છોડી દીધી છે, માંસમચ્છી પણુ ખાતી નથી, એટલું જ નહિ પણુ મશ્કરી કરીએ તોયે પહેલાની જેમ તેની આંખો છલકાઈ જતી નથી, પણુ સહેજ મંદમંદ હસે છે, ત્યારે હું સમજી ગયો કે લક્ષણુ સારાં નથી! ગમે તેમ હો, તારી જો મદદ મળે તો તેને ઠેકાણે લાવવામાં ઘડીનોયે વિલંબ લાગવાનો નથી, એ પણુ હું ચોક્કસ જાણું છું—એટલે તું તૈયાર થઈ જા—બંને મિત્રોએ મળીને સંન્યાસિની સામે ચડાઈ લઈ જવી પડશે."

રમેશ હસીને બોલ્યો: "વીરપુરુષ તરીકે મારી ખ્યાતિ નથી, તોપણુ હું તૈયાર છું."

યોગેન્દ્ર : ઊભો રહે, મારી ક્રિસમસની રજા આવવા દે.

રમેશ : તેને તો હજુ વાર છે—ત્યાં સુધી હું એકલો શું કામ આગળ ન વધું?

યોગેન્દ્ર : ના, ના. એ તો કદી બને જ નહિ. તમારા વિવાહ તોડનાર હું જ હતો, હું મારે પોતાને હાથે જ તેનો ઉપાય કરીશ. તું આગળથી જઈને મારું આ શુભકાર્ય ચોરી જાય, તે હું નહિ થવા દઉં ! રજાને તો હવે આખા દસ દિવસ બાકી છે.

રમેશ : તો એટલામાં હું એક વાર—

યોગેન્દ્ર : ના ના, એ બધું મારે કંઈ સાંભળવું નથી—એ દસ દહાડા તો તારે મારે ત્યાં જ રહેવાનું છે ! અહીં ઝઘડો કરવા જેવા જેટલા માણસો હતા તે બધાને મેં એકેએક પૂરા કર્યા છે—હવે મોઢાનો સ્વાદ બદલાવવા માટે એકાદ મિત્રની જરૂર છે. આવી સ્થિતિમાં તને છોડાય એમ છે જ નહિ. આજ સુધી રોજ સાંજે ફક્ત શિયાળની લારી જ સાંભળતો આવ્યો છું—હવે, વધુ શું કહું ? તારો કંઠ સુધ્ધાં મને વીણાવિનિન્દિત લાગે છે: મારી દશા એટલી બધી શોચનીય છે.

## ૪૭

ચંદ્રમોહન પાસે રમેશની ખબર સાંભળીને અક્ષયના મનમાં અનેક વિચારો ઊભરાવા લાગ્યા. તે વિચાર કરવા લાગ્યો, " આ છે શું ? રમેશ ગાજિપુરમાં પ્રૅક્ટિસ કરતો હતો,—આટલા દિવસ સુધી એણે પોતાની જાતને બનતાં લગી છૂપી જ રાખી હતી— એટલામાં એવું શું થયું કે તે ત્યાંની પ્રૅક્ટિસ છોડી દઈને ફરીથી હિંમતભેર કલુટોલાની ગલીમાં પોતાને પ્રગટ કરવા આવી પહોંચ્યો છે. અન્નદાબાબુનાં ઘરનાં કાશી છે, એ વાતની રમેશને ગમે ત્યારે ગમે ત્યાંથી ખબર પડશે અને જરૂર તે ત્યાં જઈ પહોંચશે. " અક્ષયે એવું નક્કી કર્યું કે આ દરમિયાન મારે ગાજિપુર જઈને બધી ખબર જાણી આવવી અને ત્યાર પછી એક વાર કાશી જઈને અન્નદા-બાબુને મળી આવવું.

એક દિવસ માગશર મહિનાને પાછલે પહોરે અક્ષય તેની બૅગ હાથમાં લઈને ગાજિપુર આવી પહોંચ્યો. પહેલાં બજારમાં પૂછપરછ કરી કે રમેશબાબુ નામના એક બંગાળી વકીલ ક્યાં રહે છે ?—ઘણા જણને પૂછ્યા પછી અક્ષયને ખબર પડી કે બજારમાં રમેશબાબુ નામના કોઈ માણસને વકીલ તરીકે કોઈ ઓળખતું નહોતું. ત્યારે તે અદાલતમાં ગયો. અદાલત તે વખતે છૂટી

હતી. શામલાધારી એક બંગાલી વકીલ ગાડીમાં બેસવા જતા હતા, તેને અક્ષયે પૂછ્યું: "મશાય, રમેશચંદ્ર ચૌધુરી કરીને એક નવા બંગાળી વકીલ ગાજિપુર આવ્યા છે, તેઓ ક્યાં રહે છે, તમને ખબર છે?"

અક્ષયને એમની પાસેથી એવી ખબર મળી કે રમેશ તો હમણાં સુધી મોટા કાકાને ઘેર જ રહેતો હતો, અત્યારે તે ત્યાં છે કે ગયો છે કંઈ કહેવાય નહિ. તેની સ્ત્રી જડતી નથી, કદાચ તેણે પાણીમાં ડૂબીને આત્મઘાત કર્યો હોય.

અક્ષય કાકાને ઘેર ઊપડ્યો. રસ્તે જતાં જતાં તે વિચાર કરવા લાગ્યો: "હવે રમેશની ચાલ સમજાઈ. સ્ત્રી મરી ગઈ છે, એટલે હવે તે બેધડક હેમનલિની આગળ એવું પુરવાર કરવા પ્રયત્ન કરશે કે તેને કદી સ્ત્રી હતી જ નહિ. હેમનલિનીની અત્યારે એવી દશા છે કે તેને માટે રમેશના કહેવા ઉપર અવિશ્વાસ આણવો અશક્ય થઈ પડશે.—" જે લોકો ધર્મ અને નીતિની બડીબડી વાતો કરે છે, તેઓ ખાનગી જીવનમાં કેવા ભયંકર માણસો હોય છે, તેનો અક્ષય મનમાં ને મનમાં વિચાર કરી પોતા વિષે શ્રદ્ધા અનુભવવા લાગ્યો.

મોટા કાકા પાસે જઈ, તેમને રમેશની અને કમલાની વાત પૂછતાં વેંત જ તેઓ પોતાનો શોક સંભાળી શક્યા નહિ—તેમની આંખમાંથી પાણી વહેવા લાગ્યાં. તેમણે કહ્યું: "તમે રમેશબાબુના ખાસ મિત્ર છો, એટલે મારી મા કમલાને તમે જરૂર આત્મીયની જેમ જ ઓળખતા હશો; પણ હું એમ કહું છું કે ફક્ત થોડા દિવસ જ તેને મેં જોઈ છે. એટલામાં હું તેની અને મારી પુત્રી વચ્ચેનો ભેદ ભૂલી ગયો છું! બે દિવસ માટે માયા વધારીને મા-લક્ષ્મી મને આમ વજ્રઘાત કરી છોડીને ચાલ્યાં જશે, એની કોને ખબર હતી?

અક્ષયે મોં ઉતારીને કહ્યું: "આવું શી રીતે બન્યું, એની જ મને તો કાંઈ સમજ પડતી નથી. જરૂર રમેશે કમલા સાથે સારું વર્તન નહિ રાખ્યું હોય."

કાકા: તમે ચિડાશો નહિ. તમારા રમેશને હું આજ સુધી ઓળખી શક્યો નથી. આમ બહાર તો ખૂબ મજાનો માણસ, પણ મનમાં ને મનમાં શા વિચારો કર્યા કરે—શું કરે, કંઈ સમજાય નહિ! નહિ તો કમલા જેવી આવી સ્ત્રીનો પણ શું જોઈ ને અનાદર કરતા—એ કાંઈ કળાતું નથી. કમલા આવી ડાહી હતી, મારી છોકરીની સાથે તેને સગી બહેન જેટલી માયા હતી, તોપણ પોતાના સ્વામી વિરુદ્ધ એક હરફ સુદ્ધાં ઉચ્ચાર્યો નથી. મારી છોકરી મહીં-મહીંથી સમજતી કે તે મનમાં ખૂબ દુઃખ પામે છે, પણ છેલ્લા દિવસ સુધી એક અક્ષરે કઢાવી શકી નહોતી. આવો સ્ત્રી કેવાં અસહ્ય દુઃખ પડે તો આવું કામ કરે, તે તો તમે સમજો જ છો; એ વાત યાદ આવતાં પણ છાતી ફાટી જાય છે. વળી મારું નસીબ એવું કે હું તે વખતે અલાહાબાદ ચાલ્યો ગયો હતો, નહિ તો—મા કદી મને છોડીને જઈ શકત!

બીજે દિવસે સવારે કાકાને લઈ ને અક્ષય રમેશના બંગલામાં અને ગંગાકાંઠે ફરી આવ્યો. ઘેરે પાછો આવીને બોલ્યો: "જુઓ મશાય—કમલાએ ગંગામાં ડૂબીને આપઘાત કર્યો છે, એ વિષે તમને જેટલી ખાતરી છે, તેટલી મને થતી નથી!"

કાકા: તમને શું લાગે છે?

અક્ષય: મને એમ લાગે છે, કે તેઓ ઘર છોડીને ચાલ્યાં ગયાં છે—તેમની બરાબર શોધ કરવી જોઈએ.

કાકા એકદમ ઉત્તેજિત થઈ ને બોલ્યા: "તમે ખરું કહો છો, વાત છેક અસંભવિત નથી."

અક્ષય: પાસે જ કાશી ધામ છે, ત્યાં અમારા એક પરમ

મિત્ર રહે છે—એમ પણ બને કે કમલાએ તેમને ત્યાં જઈને આશ્રય લીધો હોય.

કાકા આશા પામીને બોલ્યા: "અરે, એમની વાત તો રમેશ બાબુએ અમને કદી કરી જ નથી. જો મને ખબર હોત તો શોધ કરવાનું બાકી રાખત ખરો?"

અક્ષય: તો એકવાર ચાલો, આપણે બંને કાશી જઈએ—પશ્ચિમનો પ્રદેશ બધોય તમને જાણીતો છે, એટલે તમે સારી રીતે શોધ કરી શકશો.

કાકા આ સૂચનામાં ઉત્સાહ સહિત સંમત થયા. અક્ષય જાણતો હતો કે હેમનલિની તેની વાત એકાએક માનશે નહિ એટલે આ વિશ્વાસયોગ્ય સાક્ષી તરીકે કાકાને સાથે લઈને તે કાશી ગયો.

## ૪૮

શહેરની બહાર કૅન્ટોન્મેન્ટની હદમાં ખુલ્લી જગામાં અન્નદાબાબુ એક બંગલો ભાડે રાખી રહેતા હતા.

અન્નદાબાબુનાં ઘરનાંને કાશી પહોંચતાં વેંત જ ખબર પડી હતી કે નલિનાક્ષની મા ક્ષેમંકરીને સામાન્ય તાવ અને ખાંસીમાંથી ધીમેધીમે ન્યૂમોનિયા થઈ ગયો છે. તાવ હોવા છતાં આ ટાઢમાં પણ તેમણે નિયમિત પ્રાતઃસ્નાન કરવાનું બંધ કર્યું નહિ, એટલે તેમની સ્થિતિ આટલી ભયંકર થઈ પડી હતી.

કેટલાક દિવસ સુધી અથાક પરિશ્રમપૂર્વક હેમે તેમની સેવા કર્યા પછી ક્ષેમંકરીની સંકટમય સ્થિતિ ટળી ગઈ. પણ હજી તેમને અતિશય નબળાઈ રહી હતી. આભડછેટ ખૂબ પાળતાં હોવાને લીધે દવાપાણીમાં હેમનલિનીની મદદ તેમને કશા કામમાં આવી નહિ. આ પહેલાં તેઓ જાતે રાંધીને ખાતાં, હવે નલિનાક્ષ પોતે તેમને ખોરાક તૈયાર કરી આપવા લાગ્યો, અને આહાર સંબંધેની માતાની બધી સેવા નલિનાક્ષને જાતે કરવી પડતી. આથી ક્ષેમંકરી હમેશાં દુઃખ કરીને કહેવા લાગ્યાં: “હું તો ગઈ હોત તો જ સારું હતું. માત્ર તમને કષ્ટ આપવા ખાતર જ દૈવે મને બચાવી.

ક્ષેમંકરીએ પોતા સંબંધી કઠોરતા ધારણ કરી હતી, પણ તેમની આસપાસ વ્યવસ્થા અને સુંદરતા રહે એ તરફ તેમનું ખૂબ ધ્યાન હતું. હેમનલિનીએ એ વાત નલિનાક્ષ પાસેથી સાંભળી હતી. એટલે તે વિશેષ જતન કરીને ચારેકોર બધું વ્યવસ્થિત રાખતી અને ઘરબાર શણગારેલાં રાખતી, તેમજ પોતે પણ બરાબર શણગારાઈને ક્ષેમંકરી પાસે જતી. કૅન્ટોન્મેન્ટમાં જે બાગ ભાડે રાખ્યો હતો ત્યાંથી અન્નદા રોજ ફૂલ લાવી આપતા અને હેમનલિની ક્ષેમંકરીની પથારીની પાસે તે ફૂલો જુદીજુદી રીતે ગોઠવીને મૂકતી.

નલિનાક્ષે માતાની સેવાને માટે દાસી રાખવાનો અનેક વાર પ્રયત્ન કર્યો હતો—પણ તેમના હાથની સેવા લેવાનું તેમને કદી મન જ થતું નહિ. બેશક, પાણી ભરવા વગેરે માટે ચાકરચાકરડી હતાં એ ખરું; પણ તેમના અંગત કામમાં પગારદાર કોઈ પણ નોકર હાથ ઘાલે એ ક્ષેમંકરીથી સહન થતું નહિ! જે હરિની માએ નાનપણમાં તેને ઉછેરીને મોટાં કર્યાં હતાં, તે મરી ગઈ ત્યારથી ભારે મોટી માંદગીની વખતે પણ કોઈ દાસીને તેઓ પંખો નાખવા કે શરીરે હાથ ફેરવવા દેતાં નહિ.

સુંદર છોકરાં અને સુંદર ચહેરા તેમને ખૂબ ગમતાં. દશાશ્વમેધઘાટ ઉપર પ્રાતઃસ્નાન પતાવી રસ્તામાં દરેક શિવલિંગ પર ફૂલ અને ગંગાજળ ચડાવી ઘેર આવતી વખતે કોઈ કોઈ દહાડો કોણ જાણે ક્યાંથી કોઈ ભૈયાના સુંદર છોકરાને અથવા કોઈ કૂટડી હિંદુસ્થાની બ્રાહ્મણકન્યાને ઘેર લઈ આવતાં. મહોલ્લાનાં બેક સુંદર બાળકોને તેમણે રમકડાં આપીને, પૈસા આપીને અને ખાવાનું આપીને વશ કર્યાં હતાં. તેઓ ગમે ત્યારે તેમના ઘરમાં ફાવે ત્યાં તોફાન કર્યાં કરતાં. આથી એમને ખૂબ આનંદ થતો. તેમને એક બીજો પણ છંદ હતો. નાની મોટી કોઈ એક સુંદર વસ્તુ જોઈ એટલે પછી તેમનાથી ખરીદ્યા વિના રહેવાતું નહિ. આ બધી વસ્તુઓ

તેમને પોતાને કશા જ કામમાં આવતી નહિઃ—પરંતુ કઈ વસ્તુ મળવાથી કોણ રાજી થશે એનો વિચાર કરી ભેટ મોકલવામાં તેમને વિશેષ આનંદ પડતો હતો. ઘણી વખત તેમના દૂરના સંબંધનાં સગાં પણ ટપાલમાં આવી કોઈ વસ્તુ આવી પહોંચતાં નવાઈ પામતાં. તેમના એક મોટા આબનૂસના લાકડાના કાળા પેટારામાં આવી બધી નકામી સુંદર શોખની વસ્તુઓ, રેશમનાં કપડાંલત્તાં, વગેરે ખુબ ભરેલું હતું. તેમણે મનમાંમનમાં નક્કી કરી રાખ્યું હતું કે નલિનની વહુ આવશે એટલે એ બધું તેનું થશે. નલિનની એક સુંદર બાલવધૂની તેમણે મનમાં ને મનમાં કલ્પના કરી રાખી હતી—તે તેમનું ઘર ઉજાળી રમતી ફરે છે—પોતે તેને શણગારે છે, પહેરાવે છે, એવા સુખકર વિચારોમાં તેમના કેટલાય દિવસોનો કેટલોય ફુરસદનો વખત ગયો છે.

તેઓ પોતે તપસ્વિનીના જેવાં હતાં,—સ્નાનાહ્નિક અને પૂજામાં લગભગ દિવસ પૂરો થવા આવતો ત્યારે દૂધફળનું એકટાણું કરતાં, પણ નલિનાક્ષ નિયમ-સંયમમાં આટલી બધી નિષ્ઠા રાખે એ તેમને બહુ ગમતું નહોતું. તેઓ કહેતાં: " પુરુષ માણસને વળી આચાર-વિચારના આટલા કડક નિયમ શું કરવા જોઈએ ? " પુરુષોને તેઓ મોટા બાળકો જેવા જ માનતાં.—ખાવાપીવામાં અને હરવાફરવામાં તેઓ જો પ્રમાણ ન સાચવે તોપણ તેઓ તે વસ્તુ સ્નેહપૂર્વક અને ઉદારતાથી સંગત ગણી લેતાં. ક્ષમાપૂર્વક કહેતાં: " પુરુષથી કઠોર વ્રત શી રીતે પળાય ! " બેશક, ધર્મ તો સૌએ પાળવો જ જોઈએ, પણ આચાર કંઈ પુરુષો માટે નથી, એવું તેમણે મનથી નક્કી કર્યું હતું. નલિનાક્ષ જો બીજા સાધારણ પુરુષોની પેઠે થોડા પ્રમાણમાં અવિચારી અને સ્વચ્છંદી બનતો અને માત્ર તેમના પૂજામંદિરમાં પ્રવેશ કરવાની અને કુવખતે તેમને અડકી બેસવાની બાબતમાં જો સાવધ રહેતો તો તેથી તેમને આનંદ જ થતો.

માંદગીમાંથી જ્યારે સાજાં થઈને ઊઠયાં ત્યારે ક્ષેમંકરીએ જોયું કે નલિનીએ નલિનાક્ષના કહેવાથી જાતજાતના નિયમો પાળવા માંડયા છે, એટલું જ નહિ પણ વૃદ્ધ અન્નદાબાબુ પણ નલિનાક્ષની બધી વાત પ્રવીણ ગુરુનાં વચનની જેમ વિશેષ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક ધ્યાન દઈને સાંભળે છે.

આથી ક્ષેમંકરીને ખૂબ કૌતુક લાગ્યું. તેમણે એક દહાડો હેમ-નલિનીને બોલાવી હસીને કહ્યુંઃ "તમે તો મને લાગે છે કે નલિનને વધારે ગાંડો કરી મૂકવાનાં. એની એ બધી ગાંડી વાતો તમે શું કરવા સાંભળો છો? તમારે તો પહેરીઓઢીને હસતાંકૂદતાં ખુશીઆનંદમાં ફરવાનું,—તમારી કાંઈ હમણાં સાધના કરવાની ઉંમર છે? જો એવું પૂછો, કે તો પછી તમે શું કામ હમેશાં એ બધું લઈ મંડયાં છો? તો તેની વાત જુદી છે. મારાં માબાપ ભારે નિષ્ઠાવાન હતાં. નાનપણથી જ અમો ભાઈબહેન આ બધું શિક્ષણ લઈને જ મોટાં થયાં છીએ. એ બધું જો અમે છોડી દઈએ તો અમને બીજો કશો આધાર રહે નહિ. પણ તમારે કાંઈ એવું નથી. તમારાં શિક્ષણ-સંસ્કાર તો હું બધાં જાણું છું. તમે આ જે કાંઈ કરો છો, તે બળાત્કારે કરો છો—એથી લાભ શો, મા? જેને જે મળ્યું હોય તે તેને સારી રીતે જાળવીને ચાલે એટલે પત્યું, એમ હું તો કહું છું. ના, ના, એ બધું નકામું છે— એ બધું છોડી દો. તમારે વળી નિરામિષ આહાર કેવો અને યોગતપે કેવા! અને વળી નલિને આવો મોટો ગુરુ ક્યારથી થઈ ગયો? એને આ બધાંની શી ગમ? એ પોતે તો હમણાં પેલા દહાડા સુધી મનમાં આવ્યું તેમ કરતો હતો, શાસ્ત્રનું નામ સાંભળતાં મારવા ઊભો થતો હતો. મને ખુશ કરવા સારુ જ એણે આ બધું શરૂ કર્યું હતું. આખરે મને લાગે છે કે કોઈ દહાડો પૂરો સંન્યાસી થઈને નીકળી પડશે. હું એને વારેવારે કહું છુંઃ 'નાનપણથી તારી જે માન્યતા હતી

તેને જ તું વળગી રહે,—તેમાં કંઈ ખોટું નથી, મને એથી સંતોષ જ થશે, અસંતોષ નહિ થાય. એ સાંભળીને નલિન હસતો—એ એનો સ્વાભાવ જ હતો— બધી વાત મૂંગે મોઢે સાંભળી લે— ગાળ દઈએ તોયે જવાબ ન આપે.”

પાછલે પહોરે પાંચ વાગ્યા પછી હેમનલિનીનો ચોટલો વાળતાં વાળતાં આ બધી ચર્ચા ચાલતી. હેમનો વાળેલો ચોટલો ક્ષેમંકરીને ગમતો નહિ. તેઓ કહેતાં: “ તું કદાચ માનતી હશે, બહેન, કે હું છેક જૂનવાણી છું, આજની ફૅશનની મને કશી જ ખબર નહિ હોય. પણ મને જેટલી જાતના ચોટલા વાળતાં આવડે છે, એટલી જાતના તમને પણ નહિ આવડતા હોય. એક ખૂબ સારી મડમ મને મળી હતી, તે મને ભરત શીખવવા આવતી, ભેગાભેગી કેટલીય જાતના અંબોડા પણ શીખી લીધા હતા. તેના ગયા પછી મારે ફરી વાર નાહીને કપડાં બદલવાં પડતાં હતાં. શું કહું મા, સંસ્કાર છેઃ સારાખોટાની મને ખબર નથી, એ પ્રમાણે કર્યાં વિના મારાથી રહેવાતું નથી. તમારી પણ હું આટલી બધી આભડછેટ પાળું છું, તે કંઈ ખોટું લગાડશો નહિ. એ કંઈ મનની ઘૃણા નથી, માત્ર ટેવ છે. નલિનને ઘેર બીજી જાતની માન્યતા જોવા મળી એટલે હિંદુપણું ભૂંસાઈ ગયું, ત્યાર પછી તો મેં ઘણી વાત વેઠી લીધી. કંઈ જ બોલતી નહિ, માત્ર એટલું જ કહેતી કે જે ઠીક લાગે તે કરો — હું મૂર્ખ બાઈમાણસ રહી, આજ સુધી જે કરતી આવી, તે મારાથી નહિ છોડાય.” બોલતાં બોલતાં ક્ષેમંકરીએ લૂગડાના છેડા વડે આંસુ ઝટપટ લૂછી નાખ્યું.

આ રીતે હેમનલિનીનો અંબોડો છોડી નાખી તેના સુંદર લાંબા વાળની રોજ નવીનવી ગૂંથણી કરવાનું ક્ષેમંકરીને ખૂબ ગમતું. કેટલીક વાર એવું પણ બન્યું છે કે જ્યારે એમણે પોતાના

પેલા આબનૂસના પેટારામાંથી પોતાને ગમતા રંગની રેશમી સાડી કાઢી તેને પહેરાવી હોય. મનપસંદ રીતે શણગારવામાં તેમને ખૂબ આનંદ પડતો. લગભગ દરરોજ હેમનલિની પોતાનું ભરત-કામ લાવીને ક્ષેમંકરીને બતાવી જતી — ક્ષેમંકરીએ તેને નવાંનવાં ભરત શીખવવા માંડયાં. આ બધું તેમનું સાંજનું કામ હતું. બંગાળી માસિકો અને વાર્તાની ચોપડીઓ વાંચવાનો શોખ પણ તેમને ઓછો નહોતો. હેમનલિની પાસે જે કંઈ ચોપડી અને માસિકો હતાં તે બધાં તેણે ક્ષેમંકરીને આણી આપ્યાં હતાં. કોઈ કોઈ લેખ અને પુસ્તક વિષે ક્ષેમંકરીની ટીકા સાંભળી હેમનલિની નવાઈ પામી જતી — અંગ્રેજી ભણ્યા વગર આવી બુદ્ધિ અને વિવેક-પૂર્વક વિચાર કરી શકાય છે, એવી હેમને કલ્પના જ નહોતી. નલિનાક્ષની માતાની વાતચીત અને સંસ્કાર–આચરણ એ બધા ઉપરથી હેમનલિનીને તેઓ એક ખૂબ ભારે આશ્ચર્યજનક બાઈ લાગ્યાં. તે જે માનીને આવી હતી, તેમાંનું કશું જ નહોતું, બધું જ અણધાર્યું નીકળ્યું.

૪૯

ક્ષેમંકરી ફરી તાવમાં પટકાયાં. આ વખતનો તાવ સહેજમાં ઊતરી ગયો. સવારમાં નલિનાક્ષ પ્રણામ કરીને તેમની ચરણરજ લેતી વખતે બોલ્યોઃ “મા, તારે થોડા દિવસ રોગીના નિયમો પાળવા પડશે. દુર્બળ શરીર કઠોર નિયમો નહિ સહી શકે.”

ક્ષેમંકરીએ કહ્યુંઃ “હું રોગીના નિયમો પાળું અને તારે પણ રોગીના નિયમો પાળવાના! નાલન, તારું આ બધું તોફાન હવે વધારે નહિ ચાલે. હું આજ્ઞા કરું છું કે તારે હવે લગન કરવાં જ પડશે.”

નલિનાક્ષ મૂંગો બેસી રહ્યો. ક્ષેમંકરી બોલ્યાંઃ “જો બેટા, મારું આ શરીર હવે ચાલવાનું નથી, — હવે હું તને સંસારી જોઈ જવા પામું તો મરતી વખતે હું સુખે મરીશ. પહેલાં હું એવું ધારતી હતી કે એક નાનકડી ફૂટડી વહુ મારા ઘરમાં આવશે, હું તેને પોતાને હાથે શીખવી કારવી પાવરધી બનાવી દઈશ, અને તેને પહેરાવીઓઢાડી સુખ આપીશ! પણ હમણાં માંદગી વખતે ભગવાને મને ચેતવી. પોતાના આયુષ્ય ઉપર એટલો બધો વિશ્વાસ નહિ રખાય. હું ક્યારે ચાલી જઈશ એનું ઠેકાણું શું! એક નાની

છોકરી તારી કોટે વળગાડી જાઉં, તો તે તો વળી વધારે મુશ્કેલ થઈ પડશે. એના કરતાં તારી પોતાની ઇચ્છા મુજબ કોઈ મોટી છોકરીને જ પરણ. તાવમાં આ બધી વાતોના વિચારમાં ને વિચારમાં મને રાતે ઊંઘ સુધ્ધાં આવતી નહોતી. મને બરાબર સમજાયું છે, કે મારું આ છેલ્લું કામ બાકી છે—એ પુરું કરવા માટે જ મારે જીવવું પડશે, નહિ તો મને શાંતિ નહિ વળે."

નલિનાક્ષ: આપણી સાથે હળી જાય એવી કન્યા ક્યાં મળવાની હતી!

ક્ષેમંકરી બોલ્યાં: "વારું, એ હું નક્કી કરીને તને કહીશ, હવે તારે એ વિષે ચિંતા નહિ કરવી પડે."

આજ સુધી ક્ષેમંકરી અન્નદાબાબુના દેખતાં બહાર નીકળ્યાં નહોતાં. સાંજ પડવાને થોડી વાર હતી એવામાં દરરોજના નિયમ પ્રમાણે ફરતા ફરતા અન્નદાબાબુ જ્યારે નલિનાક્ષને ઘેર આવી પહોંચ્યા, ત્યારે ક્ષેમંકરીએ તેમને બોલાવી મંગાવ્યા! તેમને કહ્યું: "આપની છોકરી ખૂબ ડાહી છે—તેના ઉપર મને ખૂબ હેત આવે છે, મારા નલિનાક્ષને તો તમો ઓળખો જ છો. એ છોકરામાં કોઈ પણ કશી ખોડ કાઢી શકે એમ નથી—ડાકટરના ધંધામાં પણ તેની સારી નામના છે. તમારી છોકરીને માટે આવો મૂરતિયો એકાએક મળશે ખરો?"

અન્નદાબાબુ આકળા થઈને એકદમ બોલી ઊઠ્યા: "શું કહો છો! આવી વાતની આશા રાખવાની પણ મારી તો હિંમત ચાલતી નહોતી. નલિનાક્ષની સાથે મારી છોકરીનાં લગ્ન થાય, તો તેના કરતાં વધુ સૌભાગ્યની વાત બીજી શી હોય! પણ તેઓ શું—"

ક્ષેમંકરીએ કહ્યું: "નલિન વાંધો નહિ લે. તે આજકાલના છોકરાઓ જેવો નથી, તે મારું કહ્યું માને છે. અને આમાં આગ્રહ

કરવાનો પણ શો છે? તમારી છોકરીને કોણ પસંદ ન કરે? પણ મારે એ કામ ખૂબ જલદી પતાવવું છે. મારા શરીરનો મને ભરોસો નથી."

તે રાતે અન્નદાબાબુ આનંદથી ફુલાતા ફુલાતા ઘેર ગયા. તે રાતે જ તેમણે હેમનલિનીને બોલાવીને કહ્યું: "મા, મારી ઉમર ખૂબ થઈ છે, અને શરીર પણ હવે બરાબર ચાલતું નથી. તારું ઠેકાણું પાડીને ગયા વિના મને શાંતિ અને સુખ વળવાનું નથી. હેમ, મારી આગળ શરમ રાખે એ નહિ ચાલે. તારે મા છે નહિ, હવે તારો બધો ભાર મારી ઉપર જ છે."

હેમનલિની ઉત્કંઠિત થઈને પોતાના પિતાના મોં તરફ જોઈ રહી. અન્નદાબાબુ બોલ્યા: "મા, તારે માટે એવા એક વરનું માગું આવ્યું છે, કે મારો આનંદ માતો નથી. મને સદા બીક લાગ્યા કરે છે કે રખેને કાંઈ વિઘ્ન આવી પડે. આજે નલિનાક્ષની માએ મને બોલાવીને તેમના પુત્ર સાથે તારા લગ્નનું માગું કર્યું છે."

હેમનલિનીનું મોં લાલ થઈ ગયું. અતિશય સંકોચ પામી તે બોલી: "બાપુ, તમે શું કહો છો? એ તો કદી બની શકે જ નહિ!"

નલિનાક્ષ સાથે કદી પણ લગ્ન કરી શકાય એવા સંભવની કલ્પના સુધ્ધાં હેમનલિનીના મગજમાં આવી નહોતી. એકાએક પિતાને મોઢે એવી સૂચના સાંભળીને તે લજ્જા અને સંકોચથી ગભરાઈ ઊઠી.

અન્નદાબાબુએ પૂછ્યું: "કેમ ન બની શકે?"

હેમનલિનીએ કહ્યું: "નલિનાક્ષબાબુ સાથે! એ તે કદી બને!"—આવા જવાબને દલીલ તો ન જ કહી શકાય—પણ દલીલ કરતાં એ અતિગણો પ્રબળ હોય છે.

હેમથી હવે રહેવાયું નહિ—તે વરંડામાં ચાલી ગઈ.

અન્નદાબાબુ ખૂબ વિમાસણમાં પડી ગયા. તેમણે આવી અડચણની કલ્પના પણ કરી નહોતી. ઊલટું, તેમને તો એવી ધારણા હતી કે નલિનાક્ષની સાથે લગનની સૂચનાથી હેમનલિની મનમાં મનમાં ખુશ જ થશે. હતબુદ્ધિ વૃદ્ધ વિષણ્ણ મુખે કેરો-સીનના દીવા તરફ જોઈને સ્ત્રીસ્વભાવનું અકળ રહસ્ય અને હેમનલિનીની માતાનો અભાવ એ બે વસ્તુનો મનમાં મનમાં વિચાર કરવા લાગ્યા.

હેમ ઘણી વાર સુધી વરંડામાં એકલી બેસી રહી. ત્યાર પછી ઘર તરફ જોતાં જ તેના પિતાનું બિલકુલ હતાશ મુખ નજરે પડતાં જ તેને લાગી આવ્યું. તરત જ તેના પિતાની ખુરસી પાછળ ઊભાં રહીને તેમના માથામાં આંગળી રમાડતાં રમાડતાં તે બોલી: "બાપુ, ચાલો, ઘણી વાર થઈ પીરસી મૂક્યું છે, ખાવાનું ઠંડું પડી ગયું છે."

અન્નદાબાબુ યંત્રચાલિતની જેમ ઊઠીને જમવાને સ્થાને ગયા—પણ બરાબર ખાઈ ન શક્યા. હેમનલિની સંબંધે બધી બાધા ઊતરી ગઈ માની તેઓ ખૂબ આશાળુ બની ગયા હતા, પરંતુ હેમનલિની તરફથી જ આવી મોટી મુશ્કેલી આવી આથી તેઓ ખૂબ નિરુત્સાહ થઈ ગયા. ફરી વાર દીર્ઘ નિઃશ્વાસ નાખીને તેમણે મનમાં વિચાર કર્યો: "હેમ ત્યારે હજી રમેશને ભૂલી શકી નથી."

રોજ તો ભોજન પછી તરત જ અન્નદાબાબુ સૂવા જતા. પણ આજે તો વરંડામાં કેનવાસની ખુરસી ઉપર બેસીને ઘરના બગીચાની આગળના કેન્ટોન્મેન્ટના નિર્જન રસ્તા તરફ જોઈને વિચાર કરવા લાગ્યા. હેમનલિનીએ હસીને સ્નિગ્ધ સ્વરે કહ્યું: "બાપુ, અહીં ખૂબ ઠંડી છે, સૂવા ચાલો."

અન્નદાએ કહ્યું: "તું સૂવા જા. હું થોડી વારમાં આવું છું."

હેમનલિની મૂંગી મૂંગી તેમની પાસે ઊભી રહી. વળી થોડી વાર રહીને બોલી : "બાપુ, તમને ઠંડી લાગે છે, સૂવું ન હોય તો દીવાનખાનામાં ચાલો."

ત્યારે અન્નદાબાબુ ખુરસી છોડીને ઊઠયા અને કશું બોલ્યા વિના સૂવા ચાલ્યા ગયા.

રખેને પોતાના કર્તવ્યમાં ક્ષતિ આવે એ બીકે હેમનલિની રમેશની વાત મનમાં વાગોળી પોતાની જાતને પીડા થવા દેતી નહોતી. એટલા માટે તે પોતાની જાત સાથે ખૂબ યુદ્ધ કરતી આવી હતી. પણ બહારથી જ્યારે તાણ પડે, ત્યારે ઘાની બધીય વેદના જાગી ઊઠતી. હેમનલિનીનું ભાવિ જીવન કેવી રીતે જશે, તેનો આજ સુધી તેને સ્પષ્ટ ખ્યાલ આવતો નહોતો—એટલા જ કારણુસર કોઈ એક મજબૂત આલંબન શોધતાં શોધતાં આખરે નલિનાક્ષને ગુરુ માની લઈ તેના ઉપદેશ પ્રમાણે ચાલવા તે તૈયાર થઈ હતી. પણ જે ઘડીએ લગ્નની વાત તેના હૃદયના ઊંડામાં ઊંડા પ્રદેશના આશ્રયતંતુથી તેને ખેંચી લાવવા પ્રયત્ન કરતી, તે જ ઘડીએ તેને સમજ પડતી કે તે બંધન કેવું મજબૂત હતું! તેને કોઈ તોડવા આવતાં જ હેમનલિનીનું આખું મન વ્યાકુળ થઈ જતું અને તે બંધનને બમણા જોરથી વળગી રહેવા પ્રયત્ન કરતું.

## ૫૦

અહીંયાં ક્ષેમંકરીએ નલિનાક્ષને બોલાવીને કહ્યું : " મેં તારે માટે કન્યા નક્કી કરી છે."

નલિનાક્ષે જરા હસીને કહ્યું : " એકદમ નક્કી કરી નાખી છે ?"

ક્ષેમંકરી : ત્યારે શું ? હું કાંઈ સદાકાળ બેસી રહેવાની છું ? જરા સાંભળ. મેં હેમનલિનીને જ પસંદ કરી છે—એવી છોકરી બીજી નહિ મળે. વાન બહુ ગોરો નથી એ ખરું, પણ—

નલિનાક્ષ : માફ કરજે મા, હું કંઈ ગોરીનો વિચાર નથી કરતો, પણ હેમનલિની સાથે શી રીતે થાય ? એ તે કદી બને ?

ક્ષેમંકરી : તું આ વળી શું બોલે છે ? નહિ બનવાનું તો કાંઈ કારણ નથી !

નલિનાક્ષને માટે આનો જવાબ આપવો ખૂબ કઠણ હતું. પણ હેમનલિની—આટલા દિવસ સુધી જેને પાસે રાખી કશા પણ સંકોચ વિના ગુરુની પેઠે ઉપદેશ આપતો આવ્યો છે—તેની સાથે એકાએક લગ્નની વાત નીકળતાં નલિનાક્ષને જાણે લજ્જાએ આઘાત કર્યો.

નલિનાક્ષને મૂંગો રહેલો જોઈ ક્ષેમંકરી બોલ્યાં: "આ વખતે હું તારો કોઈ પણ વાંધો સાંભળવાની નથી. મારે માટે તું આ ઉંમરે બધું છોડીને કાશીવાસ સ્વીકારી તપસ્યા કર્યા કરે એ હવે હું કેમે કર્યું સહન કરવાની નથી. હવે જે દિવસે સારું મુહૂર્ત આવશે, તે ખાલી નહિ જાય, એ હું કહી મૂકું છું."

નલિનાક્ષ થોડી વાર સ્તબ્ધ રહીને બોલ્યો: "તો એક વાત તને કહું છું, મા. પણ પહેલેથી કહી રાખું છું કે ગભરાઈ જતી નહિ. જે બનાવની વાત હું કરું છું, તેને આજે નવદસ મહિના થઈ ગયા છે. હવે તે વિષે આકળા થવાની જરૂર નથી. પણ તારો સ્વભાવ એવો છે મા, કે કોઈ અમંગળ વીતી ગયા પછી પણ તેનો ભય તને છોડતો નથી. એટલા માટે કેટલાય દિવસ તને કહુંકહું કરીને પણ તને એ કહી શક્યો નહોતો. મારી ગ્રહશાંતિને માટે જેટલાં સ્વસ્ત્યયન કરાવવાં હોય એટલાં કરાવજે, પણ નકામી મનને પીડા કરીશ નહિ."

ક્ષેમંકરી ઉદ્વેગ પામીને બોલ્યાં: "કોણ જાણે બેટા, શું કહું, પણ તારી પ્રસ્તાવના સાંભળીને મારું મન વધારે અસ્થિર થાય છે. જ્યાં સુધી આપણે આ દુનિયામાં છીએ, ત્યાં સુધી પોતાની જાતને આટલી બધી ઢાંકી રાખીએ એ ન ચાલે. હું તો દૂર રહેવા માગું છું, પણ ખરાબને કંઈ શોધવા જવું પડતું નથી; તે પોતાની મેળે જ આવીને ગરદન ઉપર ચડી બેસે છે. એટલે સારી હોય કે ખોટી હોય કહે, તારી વાત શી છે?"

નલિનાક્ષ બોલ્યો: "આ માહ મહિનામાં હું રંગપુરનો મારો બધો સરસામાન વેચીને અને મારા બાગબંગલાના ભાડાની વ્યવસ્થા કરીને પાછો આવતો હતો. સાંડા સુધી આવ્યા પછી મને કોણ જાણે શું ભૂત ભરાયું તે મેં ગાડીને બદલે વહાણમાં બેસીને કલકત્તા સુધી જવાનો વિચાર કર્યો. સાંડાથી એક મોટું દેશી વહાણ ભાડે કરી

હું ઊપડ્યો. બે દિવસનો માર્ગ કાપી એક ટાપુ આગળ આવી હોડી બાંધી સ્નાન કરતો હતો, એવામાં એકાએક જોઉં છું તો આપણો ભૂપેન હાથમાં બંદૂક લઈને ઊભેલો. મને જોતાં જ તે કૂદી ઊઠ્યો, અને બોલ્યોઃ 'શિકાર શોધવા આવ્યો તો ખૂબ મોટો શિકાર જ મળી ગયો.' તે એ બાજુ જ ક્યાંક ડેપ્યુટી મૅજિસ્ટ્રેટ હતો—તંબૂ લઈને ડિસ્ટ્રિક્ટમાં ફરવા નીકળ્યો હતો. ઘણે દિવસે મળ્યા, એટલે મને કેમે કર્યો છોડે જ નહિ. સાથેસાથે ફેરવવા લાગ્યો. ધોબાપુકુર કરીને એક ગામે એક દિવસ તેનો મુકામ પડ્યો. સાંજે અમો ગામમાં ફરવા નીકળ્યા હતા—તદ્દન ગામડુંગામ હતું—એક મોટા ખેતરની ધારે વરણાઈવાળા એક ખડછાયેલા ઘરમાં ઘૂસી ગયા. ઘરધણીએ અમને બેસવા માટે આંગણામાં બે મોડા આણી આપ્યા. તે વખતે ઓટલા ઉપર નિશાળ ચાલતી હતી. પ્રાયમરી સ્કૂલના મહેતાજીએ એક લાકડાની ખુરસી ઉપર બેસીને ઘરના એક થાંભલાને બંને પગે ઊંચા કરીને ટેકવ્યા હતા. નીચે ભોંય પર બેસીને સ્લેટ હાથમાં લઈને છોકરાઓ મહા કોલાહલ મચાવતા મચાવતા વિદ્યા મેળવતા હતા. ઘરધણીનું નામ તારિણી ચાટુજ્જે (ચેટર્જી) હતું. ભૂપેનની પાસે તેમણે ઝીણીઝીણીને મારી ઓળખાણ પૂછી લીધી. તંબૂમાં પાછા આવતાં આવતાં ભૂપેને કહ્યુંઃ 'અલ્યા, તું નસીબદાર છે—તારા લગ્ન માટે એક માગું આવે છે.' મેં કહ્યુંઃ 'એ શી રીતે ?' ભૂપેને કહ્યુંઃ 'આ તારિણી ચેટર્જી છે ને, તે વ્યાજવટું કરે છે. એના જેવો કંજૂસ દુનિયામાં બીજો નહિ હોય. આ ઘરમાં નિશાળ ચાલવા દે છે તે માટે એ દરેક નવા મૅજિસ્ટ્રેટ આગળ જઈને પોતાની લોકહિતૈષિતાનો જબરો દેખાડ કરે છે. પણ નિશાળના મહેતાજીને માત્ર ઘરમાં ખવડાવીને રાતે દસ વાગતાં સુધી વ્યાજ ગણાવી ગણાવીને દમ કાઢી નાખે છે, અને તેનો પગાર સરકારી મદદ અને નિશાળની ફીમાંથી નીકળી રહે છે. એની એક બહેનનો ધણી મરી ગયા પછી તેને બીચારીને

ક્યાંય આશ્રય ન મળ્યો એટલે એને ત્યાં આવી. તે તે વખતે ભારે પગે હતી. અહીં આવ્યા પછી એક છોકરીને જન્મ આપી બિલકુલ સારવારને અભાવે મરી ગઈ. બીજી એક વિધવા બહેન ઘરનું બધું કામકાજ કરી એક નોકરડીનો ખર્ચ બચાવતી હતી, તેણે આ છોકરીને માની પેઠે ઉધારીને મોટી કરી. છોકરી થોડી મોટી થઈ એટલે તે પણ મરી ગઈ. ત્યારથી મામા અને મામીની ગુલામી કરી, રાતદહાડો મહેણાં સાંભળી છોકરી મોટી થાય છે. લગ્નની ઉંમર ક્યારનીય થઈ ગઈ છે, પણ આવી અનાથ છોકરીને વર ક્યાંથી મળે? વધારામાં એનાં માબાપને અહીંનું કોઈ ઓળખતું નહિ. બાપના ગયા પછી એ જન્મેલી, એટલે ગામના પંચાતિયાઓ જાતજાતની શંકા ઊભી કર્યા કરે છે. તારિણી ચેટર્જી પાસે અખૂટ ધન છે, એ સૌ કોઈ જાણે છે, એટલે લોકોની ઇચ્છા એવી કે આ છોકરીનાં લગ્ન વખતે કન્યા વિષે દોષ કાઢી એને સારી રીતે નિચોવી લેવો. એ તો આજ ચાર વરસ થયાં છોકરીની ઉંમર દસ વરસની થઈ છે એમ કહ્યા કરે છે. એટલે જો હિસાબ કરીએ તો આજે એ છોકરીની ઉંમર ઓછામાં ઓછી ચૌદ તો હશે. પણ ગમે તેમ કહો, છોકરી નામે પણ કમળા છે—અને બધી વાતે પૂરેપૂરી લક્ષ્મીની જ મૂર્તિ જોઈ લો. આવી સુંદર છોકરી મેં તો જોઈ નથી. આ ગામમાં બહારગામનો કોઈ બ્રાહ્મણ યુવક આવતાં જ તારિણી તેને લગ્ન કરવા માટે કાલાવાલા કરે છે. જો કદી કોઈ તૈયાર થાય, તો ગામના લોકો તેને કાન ભંભેરી નસાડી મૂકે છે. એટલે આ વખતે જરૂર તારો વારો છે.' ખબર છે મા, તે વખતે મારું મન એકદમ મરણિયું થઈ ગયું હતું. મેં વિચાર કર્યા વગર જ કહ્યું: 'એ છોકરીને હું જ પરણીશ.' આ પહેલાં જ મેં નક્કી કર્યું હતું, કે એકાદ હિંદુ છોકરીને પરણી લાવી મારે તને ચમકાવી દેવી—હું જાણતો હતો કે મોટી ઉંમરની બ્રાહ્મણકન્યા આપણા આ ઘરમાં લઈ

આવીશ તો તેથી બધાંને જ દુઃખ થશે. કોઈ સુખી નહિ થાય. ભૂપેન તો એકદમ નવાઈ પામી ગયો. તે બોલ્યો, 'શું કહે છે?' મેં કહ્યું, 'આ કંઈ ખાલી મોઢાની વાત નથી. મેં ચોક્કસ નિશ્ચય કર્યો છે.' ભૂપેન બોલ્યો, 'ચોક્કસ?' મેં કહ્યું, 'ચોક્કસ!' તે દિવસે સાંજે જ ખુદ તારિણી ચૅટર્જી અમારા તંબૂમાં આવી પહોંચ્યા. બિચારો બ્રાહ્મણ હાથે જનોઈ વીંટાળી હાથ જોડીને બોલ્યો, 'મને બચાવવો જ પડશે. છોકરીને તમે જાતે જુઓ, જો પસંદ ન પડે તો જુદી વાત—પણ દુશ્મનોની વાત સાંભળશો નહિ.' મેં કહ્યું, 'જોવાની જરૂર નથી, દિવસ નક્કી કરો.' તારિણીએ કહ્યું, 'પરમ દિવસે સારું મુહૂર્ત છે, પરમ દિવસે જ છો પતી જતું.' ઉતાવળને બહાને લગ્નનો ખર્ચ બને એટલો ઓછો કરવાનો તેનો વિચાર હતો. લગ્ન તો થઈ ગયાં."

ક્ષેમંકરી ચમકી ઊઠીને બોલ્યાં: "લગ્ન થઈ ગયાં,— શું બોલે છે, નલિન!"

નલિનાક્ષ: હા, થઈ ગયાં! વહુને લઈને વહાણમાં પણ બેઠો, જે દિવસે સાંજે બેઠા તે દિવસે જ બે કલાક પછી સૂર્યાસ્ત પછી પહોરેક વીત્યો હશે એનામાં એકાએક કવખતે ફાગણ મહિને કોણ જાણે ક્યાંથી અતિશય ગરમ વંટોળિયો આવ્યો અને એક ક્ષણમાં અમારા વહાણને ઊંધું વાળી શું કરી નાખ્યું કંઈ ખબરે પડી નહિ.

ક્ષેમંકરી બોલ્યાં: "મધુસૂદન!" તેને આખે શરીરે રૂંવાડાં ઊભાં થઈ ગયાં.

નલિનાક્ષ: થોડી વાર પછી જ્યારે મને ભાન આવ્યું, ત્યારે મેં જોયું તો હું નદીમાં એક ઠેકાણે તરતો હતો, પણ આસપાસ કોઈ વહાણ કે ઉતારુનું નામનિશાન નહોતું. પોલીસમાં ખબર આપી ખૂબ શોધ કરી પણ કંઈ વળ્યું નહિ.

ક્ષેમંકરીનું મોં ફિક્કું પડી ગયું. તે બોલ્યાં: "જવા દે, જે

થઈ ગયું તે થઈ ગયું. એ વાત હવે મારા આગળ કદી કાઢીશ નહિ.—એનો વિચાર આવતાં પણ મારું હૈયું ફફડી ઊઠે છે."

નલિનાક્ષ: આ વાત હું તને કદી કહેત નહિ, પણ લગ્ન બાબત તેં જબરી હઠ લીધી એટલે જ મારે કહેવી પડી.

ક્ષેમંકરી બોલ્યાં: "કોઈ વાર એક દુર્ઘટના બની હોય એટલે શું આ જનમમાં ફરી કદી લગ્ન જ ન કરવાં?"

નલિનાક્ષે કહ્યું: "એટલા માટે નહિ મા, પણ જો તે છોકરી જીવતી હોય તો!"

ક્ષેમંકરી: ગાંડો થયો છે? જીવતી હોત તો તને ખબર ન કરત?

નલિનાક્ષ: મારી ખબર તેને શી રીતે હોય! મારા કરતાં વધારે અપરિચિત તેને બીજો કોણ છે! મને તો લાગે છે, કે તેણે મારું મોં સુધ્ધાં જોયું નથી. કાશી આવ્યા પછી મેં તારિણી ચૅટર્જીને મારું સરનામું જણાવ્યું છે—તેમને પણ કમલાનો કશો પત્તો મળ્યો નથી એવો તેમનો પત્ર આવ્યો છે.

ક્ષેમંકરી: ત્યારે હવે શું છે?

નલિનાક્ષ: મેં મનથી નક્કી કર્યું છે કે પૂરું એક વરસ રાહ જોયા પછી તે મરી ગઈ છે એવું નક્કી કરવું.

ક્ષેમંકરી: તારે તો બધી વાતમાં જ આવું. હવે એક વરસ રાહ જોવાનો શો અર્થ?

નલિનાક્ષ: મા, એક વરસને પણ હવે શી વાર છે? હમણાં પોષમાં તો લગ્ન થઈ શકવાના નથી,—ત્યાર પછી માહ વીત્યો એટલે ફાગણ.

ક્ષેમંકરી: ઠીક, સારું. પણ કન્યા નક્કી, હેમનલિનીના બાપને મેં વચન આપ્યું છે.

નલિનાક્ષે કહ્યું: "મા, માણસ તો માત્ર વચન દઈ જ શકે,

તે વચનને સફળ કરવું જેના હાથની વાત છે, તેમના ઉપર આપણે તો આધાર રાખીને રહેવું."

ક્ષેમંકરી : ગમે તેમ હો બેટા, પણ તારી આ વાત સાંભળીને હજીયે મારું શરીર ધ્રૂજે છે.

નલિનાક્ષ : એ તો મને ખબર છે મા, કે તારું મન પાછું સ્થિર થતાં ઘણા દિવસ લાગશે. તારું મન એક વાર જરા આઘાત પામે છે કે પછી તેનાં આંદોલન કેમે કર્યાં અટકતાં જ નથી. એટલા માટે જ તો મા, હું તને આવી બધી વાતો કહેતો જ નથી હોતો.

ક્ષેમંકરી : સારું જ કરે છે બેટા—આજકાલ મને કોણ જાણે શું થયું છે તે કંઈ અમંગળ સાંભળતાં જ તેનો ભય મટતો જ નથી. મને ટપાલનો કાગળ ફોડતાં પણ બીક લાગે છે,—રખેને તેમાં કંઈ અશુભ સમાચાર હોય. મેં પણ તમને લોકને કહી મૂક્યું છે કે મને કંઈ પણ વાત કહેવાની કંઈ જરૂર નથી;—હું તો માનું છું કે આ સંસારમાં હું મરી જ ગયેલી છું, અહીંના આઘાત હવે મારે શા માટે ખમવા!

## ૫૧

કમળા જ્યારે ગંગા કાંઠે જઈ પહોંચી, ત્યારે શિયાળાનો સૂર્ય રશ્મિચ્છટાહીણા મ્લાન આકાશને છેડે ઢળી પડ્યો હતો. કમલાએ આવતા અંધકારની સામે ઊભેલા તે અસ્તગામી સૂર્યને પ્રણામ કર્યા. ત્યાર પછી માથે ગંગાજળના છાંટા નાખી નદીમાં કેટલેક દૂર સુધી ઊતરી, અને હાથ જોડીને ખોબો બનાવી ગંગામાં જલાંજલિ અર્પણ કરી ફૂલ વહેતાં મૂક્યાં. ત્યાર પછી ગુરુજનોને ઉદ્દેશીને પ્રણામ કર્યા. પ્રણામ કરીને માથું ઊંચું કરતાં જ તેને બીજી એક પ્રણમ્ય વ્યક્તિની યાદ આવી. કોઈ દહાડો મોં ઊંચું કરીને તેણે તેના મોં તરફ જોયું નહોતું—જ્યારે એક દહાડો રાતે તે તેની પાસે બેઠો હતો ત્યારે તેના પગ તરફ સુધ્ધાં તેની નજર ગઈ નહોતી—વાસરઘરમાં બીજી સ્ત્રીઓ સાથે તેમણે જે બેચાર શબ્દો ઉચ્ચાર્યા હતા તે પણ તેણે જાણે ઘૂમટામાં થઈને, લજ્જાના પડદા પાછળથી બરાબર સ્પષ્ટ રીતે સાંભળ્યા નહોતા. તેમનો તે કંઠસ્વર યાદ કરવા માટે આજે આ પાણીને કાંઠે ઊભાં રહીને તેણે એકમને પ્રયત્ન કર્યો, પણ કેમે કર્યો તે યાદ આવ્યો નહિ.

તેના લગ્નનું મુહૂર્ત ખૂબ મોડી રાતે હતું. બિલકુલ થાકેલે શરીરે તે ક્યારે ક્યાં ઊંઘી ગઈ હતી તે પણ એને યાદ નથી—સવારે ઊઠીને જુએ છે તો તેમના પડોશીના ઘરની એક વહુ તેને ઢંઢોળીને જગાડીને ખિલખિલ કરતી હસતી હતી—પથારીમાં બીજું કોઈ જ નહોતું. જીવનની આ છેલ્લી ઘડીએ જીવનેશ્વરને સ્મરણ કરવા માટે તેની પાસે કશું જ સાધન નહોતું. તે તરફ સંપૂર્ણ અંધકાર હતો. કોઈ મૂર્તિ નહોતી, કોઈ શબ્દ નહોતો, કોઈ ચિહ્ન નહોતું! જે લાલ પાનેતરની સાથે તેમની ચાદરનો છેડો બાંધ્યો હતો,—તારિણીચરણની આપેલી તે તદ્દન સોંઘી કિંમતના પાનેતરની કિંમત કંઈ કમલા સમજતી નહોતી—તે પાનેતર પણ તેણે જતન કરીને સાચવ્યું નહોતું.

રમેશે હેમનલિનીને જે ચિઠ્ઠી લખી હતી, તે કમલાના પાલવને છેડે બાંધેલી હતી. તે ચિઠ્ઠી છોડીને, કાંઠાની રેતીમાં બેસીને તેનો એક ભાગ સંધ્યાના પ્રકાશમાં વાંચવા લાગી. તે ભાગમાં તેના પતિનો પરિચય હતો,—વધારે શબ્દો નહોતા, માત્ર તેમનું નામ નલિનાક્ષ ચટ્ટોપાધ્યાય, અને તેઓ રંગપુરમાં ડાકટરનો ધંધો કરતા હતા, અને હવે ત્યાં તેમનો પત્તો લાગતો નથી—એટલું જ માત્ર. કાગળના બીજા ભાગમાં ખૂબ શોધવા છતાં તેને કંઈ ન મળ્યું. "નલિનાક્ષ" એ નામ તેના અંતરમાં સુધાવર્ષણ કરવા લાગ્યું,—એ નામે તેના આખા અંતરને જાણે ભરી દીધું, એ નામે જાણે અદૃશ્ય દેહ ધારણ કરી તેને ઘેરી લીધી—તેની આંખોમાંથી અવિરામ અશ્રુધારાએ વહી તેના હૃદયને સ્નિગ્ધ બનાવી દીધું—તેનો અસહ્ય દુઃખદાહ જાણે શમી ગયો લાગ્યો. કમલાનું અંતર કહેવા લાગ્યું: "આ કાંઈ શૂન્યતા નથી, અંધકાર નથી—જોઉં છું કે તે છે, તે મારા જ છે." પછી કમલા પ્રાણપણે બળે બોલી ઊઠી: "હું સતી હોઉં તો મારે આ જીવનમાં જ તેમની

ચરણુરજ લેવી, વિધાતા કદી મારા માર્ગમાં અડચણ નાખી નહિ શકે. હું છું તો તેઓ પણ ગયા નથી જ. તેમની સેવા કરવા માટે જ ઈશ્વરે મને બચાવી છે."

એમ કહીને તેણે પોતાના રૂમાલે બાંધેલો ચાવીનો ઝૂમખો ત્યાં જ નાખ્યો, અને તરત જ તેને યાદ આવ્યું, કે રમેશનો આપેલો એક બ્રોચ તેના લૂગડામાં ભરાવેલો છે. તે ઝટપટ કાઢી નાખી પાણીમાં ફેંકી દીધો. ત્યાર પછી પશ્ચિમ તરફ મોં કરી તેણે ચાલવાનું શરૂ કર્યું—ક્યાં જવું, શું કરવું એ કંઈ તેના મનમાં સ્પષ્ટ નહોતું, માત્ર તેને એટલી ખબર પડી હતી કે મારે ચાલવાનું જ છે, અહીં એક ઘડી પણ ઊભા રહેવાનું મારે સ્થાન નથી.

શિયાળાની સંધ્યાનો પ્રકાશ ઊડી જતાં વાર ન લાગી. અંધારામાં સફેદ રેતીનો કિનારો અસ્પષ્ટ ભાવે અફાટ વિસ્તરેલો હતો, એકાએક એક ઠેકાણે જાણે કોઈકે વિચિત્ર રચનાત્રલિમાંથી સૃષ્ટિની થોડી ચિત્રલેખા તદ્દન ભૂંસી નાખી ન હોય. કૃષ્ણ-પક્ષની અંધારી રાત્રિ પોતાના બધાય અપલક તારાઓ સાથે આ જનશૂન્ય નદીકાંઠે અતિ ધીરેધીરે નિઃશ્વાસ નાખવા લાગી.

કમલા પોતાની સામે ઘર વગરના અનંત અંધકાર સિવાય બીજું કશું જ જોઈ ન શકી, પણ તે જાણતી હતી, કે તેને ચાલવું જ પડવાનું છે, કોઈ ઠેકાણે પહોંચાશે કે નહિ, એનો વિચાર કરવાનો પણ તેનામાં અધિકાર નહોતો.

બરાબર નદીને કાંઠે કાંઠે મારે ચાલવું એવું તેણે નક્કી કર્યું —આમ કરવાથી કોઈને પણ તેણે રસ્તો પૂછવો નહિ પડે, અને જો તેને માથે કંઈ આફત આવી પડે તો એક ક્ષણમાં આ ગંગા તેને આશ્રય આપશે.

આકાશમાં ધુમ્મસ બિલકુલ નહોતું. અનાવિલ અંધકાર કમલાને વીંટી રહ્યો, પણ તેની દૃષ્ટિની આડે તે ન આવ્યો.

રાત વધવા લાગી. જવનાં ખેતરો આગળ શિયાળો રડવા લાગ્યાં. કમલા ખૂબ દૂર ચાલતાં ચાલતાં રેતીનો કાંઠો પૂરો થઈ ગયો અને માટીનો ભાગ શરૂ થયો. નદી કાંઠે જ એક ગામ નજરે પડ્યું. કમલાએ ધડકતે હૈયે ગામ પાસે આવીને જોયું તો ગામ ઊંઘતું હતું. બીતાં બીતાં ગામ વટાવીને જતાં જતાં તેના શરીરની શક્તિ ખૂટી ગઈ. આખરે એક ઠેકાણે તે એવા એક તૂટેલા કિનારા આગળ આવી પહોંચી, કે ત્યાં સામે કોઈ જાતનો રસ્તો તેને મળ્યો નહિ. બિલકુલ અશક્ત થઈને તે એક વડ નીચે સૂઈ ગઈ. સૂતાં વેંત જ ઊંઘ આવી ગઇ, તેને ખબર સુધ્ધાં પડી નહિ.

પરોડ થતાં આંખ ઉઘાડીને જુએ છે, તો કૃષ્ણપક્ષના ચંદ્રના તેજને લીધે અંધકાર ઓછો થઈ ગયો હતો, અને એક પ્રૌઢ સ્ત્રી તેને પૂછતી હતી : "તું કોણ છે, બહેન ? શિયાળાની રાતમાં આ વડની નીચે કોણ સૂતું છે ?"

કમલા ચમકી અને ઊઠીને થઈ બેઠી. તેણે જોયું કે તેની પાસે જ ઘાટ ઉપર બે મોટાં વહાણ બાંધેલાં હતાં. આ પ્રૌઢા લોકો ઊઠે તે પહેલાં જ સ્નાન પતાવી લેવા માટે તૈયાર થઈને આવી હતી.

પ્રૌઢાએ કહ્યું : "હેં અલી, તું તો બંગાળી જેવી દેખાય છે ?"

કમલાએ કહ્યું : "હું બંગાળી છું."

પ્રૌઢા : અહીં કેમ પડી રહી છે ?

કમલા : હું કાશી જવા નીકળી છું. રાત બહુ થઈ ગઈ, ઊંઘ આવવા લાગી એટલે અહીં જ સૂઈ ગઈ.

પ્રૌઢા : ઓ મા ! શું બોલે છે ! પગે ચાલીને કાશી જાય છે ? વારું, ચાલ, પેલા વહાણમાં ચાલ, હું નાહીને આવું છું.

સ્નાન પછી પેલી સ્ત્રીની સાથે કમલાને ઓળખાણ થઈ.

ગાજિપુરમાં જે સિદ્ધેશ્વરબાબુને ઘેર ખૂબ ધામધૂમપૂર્વક લગ્ન થતાં હતાં, તે લોકો એમનાં સગાં હતાં. આ પ્રૌઢાનું નામ નવીનકાલી હતું અને એના પતિનું નામ મુકુંદલાલ દત્ત હતું—થોડા વખતથી કાશીમાં જ રહેતાં હતાં. સગાના નિમંત્રણને પાછું ઠેલી ન શક્યાં, છતાં રખે ને તેમને ઘેર રહેવું કે ખાવું પડે એટલા માટે વહાણમાં બેસીને ગયાં હતાં. લગ્નવાળાં ઘરની બાઈએ દુઃખ વ્યક્ત કર્યું ત્યારે નવીનકાલીએ કહ્યું: "તમે જાણો તો છો જ બહેન, કે એમનું શરીર સારું નથી. અને બાળપણથી એમને અમુક જ જાતની ટેવ પડી ગયેલી છે. ઘેર ગાય રાખી, તેના દૂધનું માખણ બનાવી તે માખણના ઘીની તેમને માટે પૂરી થાય, —વળી તે ગાયને ગમે તે ખવાડીએ તે ન ચાલે—" વગેરે વગેરે.

નવીનકાલીએ પૂછ્યું: "તારું નામ શું?"

કમલાએ કહ્યું: "મારું નામ કમલા."

નવીનકાલી: તારા હાથમાં લોહા છે; તો ધણી છે કે શું?

કમલા બોલી: "લગ્નના બીજા જ દિવસથી સ્વામી ખોવાઈ ગયા છે."

નવીનકાલી: ઓ મા, તું શું બોલે છે? તારી ઉંમર તો કંઈ બહુ લાગતી નથી.

તેને પગથી તે માથા સુધી નિરખીને જોઈને કહ્યું: "પંદરથી વધારે નહિ હોય."

નવીનકાલી: તું બ્રાહ્મણની છોકરી છે?

કમલાએ કહ્યું: "હા."

નવીનકાલીએ કહ્યું: "તમારું ઘર ક્યાં આવ્યું?"

કમલા: હું કદી સાસરે ગઈ નથી, મારા બાપનું ઘર બિશુખાલિમાં છે.

કમલાના બાપાનું ઘર બ્રિશુખાલિમાં જ હતું એ તે જાણતી હતી.

નવીનકાલી : તારાં માબાપ—

કમલા : મારાં માબાપ કોઈ નથી !

નવીનકાલી : હરિ બોલો ! ત્યારે તો તું શું કરશે !

કમલા : કાશીમાં જો કોઈ સારા ગૃહસ્થ મને ઘરમાં રાખી બે વેળ બે મૂઠી ખાવા આપે, તો હું કામ કરીશ. મને રાંધતાં આવડે છે.

નવીનકાલી વગર પગારે રાંધનારી મળી જોઈ મનમાં ને મનમાં ખૂબ ખુશ થયાં. બોલ્યાં: "અમારે તો જરૂર નથી—મહારાજ નોકર બધું જ અમારી સાથે છે. વળી અમારે ત્યાં ગમે તે રસોયો હોય તે ચાલે નહિ. બાબુની રસોઈમાં જરા આડા-અવળી થયું કે આવી બન્યું ! મહારાજને પગાર આપવો પડે છે ચૌદ રૂપિયા, તે ઉપરાંત ખાવાનું અને કપડાં. પણ ભલે, તું બ્રાહ્મણની છોકરી આફતમાં આવી પડી છે,—તો ચાલ, અમારે ત્યાં જ ચાલ. કેટલાંય માણસો ખાય છે, પીએ છે, કેટલુંય બગડે છે, એક માણસ વધશે તેની કોઈ ને ખબરે પડશે નહિ. અમારે ત્યાં કામ પણ કંઈ બહુ નથી. અહીં માત્ર બાબુ અને હું બે જણ છીએ. છોકરીઓ બધી પરણાવી દીધેલી છે, ને તે પણ બધી સારાં મોટાં ઘરમાં પડી છે ! મારે માત્ર એક જ છોકરો છે, તે મેજિસ્ટ્રેટ છે. હમણાં સિરાજગંજ છે. લાટસાહેબને ત્યાંથી બબ્બે મહિને તેના પર કાગળ આવે છે. હું બાબુને કહું છું કે આપણા નોટાને તો કોઈ વાતની ખોટ નથી, તેને શું કામ આ હસરડો કરવો જોઈએ ! આવી મોટી નોકરી સૌના નસીબમાં હોતી નથી એ હું જાણું છું, પણ દીકરાને છેક દૂર પરદેશમાં પડી રહેવું પડે છે ને ! શું કામ ! શી જરૂર છે ! બાબુ કહે છે :

"અરે એટલા માટે નથી એટલા માટે નથી! તું બાઈ માણુસ સમજે નહિ! મેં શું પૈસા કમાવાને માટે નોટોને નોકરીએ વળગાડ્યો છે! મારે શી ખોટ છે! પણ, હાથમાં કંઈક કામ હોવું જોઈએ. નહિ તો જુવાન વયમાં, ક્યારે શી મતિ સૂઝે કોણ જાણે!"

સઢમાં પવનનું જોર હતું. કાશી પહોંચતાં બહુ વખત લાગ્યો નહિ. શહેરની બરાબર બહાર જ નાના સરખા બગીચાવાળા એક બે માળના મકાનમાં બધાં જઈને ઊતર્યાં.

ત્યાં ચૌદ રૂપિયાના પગારદાર બ્રાહ્મણનો કંઈ પત્તો લાગ્યો નહિ—એક ઉડિયા બ્રાહ્મણ હતો, થોડા જ દિવસમાં એક દહાડો નવીનકાલી તેના ઉપર ખૂબ ચિડાઈ ગયાં અને તેને વગર પગારે જ કાઢી મૂક્યો. એટલે ચૌદ રૂપિયા પગારનો અતિ દુર્લભ એવો એક બીજો રસોઇયો મળે તે દરમિયાન કમલાને જ બધું રાંધવા સીંધવાનો ભાર લેવો પડ્યો.

નવીનકાલીએ વારંવાર કમલાને ચેતવીને કહ્યું: "જોજે દીકરી, કાશી શહેર સારું નથી. તારી ઉંમર નાની છે. ઘરની બહાર કદી નીકળીશ નહિ. ગંગાસ્નાન કરવા અથવા વિશ્વેશ્વરનાં દર્શને હું જ્યારે જઈશ ત્યારે તને સાથે લઈ જઈશ."

કમલા રખેને હાથમાંથી છટકી જાય, એટલા માટે નવીનકાલી તેને ખૂબ સાવધાનીથી રાખતાં. બંગાલી સ્ત્રીઓ સાથે પણ હળવા-મળવાની તેને ઝાઝી તક આપતાં નહિ. દિવસે તો કામનો જ પાર નહોતો, સાંજ પછી રોજ થોડી વાર નવીનકાલી પોતાનો જે વૈભવ, જે ઘરેણાંગાંઠાં, જે સોનારૂપાનાં વાસણ, જે મખમલ-કિનખાબના ઘરશણગાર ચોરની બીકે કાશી લાવી શક્યાં નહોતાં તેની જ વાત કરતાં. કાંસાની થાળીમાં ખાવાની તો બાબુને કદી ટેવ નહિ, એટલે શરૂઆતમાં તો એ વિષે તેઓ ખૂબ બબડતા.

તેઓ કહેતાઃ "કદાચ બેચાર થાળી ચોરાઈ ગઈ તોયે શું? નવી ઘડાવતાં શી વાર? પણ રૂપિયા હોય એટલે બગાડવા એવું મારાથી કદી સહન થતું નથી. તેના કરતાં તો થોડો વખત જરા અગવડ વેઠીને રહેવું સારું! આ જો ને, દેશમાં અમારું મસ મોટું ઘર છે, ત્યાં ગમે તેટલાં માણસ હોય તેનો કંઈ વાંધો નહિ, પણ એટલા માટે કંઈ અહીં ૨૦–૨૫ નોકરો થોડા જ લવાય? બાબુ કહે છે: 'પાસે જ જોઈએ તો એકાદ બીજું ઘર ભાડે રાખીશું.' મેં કહ્યું: 'ના, તે મારાથી નહિ બને—અહીં બે ઘડી આરામ કરવાનો મૂકીને આખો વખત માણસો અને ઘરની ચિંતા જ રાત-દહાડો કર્યા કરવી એવું કોણે કહ્યું!' વગેરે.

## ૫૨

નવીનકાલીના આશ્રયમાં કમલાના પ્રાણ થોડાં પાણીવાળા ગંદા તળાવડાનાં માછલાંની જેમ આકુળવ્યાકુળ થવા લાગ્યા. અહીંથી બહાર જવાય તો તેના જીવમાં જીવ આવે, પણ બહાર જઈને ઊભાં ક્યાં રહેવું? તે દિવસે રાતે ઘર વગરની બહારની દુનિયાને તેણે જોઈ હતી. તેમાં આંધળિયાં કરી પોતાની જાતને વહેતી મૂકવાની તેની હવે હિંમત ચાલતી નહોતી.

નવીનકાલીને કમલા ઉપર હેત નહોતું એમ નહિ, પણ તે હેતમાં રસ નહોતો. એકાદ બે દિવસ માંદગીના વખતમાં તેમણે કમલાની ચાકરી પણ કરી હતી, પણ તે ચાકરી કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારવી મુશ્કેલ હતું. એના કરતાં તો કામમાં પડ્યાં રહેવું સારું, પણ જે વખત તેને નવીનકાલીના બહેનપણામાં ગાળવો પડતો, તે જ તેને સૌથી ભારે લાગતો હતો.

એક દહાડો સવારમાં નવીનકાલીએ કમલાને બોલાવીને કહ્યું: "અરે ઓ બામુનઠાકરુણ, આજે બાબુનું શરીર બહુ સારું નથી, આજે ભાત ન કરીશ, રોટલી કરજે. પણ એટલે કંઈ વાડકી ભરીને ઘી નથી લેવાનું! મને ખબર છે તારા રાંધવાના ઢંગ,

એમાં આટલું બધું ઘી શી રીતે વપરાય છે, એ મને તો કંઈ સમજાતું નથી. એના કરતાં તો પેલો ઉડિયો બ્રાહ્મણ સારો હતો— તે ઘી લેતો ખરો, પણ રસોઈમાં ઘીનો સ્વાદ થોડો ઘે આવતો હતો."

કમલા આ બધાનો કશો જવાબ જ આપતી નહિ—જાણે સાંભળતી જ ન હોય એ રીતે મૂંગી મૂંગી કામ કર્યા કરતી.

આજે અપમાનના ગુપ્ત ભારથી દબાયેલે હ્રદયે કમલા મૂંગે મોઢે શાક સમારતી હતી—તેને આખી પૃથ્વી વિરસ અને જીવન અકારું લાગતું હતું. એવામાં બાઈસાહેબના ઓરડામાંથી એક શબ્દ તેને કાને પડચો, અને તેણે કમલાને એકદમ ચમકાવી મૂકી. નવીનકાલી તેના ચાકરને બોલાવીને કહેતાં હતાં: "ઓરે તુલસી, જા તો, શહેરમાંથી નલિનાક્ષ ડાકટરને જલદી બોલાવી લાવ. કહેજે કે બાબુનું શરીર ખૂબ બગડયું છે."

નલિનાક્ષ ડાકટર! કમલાની આંખ સામે આખાય આકાશનો પ્રકાશ ઝંકૃત વીણાના સોનેરી તારની માફક કંપવા લાગ્યો. તે શાક સમારવાનું રહેવા દઈ બારણા આગળ આવીને ઊભી રહી. તુલસી નીચે ઊતરીને આવ્યો એટલે કમલાએ પૂછયું: "ક્યાં જાય છે, તુલસી?"

તેણે કહ્યું: "નલિનાક્ષ ડાકટરને બોલાવવા જાઉં છું."

કમલા બોલી: "એ વળી કયા ડાકટર?"

તુલસીએ કહ્યું: "તે અહીંના એક મોટા ડાકટર છે."

કમલા: તે ક્યાં રહે છે?

તુલસીએ કહ્યું: "શહેરમાં જ રહે છે, અહીંથી અડધો કોશ હશે.

ખાવાનું જે કાંઈ થોડુંઘણું બચતું તે કમલા ઘરના નોકર-ચાકરને વહેંચી આપતી. એટલા ખાતર તેને ઠપકો પુષ્કળ

સાંભળવો પડતો, પણ એ ટેવ તેનાથી છૂટતી નહોતી. ખાસ કરીને ગૃહિણીના સખત નિયમને લીધે આ ઘરનાં માણસોને ખાવાની આપદા સૌથી વધારે હતી. તે ઉપરાંત બાબુ અને બાઈ-સાહેબને ખાતાં વાર થતી. નોકરો ત્યાર પછી ખાવા પામતા. તેઓ જ્યારે આવીને કમલાને જણાવતાઃ "બામુનઠાકરુણ, ખૂબ ભૂખ લાગી છે," ત્યારે તેનાથી તે લોકોને કંઈ ને કંઈ ખાવાનું આપ્યા વિના રહેવાતું નહિ. આ રીતે ઘરના નોકરચાકર બે દિવસમાં જ કમલાને તદ્દન વશ થઈ ગયા હતા.

ઉપરથી અવાજ આવ્યો : "રસોડાના બારણા આગળ ઊભાં ઊભાં શાની મસલત ચાલે છે રે, તુલસી! મને આંખ નથી એમ માનતો હશે! શહેરમાં જતાં જતાં એક વાર રસોડામાં ન જાય તો નહિ ચાલે કેમ? આ જ રીતે વસ્તુઓ ઊપડી જાય છે! કહું જે બામુનઠાકરુણ, તું રસ્તામાં પડી હતી, દયા કરીને તને આશરો આપ્યો તેનો બદલો આવો આપવાનો કેમ!"

બધાં જ તેની વસ્તુઓ ચોરી જાય છે, એ વહેમ નવીન-કાલીને કેમે કર્યો છોડતો નહોતો. જ્યારે પુરાવાનું નામે નહિ હોય ત્યારે પણ તે અનુમાનથી જ ઠપકો આપી દેતાં. તેમણે નક્કી કર્યું હતું, કે અંધારામાં પથ્થર મારવાથી પણ મોટે ભાગે પથ્થર બરાબર જગ્યાએ જ જઈને પડે છે, અને તે હમેશાં સાવચેત છે, અને તેને છેતરી શકાય એમ નથી, એવું નોકરને સમજાય છે.

આજે નવીનકાલીનાં તીવ્ર વચન કમલાના મનમાં પણ વાગ્યાં નહિ. તે આજે કેવળ યંત્રની જેમ કામ કરતી હતી, તેનું મન કોણ જાણે ક્યાં ઊડી ગયું હતું, તેનું ઠેકાણું નહોતું.

નીચે રાંધણિયાના બારણા આગળ ઊભાં રહીને કમળા રાહ જોતી હતી. એવામાં તુલસી પાછો આવ્યો, પણ તે એકલો આવ્યો. કમળાએ પૂછ્યું : "તુલસી, કેમ, ડાક્ટરબાબુ ન આવ્યા?"

તુલસીએ કહ્યું : "ના, તેઓ ન આવ્યા."

કમલા : કેમ ?

તુલસી : તેમની મા માંદાં છે.

કમલા : મ માંદાં છે ? ઘરમાં શું કોઈ નથી ?

તુલસી : ના, તેઓ કાંઈ પરણ્યા નથી.

કમલા : પરણ્યા નથી, તને શી રીતે ખબર પડી ?

તુલસી : ચાકરને મોઢે મેં સાંભળ્યું છે કે તેમને સ્ત્રી નથી.

કમલા : કદાચ તેમની સ્ત્રી મરી ગઈ હશે.

તુલસી : એમ પણ બને. પણ તેમનો નોકર વ્રજ તો કહે છે કે તેઓ જ્યારે રંગપુરમાં ડાકટરનો ધંધો કરતા હતા, ત્યારે પણ તેમને સ્ત્રી નહોતી !

ઉપરથી બૂમ પડી : "તુલસી !—" કમલા ઝટપટ રાંધણિયામાં પેસી ગઈ, અને તુલસી ઉપર ચાલ્યો ગયો.

નલિનાક્ષ—રંગપુરમાં ડાકટરનો ધંધો કરતા હતા—કમલાના મનમાં હવે લગારે શંકા ન રહી. તુલસી ઊતરી આવ્યો એટલે કમળાએ ફરી તેને પૂછ્યું: "જો, તુલસી, ડાકટરબાબુના નામના મારા એક સગા છે,—કહે જોઉં એ બ્રાહ્મણ જ છે ને ?"

તુલસી : હા, બ્રાહ્મણ, ચેટર્જી.

ગૃહિણીની નજર પડવાની બીકે તુલસીએ બામુનઠાકરુણની સાથે વધારે વખત વાત કરવાની હિંમત કરી નહિ—તે ચાલ્યો ગયો.

કમલાએ નવીનકાલી પાસે જઈને કહ્યું : "કામકાજ બધું પતાવી આજે હું એક વાર દશાશ્વમેધ ઘાટ ઉપર સ્નાન કરી આવીશ."

નવીનકાલી: તારું તો બધું જ વિચિત્ર. બાબુને આજ સારું નથી,—આજે ક્યારે શાની જરૂર પડે તે કંઇ કહેવાય નહિ—આજે તું જાય એ શી રીતે ચાલે?

કમલાએ કહ્યું: "મારા એક અંગના માણસ અહીં કાશીમાં છે એવી મને ખબર મળી છે, મારે એક વાર તેમને મળવા જવું છે."

નવીનકાલી: આ વાત બરાબર નથી. મારી ઉંમર ઠીકઠીક થઈ છે, હું આ બધું સમજું છું. ખબર તને કોણે લાવી આપી? તુલસીએ હશે? એ હરામખોરને હવે રાખવો નથી. બામુનઠાકરુણ, જરા કહું તે સાંભળ. જ્યાં સુધી મારે ત્યાં રહે છે, ત્યાં સુધી ઘાટ પર એકલાં નાહવા જવું, સગાંને શોધવા એકલાં શહેરમાં નીકળવું, એ બધું નહિ ચાલે, એ તને કહી મૂકું છું.

તુલસીને અબઘડી કાઢી મૂકવાનો અને તે ફરી આ ઘર સામું યે ન જોવા પામે એવું કરવાનો દરવાનને હુકમ થઈ ગયો.

ગૃહિણીના જાપ્તાને લીધે બીજા બધા ચાકરોએ પણ કમલાનો સંગ બને એટલો છોડી દીધો.

નલિનાક્ષ વિષે જ્યાં સુધી કમલાને ચોક્કસ ખબર મળી નહોતી ત્યાં સુધી તેને ધીરજ રહેતી હતી; પણ હવે ધીરજ રાખવી તેને માટે મુશ્કેલ થઈ પડ્યું. આ શહેરમાં જ તેના સ્વામી રહે છે, છતાં તે એક ક્ષણને માટે પણ બીજા ઘરમાં આશરો લઈને રહે એ તેને અસહ્ય થઈ પડ્યું. કામકાજમાં તેની ડગલે ને પગલે ભૂલો થવા લાગી.

નવીનકાલીએ કહ્યું: "કહું જે બામુનઠાકરુણ, તારાં લક્ષણ કંઈ સારાં જણાતાં નથી. તને શું ભૂત વળગ્યું છે? તેં પોતે તો ખાવાપીવાનું બંધ કર્યું છે, અમને પણ ઉપવાસ કરાવીને મારવાં છે કે શું? આજકાલ તારી રસોઈ મોંમાં ઘલાતી નથી."

કમલાએ કહ્યું: "મારાથી અહીં હવે કામ નથી થતું—મારું કેમે કર્યું મન ચોંટતું નથી. મને રજા આપો."

નવીનકાલી છણકો કરી ઊઠીને બોલ્યાં: "ખરું! ખરું! કળજુગમાં કોઈનું ભલું કરવામાં સાર નથી! તને દયા કરીને આશ્રય આપવા માટે મારા કેટલા વખતના કેવા સારા રસોઇયાને છૂટો કર્યો. એક વાર તપાસ સુદ્ધાં કરી નહિ કે તું સાચે જ બામણની છોકરી છે કે નહિ! આજે ખાસ્સાં આવીને કહે છે કે મને રજા આપો! જો નાસી જવાનો પ્રયત્ન કર્યો તો પોલીસમાં ખબર ન આપું તો! મારો દીકરો મૅજિસ્ટ્રેટ છે—તેના હુકમથી કેટલાય લોકો ફાંસીએ ગયા છે—મારી આગળ તારી ચાલાકી નહિ ચાલે. તેં સાંભળ્યું તો છે—ગદો બાબુની સામે બોલવા ગયો હતો તે મૂઆનો એવો ઘાટ ઘડાઈ ગયો કે આજે પણ જેલ ભોગવે છે! અમે કાંઈ તને રેંજીપેંજી મળ્યાં નથી!"

વાત ખોટી નહોતી—ગદા નોકરને ઘડિયાળ ચોરવાના આરોપસર જેલમાં મોકલાવ્યો હતો ખરો!

કમલાને કશો ઉપાય જડ્યો નહિ. તેની જીવનભરની સાર્થકતા જ્યારે હાથ લંબાવતાં મળે એમ હોય, ત્યારે તે હાથ જ જકડાયેલા જેવો થઈ જાય, એના જેવું નિષ્ઠુર બીજું શું હોય! કમલા પોતાના કામમાં, ઘરમાં, કેમે કરી હવે બંધાઈ રહી શકતી નહોતી. તેનું રાતનું કામ પૂરું થાય એટલે પછી તે ટાઢમાં એક ધાબળો ઓઢીને બગીચામાં નીકળી પડતી. વરણ્ડાઈ પાસે ઊભી રહી જે રસ્તો શહેર તરફ જતો હતો, તે રસ્તા તરફ જોઈ રહેતી. તેનું જે તરુણ હૃદય સેવાને માટે વ્યાકુળ બન્યું હતું, ભક્તિ-નિવેદનને માટે વ્યગ્ર બન્યું હતું—તે હૃદયને કમલા આ રજનીના નિર્જન માર્ગે શહેરમાં કોઈ એક અપરિચિત ઘરની દિશામાં મોકલતી—ત્યાર પછી ઘણી વાર સુધી સ્થિર થઈને ઊભી રહેતી અને ભોંય પર બેસી પ્રણામ કરી પોતાના સૂવાના ઓરડામાં પાછી આવતી.

પરંતુ આટલુંય સુખ, આટલીય સ્વતંત્રતા પણ કમલાને વધુ દિવસ રહી નહિ. રાતનું બધું કામ પતી ગયા પછી પણ એક દહાડો કંઈક કારણથી નવીનકાલીએ કમલાને બોલાવી મંગાવી. નોકરે આવીને ખબર આપીઃ " બામુનઠાકરુણ તો જડતી નથી ! "

નવીનકાલી ધાંધાં થઈ જઈને બોલ્યાં : " એ કેવું, ત્યારે એ ભાગી ગઈ કે શું ? "

નવીનકાલી પોતે તે રાતે દીવો લઈને ઓરડે ઓરડે શોધવા આવ્યાં, પણ ક્યાંય કમલા મળી નહિ. મુકુંદબાબુ અધીંમીંચેલી આંખે હુક્કો તાણતા હતા—તેમને જઈને કહ્યુંઃ " સાંભળ્યું કે, બામુનઠાકરુણ નાસી ગઈ લાગે છે. "

આથી પણ મુકુંદબાબુની શાંતિમાં ભંગ થયો નહિ. તેમણે આળસભર્યે અવાજે માત્ર એટલું જ કહ્યું : " મેં તો ત્યારે જ ના કહી હતી. આપણે એને ઓળખતાં નથી. કંઈ લઈ તો નથી ગઈ ને ? "

ગૃહિણીએ કહ્યું : " પેલે દહાડે તેને જે ગરમ ધાબળી આપી હતી તે કંઈ ઘરમાં નથી; એ સિવાય બીજું શું ગયું છે, હજી મેં જોયું નથી. "

બાબુ અવિચલિત ગંભીર સ્વરે બોલ્યા : " પોલીસને ખબર તો આપીએ ! "

એક ચાકર ફાનસ લઈને રસ્તા પર નીકળી પડ્યો. એટલામાં કમલા તેના ઓરડામાં પાછી આવી જુએ છે તો નવીનકાલી તે ઓરડાની બધી વસ્તુઓ તીરી તીરીને તપાસી જોતાં હતાં. કોઈ વસ્તુ ચોરાઈ ગઈ છે કે નહિ, તે તપાસવા જ તેઓ મંડ્યાં હતાં. એવામાં કમલાને એકાએક જોઈને નવીનકાલી બોલી ઊઠ્યાં : " કહું છું, શું પરાક્રમ કરી આવી ? ક્યાં સિધાવ્યાં હતાં ? "

કમલાએ કહ્યું : "કામ પૂરું કરી હું જરા બાગમાં ફરતી હતી ! "

નવીનકાલી જે મોઢામાં આવ્યું તે બોલી ગયાં. ઘરના બધા નોકરચાકર બારણાં પાસે આવીને ભેગા થયા.

કમલા કોઈ પણ દિવસ નવીનકાલીના કોઈ પણ ઠપકાથી તેમની આગળ આંસુ પાડતી નહોતી. આજે પણ તે લાકડાના પૂતળાની પેઠે સ્થિર થઈને ઊભી રહી.

નવીનકાલીની વાકચઝડી જરા અટકી, એટલે તરત કમલાએ કહ્યું: "મારા ઉપર તમો અસંતુષ્ટ થયાં છો, મને રજા આપી દો."

નવીનકાલી: રજા તો આપશું જ. તારા જેવી નગુણીને બારે દહાડા લૂગડાંરોટલા આપી પોષ્યા કરીશું એવું માનતી જ નહિ! પણ કેવાં માણસના હાથમાં તું આવી છે, તેની બરાબર ખબર પાડયા પછી તને રજા આપીશું.

આ પછી કમલા બહાર જવાની હિંમત કરતી નહિ. તે ઓરડામાં બારણું બંધ કરીને મનમાં ને મનમાં આ શબ્દો બોલતી: "જે માણસ આટલું બધું દુઃખ સહન કરે છે, તેનો ભગવાન જરૂર કંઈક માર્ગ કાઢશે."

મુકુંદબાબુ પોતાના બે નોકરોને સાથે લઈને ગાડીમાં બેસી હવા ખાવા નીકળ્યા હતા. ઘરમાં દાખલ થવાના દરવાજાને અંદરથી આગળો મારેલો હતો. સાંજ થવા આવી હતી.

બારણા આગળથી અવાજ આવ્યો: "મુકુંદબાબુ ઘરમાં છે કે?"

નવીનકાલી ચમકીને બોલી ઊઠયાં: "અરે, નલીનાક્ષ ડાક્ટર આવ્યા છે! બુધિયા, બુધિયા!"

બુધિયા નામધારિણીનો કશો જવાબ મળ્યો નહિ. ત્યારે નવીનકાલીએ કહ્યું: "બામુનઠાકરુણ, જા તો, જલદી બારણું ખોલી આવ. ડાકટરબાબુને કહેજે કે બાબુ હવા ખાવા બહાર ગયા છે, હમણાં આવશે,—જરા વાર રાહ જોવી પડશે."

કમલા ફાનસ લઈને નીચે ઊતરી ગઈ—તેના પગ ધ્રૂજતા હતા, તેની છાતી ધડકતી હતી, તેની હથેલી ઠંડી થઈ ગઈ હતી.

તેને એવી બીક લાગવા માંડી કે રખેને આ ભારે ગભરાટમાં તે નજરે બરાબર જોવા ન પામે.

કમલા અંદરથી આગળો ઉઘાડી નાખી ઘૂમટો તાણી બારણાની પાછળ ઊભી રહી.

નલિનાક્ષે પૂછ્યું: "બાબુ ઘેર છે કે?"

કમલાએ જેમતેમ કરીને કહ્યું: "ના, આપ પધારો."

નલિનાક્ષ દીવાનખાનામાં આવીને બેઠો. એટલામાં બુધિયાએ આવીને કહ્યું: "બાબુ ફરવા ગયા છે, હમણાં આવશે, આપ જરા બેસો."

કમલાના શ્વાસ જોરથી ચાલવા લાગ્યા, અને તેની છાતીમાં કષ્ટ થવા લાગ્યું. જ્યાંથી નલિનાક્ષને બરાબર જોઈ શકાય, એવી એક જગ્યાનો તેણે અંધારા વરંડામાં આશ્રય લીધો—પણ ઊભી ન રહી શકી. વિક્ષુબ્ધ અંતરને શાંત કરવા માટે તેને ત્યાં જ બેસી જવું પડ્યું. તેના હૃદયના ચાંચલ્યની જોડે શિયાળાના પવને ભળીને તેને થરથર ધ્રુજાવી મૂકી.

નલિનાક્ષ કેરોસીનના દીવા પાસે બેઠો બેઠો સ્થિર થઈને કંઈક વિચાર કરતો હતો. અંધકારમાંથી વેપથુમતી કમલા નલિનાક્ષના મોં તરફ એકીટશે જોઈ રહી. જોતાં જોતાં વારંવાર તેની આંખોમાં પાણી આવવા લાગ્યાં. ઝટપટ પાણી લૂછી નાખી તેણે પોતાની એકાગ્ર દૃષ્ટિ વડે નલિનાક્ષને જાણે પોતાના અંતઃકરણના ઊંડામાં ઊંડા અંતઃપુરમાં ખેંચી લીધો. પેલા ઊંચા લલાટવાળા સ્થિર મુખ ઉપર દીવાનો પ્રકાશ મૂર્ચ્છિત થઈને પડ્યો છે, તે મુખ જેમજેમ કમલાના હૃદયમાં અંકિત અને સ્પષ્ટ થવા લાગ્યું, તેમતેમ તેનું આખું શરીર જાણે ધીમેધીમે અવશ થઈને આસપાસના આકાશ સાથે ભળી જવા લાગ્યું; —વિશ્વજગતમાં બીજું કશું જ રહ્યું નહિ, ફક્ત પેલું પ્રકાશિત મુખ

રહ્યું—જેની સામે તે મુખ રહ્યું, તે પણ એ મુખ સાથે સંપૂર્ણપણે ભળી ગઈ.

આ રીતે એ કેટલોક વખત સુધી સચેતન હતી કે અચેતન તે કહી શકાય નહિ—એવામાં એકાએક તે ચમકી ઊઠી, અને જુએ છે તો નલિનાક્ષ ખુરસી ઉપરથી ઊઠી પડ્યો હતો અને મુકુંદબાબુ સાથે વાત કરતો હતો.

રખેને તરત જ એ લોકો વરંડામાં બહાર આવી પડે, અને કમલા પકડાઈ જાય, એ બીકે કમલા વરંડો છોડીને નીચે તેના રાંધણિયામાં જઈને બેઠી. રાંધણિયું આંગણાની એક બાજુએ હતું—અને એ આંગણામાં થઈને ઘરમાંથી બહાર જવાનો રસ્તો હતો.

કમલા સર્વાંગમને પુલકિત થઈને બેઠી બેઠી વિચાર કરવા લાગી : "મારા જેવી કમભાગીને આવો પતિ! દેવ જેવો આવો સૌમ્ય, નિર્મળ, પ્રસન્ન અને સુંદર! ઓ ભગવાન, મારાં બધાં દુઃખો સાર્થક થયાં છે!"—એમ કહીને તેણે અનેકવાર ભગવાનને પ્રણામ કર્યા.

પગથિયાં ઉપરથી નીચે ઊતરવાનો અવાજ સંભળાયો. કમલા ઉતાવળીઉતાવળી અંધારા બારણા પાસે ઊભી રહી. ઝુધિયા દીવો લઈને આગળઆગળ ચાલી, અને તેની પાછળ-પાછળ નલિનાક્ષ બહાર નીકળી ગયો.

કમલા મનમાં ને મનમાં બોલી: "તમારા શ્રીચરણની દાસી હોવા છતાં અહીં પારકાને બારણે દાસી થઈને બંધાઈ રહી છું, તેની તમે મારી આંખ આગળ થઈને ચાલ્યા ગયા, છતાં તમને ખબરે ન પડી."

મુકુંદબાબુ અંતઃપુરમાં જમવા ગયા એટલે કમલા આસ્તે-આસ્તે તે દીવાનખાનામાં ગઈ. જે ખુરસી ઉપર નલિનાક્ષ બેઠો હતો, તેની સામે ભોંય ઉપર કપાળ અડાડી ત્યાંની રજને ચુંબન

કર્યું. સેવા કરવાની કોઈ તક ન મળવાને લીધે રૂંધાઈ રહેલી ભક્તિથી કમલાનું હૃદય કાતર બની ગયું હતું.

બીજે દિવસે કમલાને ખબર મળી કે હવાફેરને માટે ડાક્ટરે મુકુંદબાબુને દૂરદૂર પશ્ચિમમાં કાશી કરતાં વધારે સારી જગ્યાએ જવાની સલાહ આપી હતી. તેથી જ આજથી પ્રવાસની તૈયારી ચાલી રહી હતી.

કમલાએ નવીનકાલીને જઈને કહ્યું: " મારાથી કાશી છોડીને અવાશે નહિ. "

નવીનકાલી : અમારાથી જવાશે અને તારાથી નહિ જવાય! ભારે ભક્તિ લાગે છે!

કમલા : તમે ગમે તે કહો, હું તો અહીંયાં જ રહીશ.

નવીનકાલી : સારું, તો કેમ રહે છે તે જોઈશ.

કમલાએ કહ્યું : " મારા પર દયા કરો, મને અહીંથી લઈ ન જશો!"

નવીનકાલી : તું તો ભયંકર બાઈ લાગે છે! બરાબર જતી વખતે હઠ લીધી! અમે હમણાં ઉતાવળમાં ક્યાં માણસ શોધવા જઈએ! અમારું કામ શી રીતે ચાલશે!

કમલાના કાલાવાલા બધા નકામા ગયા. કમલા પોતાના ઓરડામાં બારણાં બંધ કરીને ભગવાનને સાદ કરી રડવા લાગી.

## ૫૩

જે દિવસે સાંજની વખતે નલિનાક્ષની સાથે લગ્ન કરવા સંબંધે હેમનલિનીની સાથે અન્નદાબાબુને વાતચીત થઈ હતી, તે જ દિવસે રાતે જ અન્નદાબાબુને ફરી પેલી શૂળની વેદના શરૂ થઈ.

રાત જેમતેમ ગઈ. સવારમાં તેમની પીડા શમી ગઈ, એટલે તેઓ પોતાના મકાનના બગીચાના રસ્તા પાસે શિયાળાના સવારના કુમળા તડકામાં સામે એક ટિપાઈ લઈને બેઠા હતા—હેમનલિની ત્યાં જ તેમને ચા પાવાની વ્યવસ્થા કરતી હતી. ગઈ રાતના દર્દને લીધે અન્નદાબાબુનું મોં ફિક્કું અને સુકાયેલું થઈ ગયું હતું. તેમની આંખો નીચે કાળાશ આવી ગઈ હતી—જાણે એક રાતમાં જ તેમની ઉંમર ખૂબ વધી ન ગઈ હોય એમ લાગતું હતું.

જ્યારે જ્યારે અન્નદાબાબુના આ ક્લિષ્ટ મુખ ઉપર હેમ-નલિનીની નજર પડતી હતી, ત્યારે ત્યારે તેની છાતીમાં જાણે છૂરી ભોંકાતી હતી. નલિનાક્ષની સાથે લગ્ન કરવાની હેમનલિનીએ ના પાડી એથી જ આ વૃદ્ધ પિતાને વ્યથા થઈ, અને તેમની તે મનોવ્યથા જ તેમની આ પીડાનું ઉપસ્થિત કારણ હતું, એ હેમનલિનીને મન અતિશય પરિતાપની વાત થઈ પડી. પોતે શું

કરવું, શું કરે તો વૃદ્ધ પિતાને સાંત્વન મળે, તેનો વારંવાર વિચાર કર્યા છતાં પણ તે નક્કી કરી શકતી નહોતી.

એવામાં એકાએક કાકાને લઈને અક્ષય ત્યાં આવી પહોંચ્યો. હેમનલિની એકદમ ચાલી જવાનું કરતી હતી એટલે અક્ષય બોલી ઊઠ્યો: "તમે જશો નહિ, આ ગાજિપુરના ચક્રવર્તીમહાશય છે, એમને અહીં પશ્ચિમના બધા લોકો ઓળખે છે—આપની સાથે એમને ખાસ વાત કરવી છે."

ત્યાં આગળ જ બાંધેલા ચોતરા જેવું હતું—ત્યાં ડોસો અને અક્ષય બેઠા.

ડોસાએ કહ્યું: "મેં સાંભળ્યું છે કે રમેશબાબુની સાથે તમારે ખાસ મિત્રતા છે—એટલે જ હું પૂછવા આવ્યો છું કે તમને તેમની પત્નીના કાંઈ સમાચાર મળ્યા છે?"

અન્નદાબાબુ ક્ષણભર અવાક્ થઈ ગયા, ત્યાર પછી બોલ્યા: "રમેશબાબુનાં પત્ની!"

હેમનલિની આંખો નીચે ઢાળી રહી. ચક્રવર્તીએ કહ્યું: "મા, તમે કદાચ મને બિલકુલ જૂના જમાનાનો જંગલી માનતાં હશો. પણ જરા ધીરજ રાખીને મારી બધી વાત સાંભળશો તો સમજાશે કે હું નકામો જાતે થઈને પારકાની વાત લઈને તમારી સાથે ચર્ચા કરવા નથી આવ્યો! રમેશબાબુ પૂજાના અરસામાં પોતાની સ્ત્રીને લઈને સ્ટીમરમાં બેસીને જ્યારે પશ્ચિમ જવા ઊપડ્યા હતા, ત્યારે તે જ સ્ટીમરમાં તેમની સાથે મારી ઓળખાણ થઈ હતી. તમો તો જાણો છો, કે કમલાને જેણે એક વાર જોઈ છે, તે તેને કદી પરાઈ ગણી શકતું જ નથી. મારા આ ઘડપણમાં અનેક આફત આઘાત સહીને હૃદય રીઢું થઈ ગયું છે, પણ મારી તે મા લક્ષ્મીને તો હું કેમે કર્યે ભૂલી શકતો નથી. રમેશબાબુએ ક્યાં જવું તે કશું નક્કી કર્યું નહોતું—પણ આ ડોસાને જોતાં જ તેની

સાથે કમલાને બે જ દિવસમાં એવી માયા બંધાઈ ગઈ હતી કે તેમણે રમેશબાબુને ગાજિપુર અમારે ઘેર જ ઊતરવાને સમજાવ્યા. ત્યાં કમલા, મારી વચલી છોકરી શૈલની સાથે સગી બહેન કરતાં વધુ હેતથી રહેતી હતી. પણ કોણ જાણે શું થયું, કંઈ કહી શકતો નથી—મા કોણ જાણે કેમ અમને બધાંને આમ રડતાં મૂકી એકાએક ચાલ્યાં ગયાં, તે આજ સુધી મને સમજાયું નથી. ત્યારથી શૈલની આંખનાં આંસુ કેમે કર્યાં સુકાતાં નથી."

આટલું બોલતાં બોલતાં ચક્રવર્તીની બંને આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. અન્નદાબાબુ ગભરાઈ ગયા, બોલ્યાઃ "તેમનું શું થયું. તેઓ ક્યાં ગયાં ?"

કાકાએ કહ્યુંઃ "અક્ષયબાબુ, તમે તો બધી વાત સાંભળી છે, તમે જ કહો. કહેતાં મારી તો છાતી ફાટી જાય છે."

અક્ષયે પહેલેથી માંડીને બધી વાત કહી સંભળાવી. પોતે કોઈ પણ જાતની ટીકા કરી નહિ. પણ તેણે કરેલા વર્ણનમાંથી રમેશનું ચરિત્ર બહુ સારું ન ઊઠ્યું.

અન્નદાબાબુ વારંવાર કહેવા લાગ્યા : "અમે તો આ બધી વાત લગારે સાંભળી જ નથી. રમેશ જે દહાડાથી કલકત્તા બહાર ગયા છે, તે દહાડાથી અમને એક પત્ર સુદ્ધાં મળ્યો નથી."

અક્ષયે એમાં ટાપસી પૂરીઃ "એટલું જ નહિ, પણ તેમણે કમલા સાથે લગ્ન કર્યાં છે, એ વાતની પણ અમને ચોક્કસ ખબર નહોતી. વારું. ચક્રવર્તીમહાશય, તમને હું એમ પૂછું છું, કે કમલા રમેશની સ્ત્રી જ છે ને? બહેન કે બીજી કોઈ સગી તો નથી ને?"

ચક્રવર્તી બોલ્યાઃ "તમે શું બોલો છો, અક્ષયબાબુ? સ્ત્રી નથી તો શું છે! આવી સતી લક્ષ્મી જેવી સ્ત્રી કેટલાના નસીબમાં હોય છે?"

અક્ષયે કહ્યું: "પણ નવાઈની વાત એ છે, કે સ્ત્રી જેટલી સારી હોય છે, તેટલો તેનો અનાદર પણ વધારે થાય છે. ભગવાન સારાં માણસોને જ સૌથી વધારે કઠણ પરીક્ષામાં નાખતા લાગે છે!" એમ કહીને અક્ષયે એક ઊંડો નિસાસો નાખ્યો.

અન્નદા પોતાની વિરલ કેશરાજિમાં અંગુલિચાલના કરતા કરતા બોલ્યા: "બહુ જ દુઃખની વાત છે. એમાં શંકા નહિ, પણ જે થવાનું તે તો થઈ ગયું છે. હવે વૃથા શોક કર્યે શું વળવાનું છે?"

અક્ષયે કહ્યું: "મારા મનમાં એવી શંકા આવી કે કદાચ કમલાએ આપઘાત ન કર્યો હોય, અને ઘર છોડીને ચાલી ગઈ હોય, એટલે ચક્રવર્તીમહાશયને લઈને કાશીમાં એક વાર તપાસ કરવા આવ્યો. તમને કશી ખબર જ નથી એ તો બરાબર સમજી શકાય એવું છે। ગમે તેમ હો, બેચાર દિવસ અહીં તપાસ તો કરીએ।"

અન્નદાબાબુએ કહ્યું: "રમેશ અત્યારે ક્યાં છે?"

કાકાએ કહ્યું: "તેઓ તો અમને કશું કહ્યા વગર જ ચાલ્યા ગયા છે."

અક્ષયે કહ્યું: "મને તો મળ્યા નથી. પણ મેં લોકોને મોઢે સાંભળ્યું છે કે તે કલકત્તા જ ગયા છે. હું ધારું છું કે અલિપોરમાં પ્રૅક્ટિસ કરશે. માણસ કંઈ આખો જન્મારો શોક કર્યા કરતો નથી. તેમાંયે જો તેની ઉંમર યુવાન હોય તો તો ખાસ. ચક્રવર્તીમહાશય, ચાલો, શહેરમાં એક વાર સારી પેઠે શોધ કરી જોઈએ."

અન્નદાબાબુએ પૂછ્યું: "અક્ષય, તું તો અહીં જ આવ્યો છે ને?"

અક્ષયે કહ્યું: "ચોક્કસ નથી કહી શકતો. મારું મન ખૂબ ખાટું થઈ ગયું છે, અન્નદાબાબુ. જેટલા દિવસ કાશીમાં છું તેટલા

દિવસ મારે આ તપાસમાં જ રહેવું પડશે. શું કહો છો, ગૃહસ્થ ઘરની છોકરી છે, કદાચ દુઃખના માર્યા ઘર છોડીને ચાલ્યાં આવ્યાં હોય તો આજે કોણ જાણે કેવીયે આફતમાં આવી પડ્યાં હશે, કહો વારુ! રમેશબાબુ ખાસા નિશ્ચિંત થઈ ને બેસી રહી શકે, પણ મારાથી નથી રહેવાતું."

કાકાને સાથે લઈ ને અક્ષય ચાલ્યો ગયો.

અન્નદાબાબુએ અત્યંત ઉદ્વેગ પામીને એક વાર હેમનલિનીના મોં સામે જોયું. હેમનલિની પ્રાણપણે પોતાને કાબૂમાં રાખીને બેઠી હતી. તે જાણતી હતી, કે તેના પિતા મનમાં ને મનમાં તેને વિષે ભય સેવી રહ્યા છે.

હેમનલિનીએ કહ્યું: "બાપુ, આજે એક વાર ડાક્ટર પાસે તમારું શરીર બરાબર તપાસાવી લો. જરાજરામાં તમારી તબિયત બગડી જાય છે, એનો કંઈક ઉપાય કરવો જોઈએ."

અન્નદાબાબુ મનમાં ખૂબ આરામ અનુભવવા લાગ્યા. રમેશ વિષે આવી ભયંકર ચર્ચા થયા પછી હેમનલિનીએ તેમની તબિયત વિષે ઉદ્વેગ પ્રગટ કર્યો, એથી તેમના મન ઉપરથી એક ભાર ઊતરી ગયો. બીજો પ્રસંગ હોત તો તેમણે પોતાની માંદગીની વાત ઉડાવી દેવાનો પ્રયત્ન કર્યો હોત—પણ આજે કહ્યું: "એ વાત બરાબર છે. શરીર બતાવી જ લઈએ. તો પછી આજે નહિ તો કાલે એક વાર નલિનાક્ષને બોલાવીએ, કેમ?"

નલિનાક્ષનું નામ આવતાં હેમનલિની જરા સંકોચમાં પડી ગઈ. પિતાની આગળ તેની સાથે પહેલાંની પેઠે સ્વાભાવિક રીતે મળવું તેને માટે મુશ્કેલ થઈ પડે એમ હતું. છતાં તેણે કહ્યું: "એ જ બરાબર છે. તેમને બોલાવવાને માણસ મોકલી દો."

અન્નદાબાબુ હેમનો અવિચલ ભાવ જોઈને ધીમેધીમે હિંમત પામીને બોલ્યા: "હેમ, રમેશની આ વાત—"

હેમનલિનીએ તરત જ તેમને અટકાવીને કહ્યું: "બાપુ, તડકો આકરો થઈ ગયો છે,—ચાલો, હવે ઘરમાં ચાલો." એમ કહીને તેમને ના પાડવાનો વખત આપ્યા વગર હાથ પકડીને ઘરમાં ખેંચી લઈ ગઈ. ત્યાં તેમને આરામ ખુરશી ઉપર બેસાડી તેમના શરીર ઉપર સારી રીતે ગરમ કાપડ ઓઢાડીને તેમના હાથમાં એક છાપું આપ્યું અને ચશ્માના ઘરમાંથી ચશ્મા બહાર કાઢી પોતે જ તેમની આંખે ચડાવી દઈ કહ્યું: "છાપું વાંચો, હું આવું છું."

અન્નદાબાબુએ કહ્યાગરા બાળકની પેઠે હેમનલિનીનો હુકમ પાળવા પ્રયત્ન કર્યો, પણ કેમે કર્યા ધ્યાન ચોંટાડી શક્યા નહિ. હેમનલિની વિષે તેમનું મન ઉત્કંઠિત થવા લાગ્યું. આખરે એક વાર છાપું મૂકી દઈ હેમને શોધવા ગયા—જુએ છે તો આટલી સવારમાં કવખતે તેનું બારણું બંધ હતું.

કંઈ પણ બોલ્યા વગર અન્નદાબાબુ વરંડામાં આંટા મારવા લાગ્યા. ઘણી વાર પછી ફરી એક વાર હેમનલિનીને શોધવા ગયા તો ત્યારે પણ તેનાં બારણાં બંધ હતાં. એટલે પછી થાકેલા અન્નદાબાબુ ધપ દઈને પોતાની ખુરશી ઉપર બેસી પડી વારંવાર માથાના વાળને હાથ ફેરવી ફેરવીને ખોળી નાખવા લાગ્યા.

નલિનાક્ષે આવીને અન્નદાબાબુને તપાસી જોયા, અને શું કરવું તેની સૂચના આપી, અને હેમને પૂછ્યું: "અન્નદાબાબુના મનમાં શું કાંઈ ઉદ્વેગ છે?" હેમે કહ્યું: "હોય પણ ખરો."

નલિનાક્ષે કહ્યું: "જો બને તો એમના મનને પૂરેપૂરા આરામની જરૂર છે. મારી મા વિષે પણ મારે એ જ મુશ્કેલી ઊભી થઈ છે—તેઓ સહેજસહેજમાં જ એવાં આકળાં થઈ જાય છે કે તેમની તબિયત સાચવવી મુશ્કેલ થઈ પડ્યું છે. કંઈ નજીવી એકાદ ચિંતાને કારણે કાલે આખી રાત તેમને ઊંઘ આવી

નથી. તેઓ લગારે વિચલિત ન થાય એવો હું પ્રયત્ન કરું છું, પણ સંસારમાં રહેવું હોય એટલે એ કેમે કર્યું બની શકે એમ હોતું જ નથી."

હેમનલિનીએ કહ્યું : "તમને પણ આજે બહુ સારું હોય એમ લાગતું નથી."

નલિનાક્ષ : ના, મને તો સારું છે. માંદા રહેવાની મને ટેવ નથી. પણ કાલે રાતે ઉજાગરો થયો હતો, એટલે કદાચ હું જોઈએ એવો તાજો નહિ દેખાતો હોઉં.

હેમનલિની : તમારી માની સેવા કરવા માટે હમેશાં જો કોઈ બાઈ માણસ તેમની પાસે રહે, તો કદાચ સારું થાય. તમે એકલા રહ્યા, તમારે કામકાજ રહ્યાં, તમે શી રીતે એમની સેવાચાકરી કરી શકવાના હતા ?

આ શબ્દો હેમનલિની સહજ ભાવે જ બોલી હતી, વાત પ્રસ્તુત હતી, એ વિષે કશી શંકા નથી—પણ બોલ્યા પછી તરત જ એકાએક તેના ઉપર લજ્જાએ હુમલો કર્યો, તેના મોં પર લાલી ફરી વળી—તેને એકાએક યાદ આવ્યું, કે નલિનાક્ષબાબુને કંઈ ખોટું લાગે તો. અકસ્માત હેમનલિનીને આમ લજવાતી જોઈ નલિનાક્ષને પણ તેની માની સૂચના યાદ આવ્યા વિના રહી નહિ.

હેમનલિની ઝટપટ પતાવી લઈ બોલી : "એમની પાસે એકાદ દાસી રાખી હોય તો સારું નહિ ?"

નલિનાક્ષે કહ્યું : "મેં ઘણી વાર પ્રયત્ન કરી જોયો, પણ મા કેમે કર્યા માનતાં જ નથી. શુદ્ધાચાર વિષે તેમનો સખત આગ્રહ છે, એટલે પગારે રાખેલા માણસ ઉપર તેમને શ્રદ્ધા બેસતી નથી. તે ઉપરાંત, તેમનો સ્વભાવ એવો છે, કે કોઈ માણસ નાછૂટકે તેની સેવા કરે એ તેમનાથી સહન જ થતું નથી."

આ પછી આ સંબંધે હેમનલિનીને કંઈ બોલવાનું રહ્યું

નહિ ! તે થોડી વાર ચૂપ રહી બોલી : " તમારી સલાહ પ્રમાણે ચાલતાં ચાલતાં મહીં મહીંથી કોઈ કોઈ વાર અડચણ આવી પડે છે, અને હું પાછી પડી જાઉં છું. મને ભય લાગે છે કે મારી પ્રગતિ નહિ થાય. મારું મન શું કદી સ્થિર થવાનું જ નથી—મારે શું હમેશાં બહારના આઘાતથી અસ્થિર થવાનું જ રહેશે ? "

હેમનલિનીની કરુણ વિનવણીથી નલિનાક્ષ જરા વિચારમાં પડયો અને બોલ્યો : " જુઓ, વિઘ્ન તો આપણા હૃદયની સઘળી શક્તિઓને જાગ્રત કરવા માટે જ આવે છે. તમે હતાશ ન થશો. "

હેમનલિનીએ કહ્યું : " કાલે સવારે તમે એક વાર આવી શકશો ? તમારી સહાયતા મળે છે ત્યારે મને ખૂબ બળ મળે છે."

નલિનાક્ષના મુખ ઉપર અને કંઠસ્વરમાં જે એક પ્રકારની અવિચળ શાંતિનો ભાવ હોય છે, તેને લીધે હેમનલિનીને એક જાતનો આશ્રય જેવો મળે છે. નલિનાક્ષ ચાલ્યો ગયો. પરંતુ હેમનલિનીના મનમાં સાંત્વનાનો સ્પર્શ મૂકતો ગયો. તેણે પોતાના શયનખંડની સામેના વરંડામાં ઊભા રહી એક વખત કુમળા તડકાથી છવાયેલાં બહારનાં દશ્ય તરફ નજર કરી. તેની ચારે બાજુએ વિશ્વપ્રકૃતિમાં તે રમણીય મધ્યાહ્નના કર્મની સાથે વિરામ, શક્તિની સાથે શાંતિ, ઉદ્યોગની સાથે વૈરાગ્ય ભેગાં વિરાજતાં હતાં, તે વિશાળ ભાવના ખોળામાં તેણે પોતાના વ્યથિત હૃદયને અર્પણ કરી દીધું—ત્યારે સૂર્યના પ્રકાશને અને ઉન્મુક્ત ઉજ્જવળ નીલાંબરને તેના અંતઃકરણમાં જગતનો નિત્ય ઉચ્ચારિત સુગભીર આશીર્વાદ મોકલવાનો અવસર મળ્યો.

હેમનલિની નલિનાક્ષની માનો વિચાર કરવા લાગી. તેઓ કઈ ચિંતામાં પડયાં છે, કેમ તેમને રાતે ઊંઘ ન આવી, તે હેમનલિની સમજી ગઈ. નલિનાક્ષની સાથે તેના લગ્નની સૂચનાનો

પહેલો ધક્કો, પહેલો સંકોચ ઊડી ગયો. નલિનાક્ષ પ્રત્યે હેમનલિનીની એકાંત શરણાગત જેવી ભક્તિ ધીમેધીમે વધી ગઈ હતી, પરંતુ એમાં પ્રેમની વિદ્યુત્ સંચારમયી વેદના નહોતી—તે ભલે ન હોય! એ આત્મપ્રતિષ્ઠ નલિનાક્ષ કોઈ પણ સ્રીના પ્રેમની અપેક્ષા રાખે છે, એવું માની જ શકાતું નથી. તોપણ સેવાની તો સૌને જરૂર હોય છે જ. નલિનાક્ષનાં માતા ઘરડાં અને રોગી છે—નલિનાક્ષની સંભાળ કોણ રાખશે! આ જગતમાં નલિનાક્ષનું જીવન કંઈ અનાદર કરવા જેવી વસ્તુ નથી — એવા માણસની સેવા તો ભક્તિની સેવા જ હોવી ઘટે.

આજે સવારમાં હેમનલિનીએ રમેશના જીવનનો જે એક ભાગ સાંભળ્યો હતો, તેનાથી તેના અંતરમાં એવો એક પ્રચંડ આઘાત લાગ્યો હતો કે એ ભયંકર આઘાતથી પોતાનું રક્ષણ કરવા માટે તેના સમગ્ર મનની સમસ્ત શક્તિ આજે તૈયાર થઈ ગઈ છે. આજે એવી સ્થિતિ આવી છે, કે રમેશને માટે લાગણી થાય એમાં પણ તેને શરમ લાગે છે. વળી તે રમેશનો ન્યાય તોળી તેને અપરાધી ઠરાવવા પણ માગતી નહોતી. પૃથ્વીમાં કેટલાય લાખ્ખો લોકો કંઈ કેટલાંય સારાં ખોટાં કામમાં સંડોવાયેલા હોય છે, છતાં સંસારચક્ર તો ચાલ્યા જ કરે છે — હેમનલિનીએ કંઈ તેનો ન્યાય તોળવાનો ભાર લીધો નથી. રમેશનો વિચાર સુધ્ધાં કરવા હેમનલિની માગતી નથી. કોઈ કોઈ વાર આત્મઘાતિની કમલાની કલ્પના કરી તેનું શરીર થથરી ઊઠતું — તેના મનમાં થતું, એ હતભાગિનીની આત્મહત્યા સાથે શું મારે કોઈ જાતનો સંબંધ છે? ત્યારે લજ્જાથી, ઘૃણાથી, કરુણાથી તેનું આખું હૃદય વલોવાઈ જતું. તે હાથ જોડીને કહેતી: "હે ઈશ્વર, મેં કંઈ અપરાધ કર્યો નથી, તો પછી હું કેમ આમ સપડાઈ ગઈ? મારું આ બંધન છોડી નાખો! મારે બીજું કશું જોઈતું નથી, મને તમારા આ જગતમાં સહજ ભાવે જીવવા દો!"

રમેશ અને કમલાની વાત સાંભળીને હેમનલિનીનો શો અભિપ્રાય બંધાયો છે, તે જાણવા માટે અન્નદાબાબુ ઉત્સુક થઈ ગયા હતા — છતાં ખુલ્લી રીતે વાત કાઢવાની તેમની હિંમત ચાલતી નહોતી. હેમનલિની વરંડામાં ચુપચુપ બેઠી બેઠી ભરતકામ કરતી હતી, ત્યાં જઈ હેમનલિનીના ચિંતામગ્ન મોં તરફ જોઈ જોઈને તે પાછા આવી રહેતા હતા.

સાંજે ડાકટરની સૂચના પ્રમાણે અન્નદાબાબુને જારકચૂર્ણ-વાળું દૂધ પિવાડી હેમનલિની તેની પાસે બેઠી.

અન્નદાબાબુ બોલ્યા : "દીવો આંખ આગળથી આઘો ખસેડી મૂક."

ઓરડામાં જરા અંધારું થયું એટલે અન્નદાબાબુ બોલ્યા : "સવારમાં જે ડોસા આવ્યા હતા, તેમને જોઈને તે ખૂબ સરળ માણસ હોય એવું લાગ્યું."

હેમનલિની આ વિષે એક અક્ષર પણ બોલી નહિ— મૂંગી રહી. અન્નદાબાબુ આથી લાંબી પ્રસ્તાવના કરી શકયા નહિ. તેમણે કહ્યું : "રમેશની વાત સાંભળીને હું તો આભો જ બની ગયો છું—લોકો તેને વિષે અનેક વાતો કરતા હતા — હું આજ સુધી એ માનતો નહોતો — પણ હવે —"

હેમનલિની કાતર કંઠે બોલી : "બાપુ, એ બધી વાતની ચર્ચા રહેવા દો."

અન્નદાબાબુએ કહ્યું : "મા, ચર્ચા કરવાનું તો મન થતું જ નથી પણ વિધિના ખેલને લીધે એકાએક કોઈ કોઈ માણસની સાથે આપણાં સુખદુઃખ જડાઈ જાય છે. એટલે પછી તેના કોઈ પણ આચરણની ઉપેક્ષા કરી શકાતી નથી."

હેમનલિની વેગપૂર્વક બોલી ઊઠી : "ના, ના—સુખદુઃખની ગાંઠો એમ સહેજમાં શાને ગમે ત્યાં બંધાવા દઈએ ! બાપુ, હું સ્વસ્થ છું —મારે માટે ખોટી ચિંતા કરી મને શરમાવશો નહિ."

અન્નદાબાબુ બોલ્યા : " મા હેમ, મારી અવસ્થા થઈ છે, હવે તારું કોઈ ઠેકાણે ઠેકાણું પાડ્યા વગર મારું મન શી રીતે શાંત થાય. તને આમ તપસ્વિનીના જેવી મારાથી મૂકી જવાય ખરી ! "

હેમનલિની મૂંગી રહી. અન્નદાબાબુ બોલ્યા : " જો બહેન, દુનિયામાં એક આશા રોળાઈ ગઈ, એટલે બીજી બધી મહામૂલી વસ્તુઓની પણ ઉપેક્ષા કરવી, એવું કંઈ નથી. તારું જીવન શાથી સુખી થશે, તે આજે કદાચ મનના દુઃખને લીધે તું નયે જાણી શકે — પણ હું સદા તારું ભલું ચિંતવું છું — હું જાણું છું કે તારું હિત શામાં છે, તારું ભલું શામાં છે, મારી સૂચનાની એકદમ ઉપેક્ષા ન કરતી. "

હેમનલિનીની બન્ને આંખો છલકાવા લાગી, તે બોલી : " એવું બોલશો નહિ, હું તમારા કોઈ પણ વચનની ઉપેક્ષા કરતી નથી. તમે જે આજ્ઞા કરશો તે હું જરૂરથી પાળીશ. માત્ર એક વાર મન સ્વચ્છ કરી સારી રીતે માર તૈયાર થઈ લેવું છે. "

અન્નદાબાબુએ તે અંધકારમાં જ એક વાર હેમનલિનીના આંસુ-ભીના મોં ઉપર હાથ ફેરવીને તેને હાથે હાથ અડાડયો. વધુ કશું બોલ્યા નહિ.

બીજે દિવસે સવારે જ્યારે અન્નદાબાબુ હેમનલિની સાથે બહાર ઝાડ નીચે ચા પીવા બેઠા હતા, ત્યારે અક્ષય આવી પહોંચ્યો. અન્નદાબાબુએ નીરવ પ્રશ્ન સહિત તેના મોં સામે જોયું. અક્ષય બોલ્યો : " હજી કશો પત્તો લાગ્યો નથી." એમ કહીને એક પ્યાલો ચા લઈને તે ત્યાં બેસી ગયો.

ધીમેધીમે તેણે વાત કાઢીઃ " રમેશબાબુ અને કમલાનો થોડો સામાન ચક્રવર્તીમહાશયને ત્યાં રહી ગયેલો છે, તે ક્યાં કોને ત્યાં મોકલવો એનો તેઓ વિચાર કરી રહ્યા છે. રમેશબાબુ

જરૂર તમારું ઠેકાણું શોધી કાઢી થોડા જ વખતમાં અહીં આવશે, એટલે તમારે ત્યાં જો—"

અન્નદાબાબુ એકદમ અત્યંત ચિડાઈ જઈને બોલ્યા: "અક્ષય, તને જરા યે અક્કલ નથી! રમેશ મારે ત્યાં શું કરવા આવે, અને હું તેનો સામાન શું કરવા રાખું?"

અક્ષયે કહ્યું: "ગમે તેમ હો, અન્યાય કર્યો હોય કે ભૂલ કરી હોય, પણ હવે રમેશબાબુને જરૂર પશ્ચાત્તાપ થતો હશે. એવે વખતે તેમને સાંત્વના આપવી એ તેમના જૂના સંબંધીઓની ફરજ નથી? તેમનો શું એકદમ ત્યાગ કરવો?"

અન્નદાબાબુએ કહ્યું: "અક્ષય, તું માત્ર અમને દુઃખ દેવા માટે જ આ વાતની વારેવારે ચર્ચા કર્યા કરે છે. હું તને ખાસ કહી મૂકું છું કે તારે આ વાત અમારી આગળ કદી નહિ કાઢવી."

હેમનલિની સ્નિગ્ધ સ્વરે બોલી: "બાપુ, તમે ચિડાશો નહિ, તમારું શરીર બગડશે — અક્ષયબાબુને જે કહેવું હોય તે છો કહેતા. તેમાં વાંધો શો છે?"

અક્ષય બોલ્યો: "ના, ના; મને માફ કરશો, હું બરાબર સમજ્યો નહોતો."

## ૫૪

મુકુંદબાબુ સપરિવાર કાશી છોડી મીરત જવાના છે, એ નક્કી થઈ ગયું છે. સરસામાન બંધાઈ ગયો છે, કાલે સવારે જ ઊપડવાના છે. કમલાને ઓછામાં ઓછી એટલી તો આશા હતી જ કે એટલામાં એવો કોઈક બનાવ બનશે જેને લીધે તે લોકોનું જવાનું બંધ પડશે. તેણે એવી પણ ખૂબ ઉત્સુકતાપૂર્વક આશા રાખી હતી કે નલિનાક્ષ ડાકટર હજી એકબે વાર તેમના દરદીને જોવા આવશે. પણ બેમાંથી એકે ન બન્યું.

રખેને બામણીને મુસાફરીની તૈયારીની ધમાલમાં નાસી જવાનો લાગ મળે એ બીકે નવીનકાલીએ તેને કેટલાક દિવસથી આખો વખત પોતાની પાસે ને પાસે રાખી હતી—તેની પાસે જ સરસામાન બાંધવાનું ઘણુંખરું કામ કરાવ્યું હતું.

કમલા એકમને ઇચ્છા કરવા લાગી કે આજે રાતના તેને કોઈ એવી ભારે માંદગી આવી પડે કે તેને સાથે લેવું નવીનકાલીને માટે અશકય થઈ પડે. એ ભારે માંદગીની દવાનો ભાર કયા ડાટકરને માથે આવી પડશે એનો પણ તેણે મનમાં ને મનમાં વિચાર નહોતો કર્યો એમ નહિ. એ માંદગીમાં જો તેનું મરણ નીપજે તો મરતી વખતે તે ડાકટરની ચરણરજ લઈ તે

મરવા પામશે, એની પણ તે આંખ મીંચીને કલ્પના કરતી હતી.

રાતે નવીનકાલી કમલાને પોતાના ઓરડામાં લઈને સૂતાં. બીજે દિવસે સ્ટેશને જતી વખતે પોતાના ખાનામાં બેસાડી લીધી. મુકુંદબાબુ સેકંડ ક્લાસમાં બેઠા—નવીનકાલીએ બામણીને લઈને ઇન્ટરમિડિયેટમાં સ્ત્રીના ડબ્બામાં આશ્રય લીધો.

આખરે ગાડીએ કાશી સ્ટેશન છોડ્યું—મસ્ત હાથી જે રીતે વેલીને તોડી લે છે, તે જ રીતે રેલગાડી ગર્જના કરતી કરતી કમલાને તોડી લઈને ચાલતી થઈ. કમલા પિપાસુ નયને બારીમાંથી બહાર જોઈ રહી. નવીનકાલી બોલ્યાંઃ "બામુનઠાકરુણ, પાનની ડબ્બી ક્યાં મૂકી છે?"

કમલાએ પાનની ડબ્બી કાઢી આપી. ડબ્બી ઉઘાડીને નવીનકાલીએ કહ્યું: "આ જો, મેં જે ધાર્યું હતું તે જ થયું! ચૂનાની દાબડી ભૂલી આવી કે? હવે હું શું કરું? જો હું જાતે ન જોઉં તેમાં કંઈ ને કંઈ ભૂલ રહી જ જવાની. પણ બામુન-ઠાકરુણ, આ તો તેં જાણી જોઈને તોફાન કર્યું છે. તું માત્ર મને પજવવા માગે છે. તેં જાણી જોઈને અમને હેરાનહેરાન કરી મૂક્યાં છે! આજે શાકમાં મીઠું નહિ હોય, તો કાલે દૂધપાક દુણાઈ જાય,—તું ધારતી હશે કે અમે આ બધી ચાલાકી સમજતાં નહિ હોઈએ! ઠીક, ચાલ મીરત, ત્યાર પછી માલમ પડશે કે તું કોણ અને હું કોણ!"

ગાડી જ્યારે પુલ ઉપરથી ચાલવા લાગી ત્યારે કમલાએ બારીમાંથી મોં લંબાવી ગંગા કિનારે આવેલું કાશી શહેર એક વાર જોઈ લીધું—એ શહેરમાં કઈ બાજુ નલિનાક્ષનું ઘર હશે, તેની તેને કંઈ જ ખબર નહોતી. એટલે રેલગાડીની ઉતાવળી દોડ દરમિયાન ઘાટ, ઘર, મંદિરનાં શિખર, જે કંઈ તેની નજરે

પડચું તે બધાંએ જ નલિનાક્ષના આવિર્ભાવથી મંડિત થઈ તેના અંતરને સ્પર્શ કર્યો.

નવીનકાલી બોલ્યાંઃ "અરે, આટલી બધી ઝૂકીને શું જુએ છે? તું કંઈ પંખી નથી,—તને કંઈ પાંખ નથી કે ઊડી જવાય!"

કાશીનગરીનું ચિત્ર ક્યાંનું ક્યાં અલોપ થઈ ગયું. કમલા સ્થિર થઈને મૂંગીમૂંગી બેઠી અને આકાશ તરફ જોઈ રહી.

આખરે ગાડી મોગલસરાઈ ઊભી રહી. કમલાને મન સ્ટેશનની ધમાલ, માણસોની ભીડ, બધું જ છાયા જેવું—સ્વપ્ન જેવું લાગતું હતું. તે યંત્રની પૂતળીની પેઠે એક ગાડીમાંથી ઊતરી ને બીજીમાં બેઠી.

ગાડી ઊપડવાનો વખત થવા આવ્યો હતો. એવામાં કમલા એકદમ ચમકી ઊઠી. કોઈએ તેને 'મા' કહીને બૂમ પાડી હતી! કમલા પ્લૅટફૉર્મ તરફ મોં ફેરવીને જુએ છે, તો ઉમેશ.

કમલાનું આખું મોં ઉજ્જવળ બની ગયું. તે બોલી: "કેમ ઉમેશ!"

ઉમેશે ગાડીનું બારણું ખોલી નાખ્યું અને એક ક્ષણમાં કમલા ઊતરી પડી. ઉમેશે તરત જ ભોંયે પડી પ્રણામ કર્યાં અને કમલાની ચરણરજ માથે ચડાવી. તેનું આખું મોં ઉદાર હાસ્યથી છવાઈ ગયું.

બીજી જ ક્ષણે ગાર્ડે કમલાના ડબાનું બારણું બંધ કરી દીધું. નવીનકાલી કલબલાટ કરવા લાગ્યાં: "બામુનઠાકરુણ, શું કરે છે? ગાડી ઊપડી ચાલી! બેસી જા, બેસી જા!"

કમલાને કાને એ શબ્દો પહોંચ્યા જ નહિ. ગાડીએ પણ સીટી મારી દીધી અને છૂસછૂસ કરતી સ્ટેશન બહાર ચાલી ગઈ.

કમલાએ પૂછ્યું : "ઉમેશ, તું ક્યાંથી આવે છે?"

ઉમેશે કહ્યું : "ગાજિપુરથી."

કમલાએ પૂછ્યું : "ત્યાં બધાં સારાં છે ને? કાકાની શી ખબર છે?"

ઉમેશે કહ્યું : "તેઓ સારા છે."

કમલા : મારાં દિદિ કેમ છે?"

ઉમેશ : મા, તેમણે તો તમારે માટે રડી રડીને ભારે કરી છે.

તરત જ કમલાની બંને આંખો ભરાઈ આવી. તેણે પૂછ્યું : "ઉર્મિને કેમ છે? તે તેની માસીને કોઈ વાર યાદ કરે છે કે?"

ઉમેશે કહ્યું : "તમે તેને જે એક જોડ ઘરેણાં આપી આવ્યાં હતાં, તે પહેરાવ્યા સિવાય તેને કેમે કર્યું દૂધ પાઈ શકાતું નથી. તે પહેરીને તે બંને હાથ ઘુમાવીને કહે છે : 'માસી ગંગાએ ગયાં છે.' અને તેની માની આંખમાંથી પાણી વહ્યે જાય છે."

કમલાએ પૂછ્યું : "તું અહીં શું કરવા આવ્યો?"

ઉમેશે કહ્યું : "મને ગાજિપુરમાં ગમતું નહોતું, એટલે હું ચાલી આવ્યો."

કમલા : જવાનો ક્યાં?

ઉમેશે કહ્યું : "મા, તમારી સાથે આવીશ."

કમલાએ કહ્યું : "મારી પાસે એક પૈસોયે નથી."

ઉમેશે કહ્યું : "મારી પાસે છે."

કમલા : તું ક્યાંથી લાવ્યો?

ઉમેશ : પેલા તમે મને પાંચ રૂપિયા આપ્યા હતા ને, તે કંઈ મેં ખરચ્યા નથી.

એમ કહી એટીએથી પાંચ રૂપિયા કાઢીને બતાવ્યા.

કમલા : ત્યારે ચાલ ઉમેશ, આપણે કાશીએ જઈએ. કેમ તું ટિકિટ તો કઢાવી શકીશ ને?

ઉમેશે કહ્યું : "કઢાવી શકીશ."—એમ કહીને તે તે જ ઘડીએ ટિકિટ લઈ આવ્યો. ગાડી તૈયાર જ હતી. કમલાને ગાડીમાં બેસાડી દઈ, તે બોલ્યોઃ "મા, હું પાસેના ડબ્બામાં જ છું."

કાશી સ્ટેશને ઊતરીને કમલાએ ઉમેશને પૂછ્યું : "ઉમેશ, હવે આપણે ક્યાં જઈશું, કહે જોઉં ?"

ઉમેશે કહ્યું : "મા, તમે લગારે ચિંતા ન કરશો—હું તમને બરાબર ઠેકાણે લઈ જાઉં છું."

કમલા : બરાબર ઠેકાણે એટલે ! તને અહીંની શી ખબર છે, કહે તો ?

ઉમેશે કહ્યું : "બધી ખબર છે. જુઓ તો ખરાં, ક્યાં લઈ જાઉં છું તે."

— એમ કહીને કમલાને એક ભાડાની ગાડીમાં બેસાડી દઈ તે કોચમેન સાથે બેસી ગયો. એક ઘર આગળ ગાડી ઊભી રહી એટલે ઉમેશે કહ્યું : "મા, અહીં ઊતરો." કમલાએ ગાડીમાંથી ઊતરી ઉમેશની પાછળપાછળ ખડકીમાં પ્રવેશ કરતાં જ ઉમેશ બૂમ પાડી ઊઠ્યો : "દાદામહાશય, ઘેર છો કે ?"

પાસેના એક ઓરડામાંથી અવાજ આવ્યો : "કોણ છે, ઉમેશ કે ? તું ક્યાંથી આવ્યો ?"

બીજી જ ક્ષણે હાથમાં હુક્કો લઈ ને સ્વયં ચક્રવર્તીકાકા આવી ઊભા. ઉમેશ આખું મોં ભરીને નીરવે હસવા લાગ્યો. વિસ્મિત કમલાએ ભોંયે પડીને ચક્રવર્તીને પ્રણામ કર્યા. કાકા તો થોડી વાર કંઈ બોલી જ શક્યા નહિ, — શું બોલવું, હૂકો ક્યાં મૂકવો, કંઈ તેમને સૂઝ્યું નહિ. આખરે કમલાની હડપચી પકડી તેનું લજ્જાથી નમી પડેલું મોઢું જરા ઊંચું કરી બોલ્યાઃ "મા મારી પાછી આવી, ચાલ ચાલ, ઉપર ચાલ !"

"ઓ શૈલ, શૈલ ! જો તો ખરી, કોણ આવ્યું છે ! "

શૈલજા ઉતાવળીઉતાવળી ઘરમાંથી બહાર આવી વરંડામાં પગથિયાં સામે આવી ઊભી. કમલાએ તેની ચરણરજ લઈ પ્રણામ કર્યા. શૈલે એકદમ તેને છાતી સરસી લઈ તેને કપાળે ચુંબન કર્યું. તેને બંને ગાલે આંસુ વહેવા લાગ્યાં. તે બોલી: " મા, ઓ મા ! અમને આમ રડાવીને તે જવાતું હશે ! "

કાકાએ કહ્યું: " એ બધી વાત રહેવા દે શૈલ, હમણાં એની નાવાખાવાની ગોઠવણ કરી આપ."

એવામાં ઉમા ' માસી, માસી ' કરતી બંને હાથ ઊંચા કરી દોડતી બહાર આવી. કમલાએ તરત જ તેને ઉપાડી બાથમાં લઈ લીધી અને બોકી દઈ દઈને અકળાવી નાખી.

શૈલજાથી કમલાના લૂખા વાળ અને મેલાં લૂગડાં જોયાં ન ગયાં. તેણે તેને ખેંચી લઈ જઈને જતનપૂર્વક નવડાવી — પોતાની એક સારી સાડી કાઢી તેને પહેરાવી દીધી. તે બોલી: " કાલે રાતે બરાબર ઊંઘ આવી લાગતી નથી ! આંખો ઊંડી ઊતરી ગઈ છે ને ! થોડી વાર તું પથારીમાં આડી પડ. હું રાંધવાનું પતાવી આવું છું ! "

કમલા બોલી: " ના મોટીબહેન, તારી સાથે હું પણ રસોડામાં આવું છું. "

બંને બહેનપણીઓ ભેગી રાંધવા ગઈ.

ચક્રવર્તીકાકા અક્ષયની સલાહથી જ્યારે કાશી આવવા તૈયાર થયા, ત્યારે શૈલજાએ હઠ લીધી: " બાપુ, મારે પણ તમારી સાથે કાશી આવવું છે."

કાકાએ કહ્યું: " બિપિનને હમણાં રજા નથી ને. "

શૈલે કહ્યું : " તેનું કંઈ નહિ. હું એકલી જ આવીશ. મા છે ને. એમને અગવડ નહિ પડે. "

સ્વામીથી આ રીતે છૂટા પડવાની વાત શૈલે પહેલાં કદી કરી નહોતી.

કાકાને કબૂલ થવું પડ્યું. ગાજિપુરથી ઊપડ્યાં. કાશી સ્ટેશને ઊતરીને જુએ છે તો ઉમેશ પણ ગાડીમાંથી ઊતરતો હતો.—'અરે તું કેમ આવ્યો!' બધાં જે કારણે આવ્યાં હતાં તે જ કારણે એ પણ આવ્યો હતો. પણ ઉમેશ આજકાલ કાકાના ઘરકામમાં નિમાયો હતો—તે આમ એકાએક આવી રહે તો ગૃહિણી ખૂબ ગુસ્સે થશે, એમ જાણી બધાંએ મળી ખૂબ સમજાવી ઉમેશને પાછો ગાજિપુર મોકલી દીધો. ત્યાર પછી શું થયું, તે તો બધાં જ જાણે છે. તેનાથી ગાજિપુરમાં કેમે કર્યું ટકાયું નહિ. ગૃહિણીએ તેને બજારમાં કંઈ લેવા મોકલ્યો હતો, તે પૈસા લઈને જ તે સીધો ગંગા ઓળંગી સ્ટેશને આવી પહોંચ્યો. ચક્રવર્તીનાં ઘરવાળાંએ તે દહાડે આ છોકરા સામે નકામો બળાપો કર્યો.

## ૫૫

દિવસમાં એક વાર અક્ષય ચક્રવર્તીને મળવા આવ્યો હતો. તેમણે તેને કમલાના પાછા આવવા વિષે કંઈ જ કહ્યું નહિ. રમેશની સાથે અક્ષયને કંઈ વિશેષ મિત્રતા નથી એ કાકા સમજી ગયા હતા.

કમલા ક્યાં ચાલી ગઈ હતી, કેમ ચાલી ગઈ હતી, એ સંબંધે ઘરના કોઈ પણ માણસે કશી પણ પૂછપરછ કરી નહિ. કમલા જાણે એ લોકો સાથે જ કાશી ફરવા આવી હોય એવી રીતે દિવસ પૂરો થઈ ગયો. ઊર્મિની દાઈ લછમનિયા સ્નેહમિશ્રિત ઠપકો આપવા જતી હતી પણ કાકાએ તરત જ તેને એકાંતમાં બોલાવી ધમકાવી કાઢી હતી.

રાત્રે શૈલજા કમલાને પોતાના બિછાનામાં લઈને સૂતી. તેને ગળે વળગી પડી તેને છાતી સરસી ખેંચી લીધી, અને જમણા હાથ વડે તેને શરીરે હાથ ફેરવવા લાગી. આ કોમળ હસ્તસ્પર્શ નીરવ પ્રશ્નની માફક કમલાને તેની ગુપ્ત વેદનાની વાત પૂછવા લાગ્યો.

કમલાએ કહ્યું: "દિદિ, તમે શું ધાર્યું હતું ? મારા ઉપર ચિડાયાં તો નહોતાં ને !

શૈલે કહ્યું: "અમને કંઈ બુદ્ધિશુદ્ધિ નથી કે શું? અમને શું એટલુંયે નહિ સમજાતું હોય, કે સંસારમાં તારે માટે બીજો કોઈ માર્ગ હોત તો તું આ ભયંકર માર્ગ લેત નહિ! હું તો માત્ર એ વિચારે રડી હતી કે ભગવાને તને શા માટે આવાં સંકટમાં નાંખી! જે માણસને કોઈ પણ અપરાધ કરતાં જ આવડતું ન હોય તેને પણ સજા ભોગવવાની!"

કમલા: "દિદિ, મારી બધી વાત તમે સાંભળશો?"

શૈલ સ્નિગ્ધ સ્વરે બોલી: "કેમ નહિ સાંભળું, બહેન!"

કમલા: તે વખતે મેં તને કેમ કહ્યું નહિ, એ હું જાણતી નથી. તે વખતે હું કોઈ પણ વાતનો વિચાર કરી શકું એમ નહોતું. અચાનક મારે માથે એવો વજ્રાઘાત થયો હતો કે શરમથી તમને મારું મોઢું બતાવી શકતી નહોતી. સંસારમાં મારે મા બહેન કોઈ નથી, દિદિ, તમે જ મારે મા બહેન બંને છો — એટલે તમારી આગળ બધી વાત કહું છું. મારી વાત એવી છે કે કોઈના આગળ કહી ન શકાય.

કમલાથી હવે સૂતાં ન રહેવાયું, તે ઊઠીને બેઠી. શૈલ પણ ઊઠીને તેની સામે બેઠી. તે અંધારી પથારીમાં બેઠાં બેઠાં કમલા લગ્નથી માંડીને પોતાના જીવનની બધી વાત કહેવા લાગી.

કમલાએ જ્યારે એમ કહ્યું કે લગન પહેલાં કે લગ્નની રાતે તેણે પોતાના પતિને જોયા નહોતા ત્યારે શૈલે કહ્યું: "તારા જેવી બેવકૂફ છોકરી તો મેં જોઈ જ નથી. તારાં કરતાં નાની ઉંમરે મારાં લગ્ન થયાં હતાં—તું શું એમ માને છે કે શરમને લીધે મેં મારા વરને જોઈ લેવાની કોઈ તક સાધી નહોતી?"

કમલાએ કહ્યું: "લજ્જા નહિ દિદિ, મારી પરણવાની ઉંમર લગભગ વહી ગઈ હતી. એવે વખતે અચાનક મારા લગ્નનું નક્કી થઈ ગયું ત્યારે મારી બધી બહેનપણીઓ મને ખૂબ ચિડવવા લાગી હતી. મોટી ઉંમરે વર મળ્યો એટલે કંઈ મને મોટો

ખજાનો મળી ગયો નહોતો એમ બતાવવા ખાતર મેં તેમના તરફ નજર સુધ્ધાં કરી નહોતી. એટલું જ નહિ, પણ તેમને માટે જરા જેટલી ઉત્સુકતા અનુભવવી એને પણ હું અતિશય શરમની વાત, હલકાઈ માનતી હતી. આજે તેનાં જ ફળ ભોગવું છું."

એમ કહીને કમલા થોડી વાર મૂંગી રહી. ત્યાર પછી તેણે શરૂ કર્યું: "લગ્ન પછી હોડી ડૂબી ગઈ અને અમો શી રીતે બચી જવા પામ્યાં એ વાત તો મેં તમને પહેલાં જ કહી હતી! પણ જ્યારે મેં તમને વાત કહી હતી ત્યારે પણ મને ખબર નહોતી કે મૃત્યુના મોંમાંથી બચીને હું જેમના હાથમાં પડી, જેમને મેં પતિ માન્યા,—તે મારા પતિ નહોતા!"

શૈલજા ચમકી ઊઠી—એકદમ કમલાની પાસે આવી તેને ગળે વળગી બોલી: "હાયરે બળ્યું નસીબ!—ઓ—એમ કે! હવે બધી વાત સમજી! આવી આફત પણ આવે છે!"

કમલા બોલી: "કહે જોઉં દિદિ, જ્યાં મરવાથી બધું પતી જાય એમ હતું, ત્યાં વિધાતાએ આવી આફત શું કામ નાખી હશે!"

શૈલજાએ પૂછ્યું: "રમેશબાબુને પણ કશી ખબર ન પડી?"

કમલાએ કહ્યું: "લગ્નના થોડા દિવસ પછી એક દહાડો તેઓ મને સુશીલા કહીને બોલાવતા હતા. મેં તેમને કહ્યું: 'મારું નામ કમલા છે, છતાં તમે બધાં જ મને સુશીલા કહીને શું કામ બોલાવો છો?' હવે મને સમજાય છે કે તે દિવસે તેમને ભૂલ સમજાઈ હતી. પણ દિદિ, તે દિવસોની યાદ આવતાં પણ મારું માથું શરમથી નમી જાય છે."—એમ કહીને કમલા મૂંગી રહી.

શૈલજાએ ધીમેધીમે વાતવાતમાં પહેલેથી તે છેલ્લે સુધીની બધી વાત કઢાવી લીધી. બધી વાત સાંભળી લીધા પછી તે બોલી: "બહેન, તારા નસીબમાં જ દુઃખ હશે. પણ હું તો

એનો જ વિચાર કરું છું કે સારું થયું કે તું રમેશબાબુના હાથમાં પડી હતી! ગમે તે કહે, બિચારા રમેશબાબુની યાદ આવે છે ત્યારે ખૂબ દુઃખ થાય છે. આજે રાત બહુ થઈ, કમલા, તું આજે ઊંઘી જા. કેટલાય દિવસ રાતે ઉજાગરા કરી રડી રડીને મોં કાળું પડી ગયું છે. હવે શું કરવું, તે કાલે બધું નક્કી કરીશું."

રમેશનો લખેલો પેલો પત્ર કમલા પાસે હતો. બીજે દિવસે તે પત્ર લઈને શૈલજાએ પોતાના પિતાને એકાંત ઓરડામાં તેડાવ્યા અને પત્ર તેમના હાથમાં આપ્યો. કાકાએ આંખે ચશ્માં ચડાવી ખૂબ ધીમેધીમે પત્ર વાંચ્યો, ત્યાર પછી ઘડી કરી ચશ્માં ઉતારી પુત્રીને પૂછ્યું: "એમ, ત્યારે હવે શું કરીએ?"

શૈલે કહ્યું: "બાપુ, ઊર્મિને કેટલાય દિવસ થયાં શરદી અને ખાંસી થઈ છે, એક વાર નલિનાક્ષ ડાકટરને તેડાવો ને! કાશીમાં તેમનું અને તેમની માનું નામ તો ખૂબ જાણીતું છે. એક વાર તેમને જોઈએ તો ખરાં!"

દરદીને જોવા ડાકટર આવ્યા—અને ડાકટરને જોવા શૈલ અધીરી થઈ ગઈ. તે બોલી: "કમલા, ચાલ, જલદી આવ."

નવીનકાલીને ઘેર જે કમલા નલિનાક્ષને જોવા એવી તો અધીરી થઈ ગઈ હતી કે જાતનુંય ભાન રહ્યું નહોતું, તે કમલા આજે શરમની મારી ઊઠી પણ શકતી નહોતી.

શૈલ બોલી: "જો બળ્યા મોઢાની, હું તને બહુ કાલાવાલા કરવાની નથી, એ હું તને કહી મૂકું છું—મને વખત નથી. ઊર્મિની માંદગી નામની જ છે. ડાકટર વધારે વખત નહિ રોકાય—તારા કાલાવાલા કરવા જતાં વચમાં હું જોવાની રહી જઈશ."

એમ કહીને કમલાને બળાત્કારે ખેંચી લાવી શૈલજા બારણા પાછળ આવીને ઊભી રહી. નલિનાક્ષ ઉમાની છાતી પીઠ બરાબર તપાસી દવા લખી આપી ચાલ્યો ગયો.

શૈલે કમલાને કહ્યું: "કમલા, વિધાતાએ તને ગમે તેટલાં દુઃખ દીધાં હોય, પણ તારું ભાગ્ય સારું છે. હવે એકબે દહાડા બહેન, તારે ધીરજ રાખવી પડશે—અમે કંઈક વ્યવસ્થા કરી આપીએ છીએ. દરમિયાન ઊમિંને માટે વારંવાર ડાકટરની જરૂર પડશે, એટલે તું છેક જ વંચિત નહિ રહે."

કાકા એક દહાડો એવો વખત શોધીને ડાકટરને બોલાવવા ગયા કે જ્યારે ડાકટર ઘેર હોય જ નહિ. ચાકરે કહ્યું: "ડાકટરબાબુ નથી." કાકાએ કહ્યું: "માજી તો છે ને? તેમને જરા ખબર આપ. કહે કે એક વૃદ્ધ બ્રાહ્મણ તેમને મળવા માગે છે."

ઉપરથી તેડું આવ્યું. કાકાએ જઈને કહ્યું: "મા, તમારું નામ કાશીમાં પ્રખ્યાત છે એટલે તમારાં દર્શન કરી પુણ્ય કમાવા આવ્યો છું. મારે બીજી કશી ઇચ્છા નથી. મારી એક દોહીતર માંદી છે, તમારા દીકરાને બોલાવવા આવ્યો હતો. તેઓ ઘેર નથી,—એટલે મને થયું લાવને એમ ને એમ પાછા જવા કરતાં એક વાર તમારાં દર્શન કરતો જાઉં."

ક્ષેમંકરી બોલ્યાં: "નલિન હમણાં આવશે, તમે ત્યાં લગી જરા બેસો. દિવસ કંઈ ઓછો ચડ્યો નથી—તમારે માટે કંઈ નાસ્તો મંગાવી આપું છું."

કાકાએ કહ્યું: "હું જાણતો જ હતો કે તમે મને ખવાડ્યા વગર છોડશો નહિ—મને ભોજનનો ઠીકઠીક શોખ છે, તે મને જોતાં જ લોકો જાણી જાય છે—અને બધાં જ એ બાબતમાં મારા ઉપર જરા દયા રાખે છે."

ક્ષેમંકરી બુઢ્ઢાને નાસ્તો કરાવી ખૂબ આનંદ પામ્યાં. બોલ્યાં: "કાલે મારે ત્યાં તમને બપોરે જમવાનું નોતરું દઉં છું—આજે હું તૈયાર નહોતી એટલે તમને સારી રીતે ખવડાવી નથી શકી."

કાકાએ કહ્યું: "જ્યારે તૈયાર થાઓ ત્યારે આ બ્રાહ્મણને

સંભારજો. તમારા ઘરથી હું બહુ દૂર નથી રહેતો. કહો તો તમારા ચાકરને લઈને મારું ઘર બતાવી આવું."

આ રીતે ડોસાએ બેચાર દિવસના અવરજવરમાં જ નલિનાક્ષના ઘરમાં ખાસી પોતાની પ્રતિષ્ઠા જમાવી દીધી.

ક્ષેમંકરીએ નલિનાક્ષને બોલાવીને કહ્યું: "આ નલિન, તું ચક્રવર્તીમહાશય પાસેથી વિઝિટ ફી લઈશ નહિ!"

કાકાએ હસીને કહ્યું: "માની આજ્ઞા થાય તે પહેલાંથી જ એઓ પાળતા આવ્યા છે—મારી પાસેથી એમણે કંઈ જ લીધું નથી. જેઓ દાતા હોય છે તેઓ ગરીબને જોતાં જ ઓળખી કાઢે છે."

એક દિવસ બાપદીકરીને મસલત ચાલી. ત્યાર પછી એક દહાડો સવારમાં કાકાએ કમલાને કહ્યું: "ચાલ મા, આપણે દશાશ્વમેધઘાટે સ્નાન કરવા જઈએ."

કમલાએ શૈલને કહ્યું: "દિદિ, તમે પણ ચાલો ને!"

શૈલે કહ્યું: "ના બાઈ, ઊર્મિનું શરીર સારું નથી."

કાકા જે રસ્તે થઈને સ્નાનના ઘાટ પર ગયા હતા, તે રસ્તે પાછા ફરવાને બદલે બીજે જ એક રસ્તે ચાલવા મંડચા. થોડે દૂર જતાં જ જુએ છે તો એક પ્રૌઢા સ્નાન પતાવીને રેશમી વસ્ત્રો પહેરીને ઘડામાં ગંગાજળ લઈને ધીમેધીમે આવતાં હતાં.

કમલાને આગળ લાવી કાકાએ કહ્યું: "મા, એમને પ્રણામ કર. એ ડાક્ટરબાબુનાં મા છે."

કમલા આ સાંભળીને ચમકી ઊઠી. તરત જ ક્ષેમંકરીને પ્રણામ કરીને તેણે તેમની ચરણરજ લીધી.

ક્ષેમંકરીએ કહ્યું: "તું કોણ છે? જોઉં જોઉં, શું રૂપ છે! જાણે લક્ષ્મીની પ્રતિમા!"—એમ કહીને કમલાનો ઘૂમટો ખસેડી

તેનું ઢળેલી આંખોવાળું મોં ધારીને જોયું. પછી બોલ્યાં: " તારું નામ શું, બચી ? "

કમલા જવાબ આપે તે પહેલાં જ કાકાએ કહ્યું: " એનું નામ હરિદાસી. એ મારા દૂરના ભાઈની દીકરી છે. એને માબાપ કોઇ નથી—મારા ઉપર જ એનો આધાર છે."

ક્ષેમંકરી બોલ્યાં: " આવોને ચક્રવર્તીમહાશય, મારે ઘેર જ આવો ને ! "

ઘરમાં લઈ જઈને ક્ષેમંકરીએ એક વાર નલિનાક્ષને બોલાવ્યો. પણ નલિનાક્ષ ત્યારે બહાર ચાલ્યો ગયો હતો.

કાકાએ આસન લીધું. કમલા ભોંય ઉપર બેઠી. કાકાએ કહ્યું: "જુઓ, મારી આ ભત્રીજીનું ભાગ્યેગ ખૂબ ખરાબ છે. લગનને બીજે જ દહાડે એનો ધણી સંન્યાસી થઈને ચાલ્યો ગયો—એને પછી કદી મળ્યો સુદ્ધાં નથી. હરિદાસીની ઇચ્છા એવી છે કે ધર્મ ધ્યાન કરવાં અને તીર્થમાં રહેવું, એને હવે ધર્મ સિવાય બીજા કશાનું સાંત્વન રહ્યું નથી. અહીં મારું ઘર નથી. મારે નોકરી છે—કમાઈને મારે સંસાર ચલાવવાનો છે. હું અહીંયાં આવીને એની સાથે રહું એવી મારી સ્થિતિ નથી. એટલે તમારે આશરે આવ્યો છું. એને જો તમારી દીકરીની પેઠે પોતાની પાસે રાખો, તો હું ખૂબ નચિંત થઈ જાઉં. જ્યારે તમને અગવડ લાગે ત્યારે ગાજિપુર મારી પાસે મોકલી આપજો. પણ હું એમ કહું છું કે બે દહાડા એ છોકરીને પાસે રાખશો એટલામાં જ તમને સમજાઈ જશે કે છોકરી કેવી રતન જેવી છે—પછી એક ક્ષણ પણ આઘી કાઢવાનું મન નહિ થાય."

ક્ષેમંકરી ખુશ થઈને બોલ્યાં: " આહ, આ તો સારી વાત છે. આવી સારી છોકરીને તમે મારી પાસે મૂકી જાઓ છો, એ તો મને મોટો લાભ છે. હું કેટલીય વાર પારકાની છોકરીને રસ્તા ઉપરથી લઈ આવી ખવડાવી પહેરાવી આનંદ માનું છું, પણ તેઓને હું રાખી શકતી નથી. તો ભલે હરિદાસી મારી જ થતી—તમે એની લગારે

ચિંતા કરશો નહિ. મારા છોકરા વિષે તમે જરૂર લોકોને મોઢે સાંભળ્યું તો હશે જ—નલિનાક્ષ—તે ખૂબ સારો છોકરો છે. તેના સિવાય અમારા ઘરમાં બીજું કોઈ છે જ નહિ."

કાકા બોલ્યાઃ "નલિનાક્ષબાબુનું નામ બધા જાણે છે. તેઓ તમારી પાસે અહીં રહે છે, એ જાણીને હું વધારે નચિંત થયો. મેં સાંભળ્યું છે કે લગ્ન પછી અકસ્માતમાં તેમનાં પત્ની પાણીમાં ડૂબીને મરી ગયાં એટલે ત્યારથી એઓ એક રીતે બ્રહ્મચારીની માફક જ રહે છે."

ક્ષેમંકરીએ કહ્યુંઃ "એ જે થયું તે થયું—એ વાત હવે કાઢશો નહિ—યાદ કરું છું તોયે મારાં રૂંવાડાં ઊભાં થઈ જાય છે."

કાકાએ કહ્યુંઃ "જો તમારી રજા હોય તો છોકરીને તમારી પાસે મૂકી હું વિદાય થાઉં, વચમાંવચમાં આવીને મળી જઈશ. એની એક મોટી બહેન છે—તે પણ તમને પ્રણામ કરવા આવશે."

કાકાના ચાલ્યા ગયા પછી ક્ષેમંકરીએ કમલાને પાસે ખેંચી કહ્યુંઃ "આવ તો મા, જોઉં! તારી ઉંમર કંઈ વધારે નથી, હા, તને નાખીને જઈ શકે એવા પથ્થર પણ દુનિયામાં હોય છે! હું તને આશીર્વાદ આપું છું કે તે પાછો આવશે. વિધાતા કદી આટલું બધું રૂપ નકામું ફેંકી નાખવાને ઘડતા નથી."—એમ કહીને કમલાની હડપચીને સ્પર્શ કરી આંગળી વડે ચુંબન લીધું.

ક્ષેમંકરી બોલ્યાંઃ "અહીં તારા જેટલી ઉંમરની સહિયર કોઈ નથી—એકલી મારી પાસે રહેવાશે ને?"

કમલા પોતાની બંને સ્નિગ્ધ આંખોમાં સંપૂર્ણ આત્મ-નિવેદનનો ભાવ વ્યક્ત કરી બોલીઃ "રહેવાશે, મા!"

ક્ષેમંકરીએ કહ્યુંઃ "તારા દહાડા શી રીતે જશે, એનો જ મને વિચાર આવ્યા કરે છે!"

કમલા બોલીઃ "હું તમારું કામ કરીશ."

ક્ષેમંકરીઃ બળ્યું કપાળ! મારું વળી કામ! દુનિયામાં મારે એટલો એક જ દીકરો છે—તેયે સંન્યાસીની જેમ રહે છે—કોઈ દહાડોયે જો કહેતો હોત કે મા, મને ફલાણું જોઈએ છે, મારે અમુક ખાવું છે, મને તમુક ભાવે છે, તો મને કેટલો બધો આનંદ થાત—પણ એ તો એવુંયે કદી કહેતો નથી. કમાય છે પુષ્કળ, પણ હાથમાં કંઈ રાખતો નથી—કેટલાંય સારાં કામોમાં જ્યાંત્યાં કેટલું ખર્ચી નાંખે છે, કોઈને જાણવા સુધ્ધાં દેતો નથી. જો બહેન, તારે મારી પાસે ચોવીસે કલાક રહેવાનું છે, એટલે એક વાત પહેલેથી જ કહી મૂકું છું કે મારે મોઢે મારા દીકરાનાં ગુણગાન વારંવાર સાંભળીને તને કંટાળો આવશે—પણ એ તારે સહી લેવું પડશે.

કમલાએ પુલકિત ચિત્તે આંખો નીચી ઢાળી દીધી.

ક્ષેમંકરી બોલ્યાં: " મારે તને શું કામ આપવું એનો જ હું વિચાર કરું છું. તને ભરતાં આવડે છે ? "

કમલાએ કહ્યું: " બરાબર નથી આવડતું, મા. "

ક્ષેમંકરી બોલ્યાં: " વારું, હું તને ભરતાં શીખવી દઈશ. "

ક્ષેમંકરીએ પૂછ્યું: " વાંચતાં આવડે છે કે ? "

કમલાએ કહ્યું: " જી, આવડે છે. "

ક્ષેમંકરી બોલ્યાં: " તો તો સારું. ચશ્મા વગર મને તો હવે આંખે દેખાતું નથી. તો મને વાંચી સંભળાવજે."

કમલાએ કહ્યું: " હું રાંધતાંસીંધતાં અને ઘરકામ કરતાં બધું શીખેલી છું. "

ક્ષેમંકરી બોલ્યાં: " આવો અન્નપૂર્ણાના જેવો ચહેરો છે, તને રાંધતાં નહિ આવડે તો પછી આવડશે કોને! આજ સુધી નલિનને મેં જાતે રાંધીને ખવડાવ્યું છે,—હું માંદી પડું ત્યારે એ જાતે રાંધીને ખાય, પણ બીજા કોઈના હાથનું ખાય નહિ. હવેથી તારા

પ્રતાપે હું એનું જાતે રાંધવાનું બંધ કરાવીશ. અને મારાથી ન બને ત્યારે મને પણ બે મૂઠી હવિષ્યાન્ન રાંધીને ખવડાવે તો મને નહિ ભાવે એમ નથી. ચાલ બહેન, તને મારો કોઠાર, રસોડું બધું બતાવી લાવું."

એમ કહીને ક્ષેમંકરીએ પોતાના નાનકડા ઘરસંસારનું આખું નેપથ્યગૃહ કમલાને બતાવ્યું. કમલાએ એટલામાં એક તક જોઈ ને ધીમે રહીને પોતાની દરખાસ્ત રજૂ કરી. તેણે કહ્યું: "મા, મને આજે રાંધવા દો ને."

ક્ષેમંકરી જરા હસ્યાં, બોલ્યાં: "ગૃહિણીનું રાજ્ય રસોડામાં અને ભંડારમાં—જીવનમાં મારે અનેક વસ્તુનો ત્યાગ કરવો પડ્યો છે—તોપણ આટલું વળગેલું જ રહે છે. તો ભલે આજનો દહાડો તું રાંધ—બેચાર દિવસ જવા દે—ધીમેધીમે બધો ભાર એની મેળે તારા હાથમાં આવી પડશે—મને પણ ભગવાનનું નામ લેવાનો વખત મળશે. બંધન કંઈ એકદમ તૂટવું નથી—હજી બેચાર દહાડા મન ચંચળ રહેશે—ભંડારનું સિંહાસન કંઈ કમ નથી."

એમ કહીને ક્ષેમંકરી શું રાંધવું, શું કરવું વગેરે બધું કમલાને કહીને પૂજાખંડમાં ચાલ્યાં ગયાં.

કમલા પોતાની સ્વાભાવિક તત્પરતા સહિત રાંધવાની બધી સામગ્રી તૈયાર કરી, કમરે છેડો વીંટી, માથાના છૂટા વાળનો ચોટલો વાળી રાંધવા મંડી ગઈ.

નલિનાક્ષ બહારથી ઘેર આવતાં જ પહેલો પોતાની માને મળવા જતો. તેની માની તબિયતની ચિંતા તેને કદી છોડતી નહોતી. આજ ઘરમાં પ્રવેશ કરતાં વેંત રસોડાના શબ્દે અને ગંધે તેના ઉપર હુમલો કર્યો. મા અત્યારમાં રાંધવા મંડી પડ્યાં છે એમ માની નલિનાક્ષ રાંધણિયાના બારણા સામે આવી ઊભો રહ્યો.

પગલાંના અવાજથી ચમકેલી કમલાએ પાછળ ફરીને જોયું: અચાનક નલિનાક્ષની સાથે તેની દૃષ્ટોદૃષ્ટ મળી ગઈ. એકદમ કડછી મૂકી દઈને તેણે ઘૂમટો તાણી લેવાનો વૃથા પ્રયત્ન કર્યો—છેડો કમરે વિંટાળેલો હતો—ખેંચાતાણ પછી ઘૂમટો જ્યારે માથાના કિનારા સુધી પહોંચ્યો ત્યારે તો નલિનાક્ષ ત્યાંથી ચાલ્યો ગયો હતો.

પૂજા વહેલીવહેલી પતાવીને ક્ષેમંકરી જ્યારે રાંધણિયામાં ગયાં ત્યારે જુએ છે તો રસોઈ પૂરી થઈ ગઈ હતી. રસોડું ધોઈને કમલાએ સાફ કરી રાખ્યું હતું—ક્યાંય બળેલાં લાકડાં, શાકનાં છોતરાં કે બીજો કોઈ જાતનો કચરો નહોતો. આ જોઈને ક્ષેમંકરી મનમાં ને મનમાં ખુશ થયાં, અને બોલ્યાં: "મા, તું સાચે જ બ્રાહ્મણની દીકરી છે."

નલિનાક્ષ જમવા બેઠો ત્યારે ક્ષેમંકરી તેની સામે બેઠાં—બીજું એક સંકુચિત પ્રાણી કાન માંડીને બારણા પાછળ ઊભું રહ્યું હતું—ડોકિયું કરવાની પણ તેની હિંમત ચાલતી નહોતી—ભયની મારી જાણે મરવા બેઠી હતી—રખેને તેની રસોઈ ખરાબ થઈ હોય.

ક્ષેમંકરીએ પૂછ્યું: "નાલન, આજ રસોઈ કેવી થઈ છે?"

નલિનાક્ષને ખાવાપીવાની ઝાઝી સમજ નહોતી, એટલે ક્ષેમંકરી આવો નકામો પ્રશ્ન તેને કદી પૂછતાં નહિ—આજે વિશેષ કૌતૂહલને વશ થઈને જ પૂછ્યો હતો.

નલિનાક્ષ આજના રસોડાનું નવું રહસ્ય જાણી ગયો છે, એ તેની મા જાણતાં નહોતાં. હમણાં માનું શરીર ખરાબ હોવાને લીધે નલિનાક્ષે રાંધવા માટે માણસ રાખવા માને ખૂબ આગ્રહ કર્યો હતો. પણ કેમે કર્યો તેને સમજાવી શક્યો નહોતો. આજે નવા માણસને રાંધવામાં રોકાયેલું જોઈ તે મનમાં ને મનમાં આનંદ પામ્યો હતો. રસોઈ કેવી થઈ છે, તેના ઉપર તેણે વિશેષ

ધ્યાન આપ્યું નહોતું—પણ ઉત્સાહપૂર્વક બોલ્યો: "રસોઈ, ખૂબ સરસ થઈ છે, મા!"

પાછળથી આ ઉત્સાહનાં વચન સાંભળીને કમલાથી સ્થિર ઊભાં ન રહેવાયું. તે ઉતાવળે પગલે પાસેના એક ઓરડામાં ભરાઈ ગઈ. પોતાના ચંચલ હૈયાને તેણે બે બાહુ વડે દબાવીને પકડ્યું.

જમી રહ્યા પછી નલિનાક્ષ પોતાના મનમાં કોઈ એક અસ્પષ્ટતાને સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરતો કરતો રોજની ટેવ પ્રમાણે એકાંત અભ્યાસગૃહમાં ચાલ્યો ગયો.

બપોર પછી ક્ષેમંકરીએ કમલાને પાસે બોલાવી જાતે તેના વાળ બાંધી સેંથામાં સિંદૂર ભર્યું—તેનું મોં થોડી વાર આમતેમ ફેરવી સારી રીતે નીરખીને જોયું—કમલા શરમથી આંખ નીચી ઢાળીને બેસી રહી. ક્ષેમંકરી મનમાં મનમાં બોલ્યાં: "આહ, મને જો આવી એક વહુ મળે ને!"

તે રાત્રે જ ક્ષેમંકરીને વળી તાવ આવ્યો. નલિનાક્ષને ભારે ઉદ્વેગ થયો. તે બોલ્યો: "મા, તમને હું થોડા દિવસ કાશીથી બીજી કોઈ જગ્યાએ લઈ જાઉં, અહીં તમારું શરીર સારું રહેતું નથી."

ક્ષેમંકરીએ કહ્યું: "એ નહિ બને બેટા, બેચાર દિવસ જિવાડવાની આશાએ તું મને કાશી છોડાવી બીજી જગ્યાએ લઈ જઈને મારી નાખે, એ ન બને. અરે મા, તું કેમ બારણા પાસે ઊભી રહી છે? જા, જા, સૂવા જા; આખી રાત આમ ઉજાગરો કરીને કાઢે એ ન ચાલે. હું જ્યાં સુધી માંદી છું ત્યાં સુધી તારે જ બધું સંભાળવું પડશે. રાતે ઉજાગરા કરશે તો શી રીતે પરવડશે? જા તો નલિન, જરા પેલા ઓરડામાં જા તો."

નલિનાક્ષ પાસેના ઓરડામાં જતાં જ કમલા ક્ષેમંકરીના પગ આગળ બેસીને તેમને પગે હાથ ફેરવવા લાગી. ક્ષેમંકરીએ કહ્યું:

"પેલે જન્મે તું જરૂર મારી મા હશે, મા! નહિ તો આમ એકાએક મળે જ શાની? જો, મને એક ટેવ છે. હું નકામાં કોઈ માણસની સેવા સહન કરી શકતી નથી, પણ તું મારા શરીરે હાથ લગાડે છે ત્યારે મારા શરીરને જાણે ટાઢક વળે છે. નવાઈની વાત તો એ છે કે, હું તને કોણ જાણે કેટલોય વખત થયાં ઓળખતી હોઉં એમ લાગે છે. તું મને લગારે પરાઈ લાગતી નથી. સાંભળ મા, તું નચિંત મને સૂવા જા. પાસેના ઓરડામાં જ નલિન છે—માની સેવાચાકરી તે કદી બીજાના હાથમાં સોંપે એમ નથી—હું ગમે એટલી ના પાડું, ગમે તે કરું—પણ એને શી રીતે પહોંચાય! પણ એનામાં એક ગુણ છે. ઉજાગરો કરે કે ગમે તે કરે, પણ એના મોઢા ઉપરથી કશું જ પરખાવાનું નહિ—કારણ એ કદી કશાથી જ ગભરાઈ જતો નથી. મારું બરાબર એથી ઊલટું જ છે. મા, તું કદાચ મનમાં મનમાં હસતી હશે. તને થતું હશે કે નલિનની વાત શરૂ થઈ, હવે એનો છેડો નહિ આવે. પણ મા, એકનો એક દીકરો હોય ત્યારે એવું જ થાય છે. વળી નલિનના જેવો દીકરોયે કેટલી માના નસીબમાં હોય છે! સાચું કહું છું, મને ઘણીવાર એવું થાય છે કે નલિન તો મારો બાપ છે—એણે મારે માટે જેટલું કર્યું છે, તેટલું હું એને માટે કરી શકું!—આ જો, પાછી નલિનની વાત આવી. પણ હવે બસ—જા મા, તું સૂવા જા. ના ના, એ કદી બને જ નહિ, તું જા—તું હશે તો મને ઊંઘ નહિ આવે. ઘરડું માણસ એટલે કોઈ પાસે હોય તો બકવાનું મન થાય."

બીજે દિવસે કમલાએ જ ઘરકામનો બધો બોજો ઉપાડી લીધો. નલિનાક્ષે પૂર્વ તરફના એક વરંડામાં થોડો ભાગ બાંધી લઈ માર્બલ વડે જડાવી એક નાની ઓરડી બનાવી લીધી હતી—એ જ તેનું ઉપાસનાગૃહ હતું—અને બપોરે અહીં જ તે આસન ઉપર બેસીને અધ્યયન કરતો. તે દિવસે સવારે નલિનાક્ષે તે

ઓરડામાં દાખલ થતાં જ જોયું કે ઓરડી ધોવાયેલી સ્વચ્છ અને વ્યવસ્થિત હતી—ધૂપને માટે એક પિત્તળની ધૂપદાની હતી, તે આજે સોનાની પેઠે ચકચકતી હતી. છાજલી ઉપર તેની કેટલીક ચોપડીઓ અને પોથી સારી રીતે ગોઠવીને મૂકેલી હતી. આ ઓરડીની જતનપૂર્વક સાચવેલી નિર્મળતા ઉપર ખુલ્લાં બારણાં-માંથી પ્રભાતના તડકાનું તેજ પથરાયેલું હતું—આ જોઈને સ્નાનમાંથી તરત જ આવેલા નલિનાક્ષના મનમાં કોઈ એક વિશેષ પ્રકારની તૃપ્તિનો સંચાર થયો.

કમલા સવારમાં લોટામાં ગંગાજળ લઈને ક્ષેમંકરીના બિછાના આગળ આવીને ઊભી. તેમણે તેને નાહેલી ધોયેલી જોઈને કહ્યું : " અરે આ શું, તું એકલી જ ઘાટે ગઈ હતી ? હું આજ મળસકેથી વિચાર કરતી હતી કે હું માંદી છું, તું કોની સાથે નાહવા જશે. પણ તારી ઉમર નાની છે, આમ એકલી—"

કમલાએ કહ્યું : " મા, મારા બાપના ઘરના એક નોકરથી ન રહેવાયું તે કાલે રાતે જ અહીં મને મળવા આવ્યો છે. તેને સાથે લઈ ગઈ હતી. "

ક્ષેમંકરીએ કહ્યું : " તારાં કાકી ઊંચાંનીચાં થઈ ગયાં લાગે છે. એટલે જ ચાકરને મોકલી આપ્યો. સારું થયું—એ ભલે તારી સાથે રહેતો. તને કામકાજમાં મદદ કરશે. ક્યાં છે તે, બોલાવ તો. "

કમલાએ ઉમેશને લાવી હાજર કર્યો. ઉમેશે ભોંયે પડી ક્ષેમંકરીને પ્રણામ કર્યા, એટલે તેમણે પૂછ્યું : " તારું નામ શું ? "

તેણે કહ્યું : " મારું નામ ઉમેશ, " એમ કહેતાં અકારણ વિકસિત હાસ્યથી તેનું મોં ભરાઈ ગયું.

ક્ષેમંકરીએ હસીને પૂછ્યું : " ઉમેશ, આ સુંદર ધોતિયું તને કોણે આપ્યું રે ? "

ઉમેશે કમલાને બતાવીને કહ્યું : "માએ આપ્યું છે."

ક્ષેમંકરીએ કમલા તરફ જોઈને મશ્કરી કરીને કહ્યું : "મેં તો ધાર્યું કે ઉમેશને તેની સાસુએ જમાઈ ષષ્ઠીમાં * આપ્યું હશે."

ક્ષેમંકરીનું હેત જોઈને ઉમેશ અહીં જ રહી ગયો.

ઉમેશને મદદમાં લઈને કમલાએ દિવસનું બધું કામકાજ પૂરું કરી નાખ્યું. પોતાને હાથે નલિનાક્ષના સૂવાનો ઓરડો વાળી ઝાડી તેનું બિછાનું તડકે નાખી બધું વ્યવસ્થિત કરી મૂક્યું. નલિનાક્ષનું મેલું બદલેલું ધોતિયું ઓરડામાં એક ખૂણામાં પડ્યું હતું. કમલાએ તે ધોઈ, સૂકવી ઘડી કરીને વળગણી ઉપર નાખી દીધું. ઓરડામાં જે વસ્તુઓ લગારે મેલી નહોતી તેને લૂછવાને બહાને તેણે આઘીપાછી કરી લીધી. બિછાનાના માથા આગળ દીવાલમાં એક અલમારી હતી—તે ઉઘાડીને જોયું તો અંદર બીજું કશું જ નહોતું, માત્ર નીચેના ખાનામાં નલિનાક્ષની એક જોડ પાવડી હતી. એકદમ તે પાવડી ઉપાડી લઈ કમલાએ માથે અડાડી—અને નાના બાળકની પેઠે છાતી સરસી લઈ પાલવ વડે વારંવાર તેની ધૂળ લૂછી નાખી.

સાંજે કમલા ક્ષેમંકરીના પગ આગળ બેસી તેમને પગે હાથ ફેરવતી હતી, એવામાં હેમનલિની ફૂલની એક છાબડી લઈને ઘરમાં આવી અને તેણે ક્ષેમંકરીને પ્રણામ કર્યા.

ક્ષેમંકરીએ ઊઠી બેઠાં થઈને કહ્યું : "આવ, આવ, હેમ! આવ, બેસ. અન્નદાબાબુ સારા છે ને?"

હેમનલિનીએ કહ્યું : "તેમનું શરીર સારું નહોતું એટલે કાલે અવાયું નહિ, આજે તેમને સારું છે."

કમલાને બતાવીને ક્ષેમંકરી બોલ્યાં : "આ જો, બહેન—બાળપણામાં મારી મા મરી ગયાં હતાં : તેમણે ફરી વાર જન્મ લઈ આટલા દિવસ પછી કાલે રસ્તામાં અચાનક મને દર્શન દીધાં.

---

* જેઠ સુદ છઠ. એ દિવસે જમાઇને જમાડીને ભેટ આપવામાં આવે છે.

મારાં માનું નામ હરિભાવિની હતું—હવે એમણે હરિદાસી નામ ધારણ કર્યું છે. પણ હેમ, આવી લક્ષ્મીની મૂર્તિ તેં ક્યાંય જોઈ છે? કહે તો."

કમલાએ શરમથી મોં નીચું નમાવ્યું. હેમનલિનીની સાથે ધીમેધીમે તેને પરિચય થઈ ગયો.

હેમનલિનીએ ક્ષેમંકરીને પૂછ્યું: "મા, તમારું શરીર કેમ છે?"

ક્ષેમંકરીએ કહ્યું: "જો, મારી ઉંમર હવે એટલી થઈ ગઈ છે કે હવે મને શરીરની વાત ન પુછાય. હું હજી જીવતી છું, એટલું જ બહુ છે. પણ એથી કંઈ જમને હમેશાં હાથતાલી દઈ શકાવાની નથી. તેં જ આ વાત કાઢી એ સારું થયું—તને કેટલાક દિવસથી કહું કહું કરું છું પણ તક નહોતી મળતી. કાલે રાત્રે ફરી મને જ્યારે તાવ આવ્યો, ત્યારે મેં નક્કી કર્યું, કે હવે વિલંબ કરવો સારો નથી. જો બહેન, નાનપણામાં મને જો કોઈ લગનની વાત પૂછતું તો શરમથી મને મરવા જેવું લાગતું.—પણ તમે કાંઈ એ રીતે ઊછરેલાં નથી. તમે ભણ્યાંગણ્યાં છો—ઉંમર પણ મોટી થઈ છે—તમારી આગળ એવી વાતો સ્પષ્ટ રીતે કરી શકાય. એટલે હું વાત કાઢું છું. તું મારી આગળ શરમ ન રાખીશ. વારું, કહે તો બહેન, પેલે દહાડે તારા બાપા આગળ મેં જે સૂચના કરી હતી, તે તેમણે તને કહી નથી?"

હેમનલિનીએ નીચે મોઢે કહ્યું: "હા, કહી છે."

ક્ષેમંકરી બોલ્યાં: "પણ બહેન, મને લાગે છે કે તેં એ વાતમાં જરૂર સંમતિ નહિ આપી હોય. જો તેં સંમતિ આપી હોત, તો અન્નદાબાબુ તરત જ મારી પાસે દોડી આવ્યા હોત. તને થયું હશે કે મારો નલિન સંન્યાસી છે, રાતદહાડો કંઈ ને કંઈ યોગજગનમાં પડી રહે છે, એની સાથે વળી લગન કેવાં?

ભલે એ મારો દીકરો હોય. પણ વાત કંઈ ઉડાવી દેવા જેવી નથી. એને ઉપરથી જોઈએ તો આપણને લાગે કે જાણે એને કદી કોઈ પણ વસ્તુમાં આસક્તિ થવાનો સંભવ જ નથી, પણ એ તારી ભૂલ છે :—હું એને જનમથી જાણું છું, મારા બોલ ઉપર વિશ્વાસ રાખજે. એ એટલો બધો પ્રેમ કરી શકે છે, કે તેની બીકે જ એ પોતાના ઉપર આટલો સંયમ રાખે છે. એનું આ સંન્યાસનું કાચલું ભાંગીને જે એના હૃદયને મેળવશે, તે ખૂબ મીઠી વસ્તુ પામશે, એ હું કહી મૂકું છું। બેટા હેમ, તું કંઈ નાની કીકલી નથી. તું ભણેલી ગણેલી છે. તેં મારા નલિનાક્ષ પાસે દીક્ષા લીધેલી છે. તારી નલિનના ઘરમાં પ્રતિષ્ઠા કરીને જો હું મરું, તો હું ખૂબ નિરાંતે મરી શકું. નહિ તો મને ખાતરી છે કે મારા મરી ગયા પછી એ પરણશે જ નહિ. પછી એન શી દશા થશે. જરા વિચારી તો જો! બિલકુલ રખડેલ જેવો થઈ જશે! ગમે તેમ હોય, તું મને કહે બહેન, કે તને તો નલિન ઉપર શ્રદ્ધા છે એ હું જાણું છું, છતાં કેમ તારા મનમાં વાંધો જાગે છે?"

હેમનલિનીએ નીચી આંખે કહ્યું : "મા, તમે જો મને લાયક માનતાં હો, તો મારે કશો વાંધો નથી."

આ સાંભળીને ક્ષેમંકરીએ હેમનલિનીને પાસે ખેંચી લઈ તેને માથે ચુંબન કર્યું. આ વિષે પછી કંઈ બોલ્યાં ન હ.

"હરિદાસી, આ ફૂલ—" એમ કહેતાં કહેતાં પાસે ફરીને જુએ છે તો હરિદાસી નહોતી. તે નિઃશબ્દે ક્યારની ઊઠી ગઈ હતી.

ઉપરની વાતચીત પછ ક્ષેમંકરી આગળ હેમનલિનીને સંકોચ થવા માંડ્યો—ક્ષેમંકરી પણ અચકાવા લાગ્યાં. એટલે હેમે કહ્યું : "મા, આજે ત્યારે જરા વહેલી જાઉં. બાપુના શરીરને સારું નથી."—એમ કહીને તેણે ક્ષેમંકરીને પ્રણામ કર્યા. ક્ષેમંકરીએ તેને માથે હાથ મૂકી કહ્યું : "આવજે, બહેન આવજે."

હેમનલિનીના ચાલ્યા ગયા પછી ક્ષેમંકરીએ નલિનાક્ષને તેડાવી મંગાવ્યો. કહ્યું : "નલિન, હવે મારાથી વિલંબ નહિ થાય."

નલિનાક્ષે કહ્યું : "છે શું ?"

ક્ષેમંકરીએ કહ્યું : "મેં આજે બધી વાત હેમને ખુલ્લી પાડીને કહી. તે તો તૈયાર થઈ છે, હવે તારું કોઈ પણ બહાનું હું સાંભળવા માગતી નથી. મારું શરીર તો જુએ છે ને. તમારું કંઈ ઠેકાણું પાડયા વિના મને કેમે કરી નિરાંત વળતી નથી. અરધી રાતે મારી ઊંઘ ઊડી જાય છે અને આના આ વિચાર આવે છે."

નલિનાક્ષે કહ્યું : "સારું મા, ચિંતા કરીશ નહિ, તું નિરાંતે ઊંઘજે, તારી જેમ ઇચ્છા હશે તેમ આપણે કરીશું."

નલિનાક્ષ ચાલ્યો ગયો એટલે ક્ષેમંકરીએ બૂમ પાડી : "હરિદાસી."

કમલા પાસેના ઓરડામાંથી આવી. તે વખતે પાછલા પહોરનો પ્રકાશ ઝાંખો પડી ગયો હતો અને લગભગ અંધારું થવા આવ્યું હતું. હરિદાસીનું મોં બરાબર જણાયું નહિ. ક્ષેમંકરીએ કહ્યું : "બેટા, આ ફૂલ પર પાણી છાંટી ઘરમાં ગોઠવી મૂક તો—" એમ કહીને એક ગુલાબ પસંદ કરીને ઉપાડી લઈ ફૂલની છાબડી કમલા તરફ ખસેડી.

કમલાએ તેમાંથી થોડાં ફૂલ લઈને એક થાળીમાં ગોઠવી નલિનાક્ષના ઉપાસનાગૃહના આસન સામે મૂકયાં અને બીજાં થોડાં એક વાડકીમાં લઈને નલિનાક્ષના. સૂવાના ઓરડામાં ટિપાઈ ઉપર મૂકયાં. બાકીનાં થોડાં ફૂલ લઈને પેલી દીવાલમાંની અલમારી ઉઘાડી અને પેલી પાવડી ઉપર ફૂલ મૂકી તેની ઉપર માથું અડાડી પ્રણ કરતાં વેંત જ તેની આંખમાંથી દડદડ કરતાં

આંસુ પડવા લાગ્યાં. આ પાવડી સિવાય આ જગતમાં તેનું કશું જ નહોતું—પદસેવાનો અધિકાર પણ જવા બેઠો હતો.

એવામાં અચાનક ઓરડામાં કોઈક આવ્યું, એટલે તરત જ કમલા ઝટપટ ઊઠી પડી. એકદમ અલમારીનાં બારણાં બંધ કરી દીધાં. અને જુએ છે તો નલિનાક્ષ. કમલાને ક્યાંય ભાગી જવાનો રસ્તો ન રહ્યો,—લજ્જાની મારી કમલા તે સંધ્યાના અંધકારમાં કેમ મળી ન ગઈ!

નલિનાક્ષ કમલાને ઓરડામાં જોતાં જ બહાર ચાલ્યો ગયો. કમલા પણ પછી વિલંબ કર્યા વિના ઉતાવળે પગલે, બીજા ઓરડામાં ચાલી ગઈ. પછી નલિનાક્ષ પાછો ઓરડામાં આવ્યો. છોકરી અલમારી ઉઘાડી શું કરતી હતી,—તેને જોઈને એકદમ બંધ પણ શું કામ કરી દીધી, એવા કુતૂહલને વશ થઈ નલિનાક્ષે અલમારી ઉઘાડીને જોયું—એની પાવડી ઉપર થોડાં તરતનાં છાંટેલાં ફૂલો પડ્યાં હતાં. પછી તે અલમારીનું બારણું બંધ કરી શયનગૃહની બારી પાસે આવી ઊભો રહ્યો. બહાર આકાશ તરફ જોતાં જોતાં શિયાળાના સૂર્યાસ્તનો ક્ષણિક પ્રકાશ ઊડી ગયો અને અંધારું ગાઢું થવા લાગ્યું.

## ૫૬

હેમનલિની નલિનાક્ષની સાથે પરણવાની સંમતિ આપી પોતાના મનને સમજાવવા લાગી: "મારે માટે આ ભારે સૌભાગ્યની વાત છે." તે મનમાં ને મનમાં હજાર વાર બોલી: "મારાં પુરાણાં બંધનો તૂટી ગયાં છે—મારા જીવનાકાશને ઘેરીને જે તોફાની મેઘ જામ્યા હતા, તે બિલકુલ વિખરાઈ ગયાં છે. હવે હું સ્વાધીન છું, હવે હું મારા ભૂતકાળના ચાલુ હુમલાથી મુક્ત છું."—આ શબ્દો વારંવાર બોલીને તેણે એક પ્રકારના ખોટા વૈરાગ્યનો આનંદ અનુભવ્યો. શ્મશાનમાં અગ્નિદાહ થઈ રહ્યા પછી આ પ્રચંડ સંસાર પોતાનો વિપુલ ભાર છોડી દઈને જ્યારે રમત જેવો લાગે છે, ત્યારે થોડા સમય પૂરતું મન જેવું હલકું થઈ જાય છે, તેવી જ દશા હેમનલિનીની થઈ—તેણે પોતાના એક અંશના નિઃશેષ અવસાનથી જન્મેલી શાંતિ અનુભવી.

ઘેર પાછાં આવીને હેમનલિનીએ વિચાર કર્યો: "મા જો હોત, તો તેમને આજે આ મારા આનંદની વાત કરી આનંદ પમાડત—બાપુને શી રીતે મારે બધી વાત કહેવી!"

શરીર નબળું હતું એટલે આજે અન્નદાબાબુ જ્યારે વહેલા સૂવા ગયા ત્યારે હેમનલિની એક નોટ કાઢી રાત્રે પોતાના નિર્જન શયનગૃહમાં ટેબલ ઉપર બેસીને લખવા લાગી: "હું મૃત્યુજાળમાં સપડાઈ જઈને આખા સંસારથી વિખૂટી પડી ગઈ હતી તેમાંથી આવી રીતે ફરી એક દહાડો મને નવીન જીવનમાં પ્રતિષ્ઠિત કરશે એવું મારા માન્યામાં આવતું નહોતું. આજ તેમને ચરણે હજારો પ્રણામ કરીને નવીન ક્ષેત્રમાં પ્રવેશ કરવા તૈયાર થઈ છું. જે સૌભાગ્યને હું કોઈ પણ રીતે લાયક નથી, તે જ મને મળ્યું છે. ઇશ્વર મને સદાકાળ એને સાચવી રાખવાની શક્તિ આપો. જેમના જીવન સાથે મારું આ ક્ષુદ્ર જીવન જોડાવા બેઠું છે, તેઓ મને પૂરેપૂરી સંપૂર્ણતા બક્ષશે, એની મને ખાતરી છે. તે પરિપૂર્ણતાનું સમસ્ત ઐશ્વર્ય હું સંપૂર્ણપણે તેમને પાછું અર્પણ કરી શકું, એ જ મારી એક પ્રાર્થના છે."

ત્યાર પછી નોટ બંધ કરીને હેમનલિની તે નક્ષત્રજડિત અંધકારમાં શિયાળાની રાતે કાંકરા પાથરેલ બગીચાને રસ્તે ઘણી વાર સુધી આંટા મારવા લાગી. અનંત આકાશે તેના અશ્રુધૌત અંતઃકરણમાં નિઃશબ્દ શાંતિમંત્ર ઉચ્ચાર્યો.

બીજે દિવસે પાછલે પહોરે અન્નદાબાબુ હેમનલિનીને લઈને નલિનાક્ષને ઘેર જવા તૈયાર થતા હતા, તેવામાં તેમના બારણા આગળ એક ગાડી આવીને ઊભી. કોચ બૉક્સ ઉપરથી નલિનાક્ષના એક ચાકરે ઊતરી આવીને ખબર આપી કે મા આવ્યાં છે.

અન્નદાબાબુ ઝટપટ બારણા આગળ આવી હાજર થતાં જ ક્ષેમંકરી ગાડીમાંથી ઊતરીને આવ્યાં. અન્નદાબાબુ બોલ્યા: "આજ મારું પરમ સૌભાગ્ય."

ક્ષેમંકરીએ કહ્યું: "આજ તમારી છોકરીને જોઈને આશીર્વાદ દઈ જવા છે, એટલે આવી છું."

એમ કહીને તેમણે ઘરમાં પ્રવેશ કર્યો. અન્નદાબાબુ તેમને દીવાનખાનામાં આદરપૂર્વક એક સોફા ઉપર બેસાડીને બોલ્યા: "આપ બેસો, હું એને બોલાવી લાવું છું."

હેમનલિની બહાર જવા માટે પહેરીઓઢીને તૈયાર થતી હતી—ક્ષેમંકરી આવ્યાં એવું સાંભળીને ઝટપટ બહાર આવી તેણે તેમને પ્રણામ કર્યા—ક્ષેમંકરીએ કહ્યું : "સૌભાગ્યવતી થા અને દીર્ઘાયુ મેળવ. જોઉં મા, તારો હાથ જોઉં." એમ કહીને એક પછી એક તેના બંને હાથમાં મગરના મોઢાવાળાં સોનાનાં બબ્બે કડાં પહેરાવી દીધાં. હેમનલિનીના કૃશ હાથમાં જાડાં કડાં દોલવા લાગ્યાં. કડાં પહેરાવાઈ રહ્યાં એટલે હેમનલિનીએ ફરી ભોંયે પડી પ્રણામ કર્યા—ક્ષેમંકરીએ બંને હાથે તેનું મોં પકડી તેને ચુંબન કર્યું. આ આશીર્વાદથી અને વહાલથી હેમનલિનીનું હૃદય એક જાતના સુગંભીર માધુર્યથી ભરાઈ ગયું.

ક્ષેમંકરી બોલ્યાં: "વહેવાઈ મહાશય, કાલે મારે ત્યાં તમારે બંને જણે સવારે જમવાનું છે. હું નોતરું દઈ જાઉં છું."

બીજે દિવસે સવારે હેમનલિનીને લઈને અન્નદાબાબુ નિયમ પ્રમાણે બહાર ચા પીવા બેઠા હતા. અન્નદાબાબુનું રોગક્લિષ્ટ મુખ એક રાતમાં જ આનંદથી સરસ અને તાજું થઈ ગયું હતું. ક્ષણે ક્ષણે હેમનલિનીના શાંતોજ્જ્વળ મુખ તરફ જોતા હતા, અને તેમને લાગતું હતું, કે આજે જાણે તેમની પરલોકગત પત્નીનો મંગળ મધુર આવિર્ભાવ તેમની કન્યાને વીંટી વળ્યો છે, અને દૂરદૂર પ્રસરેલા અશ્રુજલના આભાસે સુખની અતિશય ઉજ્જ્વળતાને સ્નિગ્ધ ગંભીર બનાવી દીધી છે.

અન્નદાબાબુને આજ વારેવારે થવા લાગ્યું કે ક્ષેમંકરીને ત્યાં જમવા જવાને તૈયાર થવાનો વખત થયો છે—હવે વિલંબ કરવો

યોગ્ય નથી. હેમનલિની તેમને વારંવાર યાદ આપી રહી છે કે હજી પુષ્કળ વખત છે,—હજી તો આઠ જ વાગ્યા છે. અન્નદાબાબુ કહે છે: "નાહીને તૈયાર થવાનો તો વખત જોઈશે ને, મોડું કરવા કરતાં જરા વહેલાં ગયેલું સારું."

એટલામાં કેટલીક ટ્રંકો, બિછાના વગેરે સામાન સાથે એક ભાડાની ગાડી આવીને બાગના દરવાજા આગળ ઊભી રહી.

એકાએક હેમનલિની "મોટાભાઈ આવ્યા છે" એમ કહેતી સામી ગઈ. યોગેન્દ્ર હસતે મોઢે ગાડીમાંથી ઊતર્યો, બોલ્યો: "કેમ હેમ, સારી છે ને?"

હેમનલિનીએ પૂછ્યું: "તમારી ગાડીમાં બીજું કોઈ છે કે?"

યોગેન્દ્રે હસીને કહ્યું: "છેસ્તો, બાપુને માટે એક નાતાલની ભેટ લાવ્યો છું."

એટલામાં રમેશ ગાડીમાંથી ઊતરી પડ્યો. હેમનલિની એક વાર સહેજ નજર કરી તરત જ પાછી ફરીને ચાલી ગઈ.

યોગેન્દ્રે બૂમ મારી: "હેમ, જતી નહિ, વાત કહેવાની છે, સાંભળી જા."

એ બૂમ હેમને કાને સુધ્ધાં પહોંચી નહિ—તે જાણે કોઈ પ્રેત પાછળ પડ્યું હોય અને તેનાથી બચવા માટે દોડતી હોય એમ ઉતાવળીઉતાવળી ચાલી ગઈ.

રમેશ ક્ષણભર તો ચમકીને થંભી ગયો—આગળ જવું કે પાછા જવું, કંઈ સૂઝ્યું નહિ.—યોગેન્દ્ર બોલ્યો: "રમેશ, આવ, બાપુ અહીં બહાર બેઠા છે."—એમ કહીને રમેશનો હાથ પકડીને તેને અન્નદાબાબુની પાસે આણીને ખડો કર્યો.

અન્નદાબાબુ દૂરથી જ રમેશને જોતાં હતબુદ્ધ થઈ ગયા હતા. તેમણે માથે હાથ ફેરવતાં ફેરવતાં વિચાર કર્યો: "આ વળી કેવા આફત આવી પડી!"

રમેશે અન્નદાબાબુને નમીને નમસ્કાર કર્યા. અન્નદાબાબુએ તેને બેસવાને ખુરસી બતાવી. યોગેન્દ્રને કહ્યું: "યોગેન, તું બરાબર વખતસર જ આવ્યો છે. હું તને ટેલિગ્રામ કરવાનો જ વિચાર કરતો હતો."

યોગેન્દ્રે પૂછ્યું: "કેમ?"

અન્નદાબાબુએ કહ્યું: "હેમની સાથે નલિનાક્ષનાં લગ્ન નક્કી થઈ ગયાં છે. કાલે નલિનાક્ષની મા હેમને આશીર્વાદ આપી જોઈ ગયાં છે."

યોગેન્દ્ર: શું કહો છો, બાપુ. લગ્નનું એકદમ પાકે પાયે નક્કી થઈ ગયું છે? મને જરા પૂછવાનુંયે નહિ?

અન્નદાબાબુ: યોગેન્દ્ર, તું ક્યારે શું કહે તેનું કાંઈ ઠેકાણું નહિ. હું જ્યારે નલિનાક્ષને ઓળખતો પણ નહોતો ત્યારે તમે લોકો જ તો આ લગ્નને માટે મહેનત કરતા હતા?

યોગેન્દ્ર: ત્યારે મહેનત કરતા હતા એ ખરું, પણ તે ગમે તેમ હોય, હજી કંઈ વખત ગયો નથી. મારે ઘણું કહેવાનું છે. પહેલાં તે બધું સાંભળો, ત્યાર પછી જે કરવું ઘટે તે કરજો.

અન્નદાબાબુ બોલ્યા: "ફુરસદે એકાદ દહાડો સાંભળીશ. પણ આજે મને કાંઈ વખત નથી—હમણાં જ મારે બહાર જવાનું છે."

યોગેન્દ્રે પૂછ્યું: "ક્યાં જવાના છો?"

અન્નદાબાબુએ કહ્યું: "નલિનાક્ષની માને ત્યાંથી મને અને હેમને નોતરું આવેલું છે. યોગેન્દ્ર, તમારે માટે ત્યારે અહીં જ જમવાની—"

યોગેન્દ્રે કહ્યું: "ના, ના! અમારી ચિંતા કરવાની જરૂર નથી! હું રમેશને લઈને અહીંની કોઈ હોટેલમાં જમી લઈશ. સાંજ સુધીમાં તો તમે લોકો પાછાં આવશો ને? ત્યારે જ અમે આવીશું."

અનદાબાબુ કોઈ પણ પ્રકારે રમેશ પ્રત્યે કોઈ પણ જાતનો શિષ્ટાચાર કરી શક્યા નહિ. તેના તરફ જોવું એ પણ તેમને મુશ્કેલ થઈ પડ્યું. રમેશ પણ અત્યાર સુધી મૂંગો રહી, જતી વખતે અનદાબાબુને નમસ્કાર કરી ચાલ્યો ગયો.

## ૫૭

ક્ષેમંકરીએ કમળાને જઈને કહ્યું : "મા, કાલે હેમને અને તેના બાપને બપોરે અહીં જમવાનું નોતરું કર્યું છે. શું કરીશું વારુ, કહે તો ? વહેવાઈને એવું જમાડવું જોઈએ કે તેમને ખાતરી થઈ જાય કે અહીં તેની દીકરીને ખાવાની આપદા નહિ પડે. કેમ ખરું ને ? તું રાંધવામાં એવી પાવરધી છે, કે અપજશ આવે એમ નથી, એ હું જાણું છું. મારો દીકરો આજ સુધી કોઈની પણ રસોઈ જમીને કદી સારી થઈ છે, માઠી થઈ છે કંઈ જ બોલ્યો નહોતો.—કાલે તારી રસોઈનાં વખાણ તેનાં મોંમાં માતાં નહોતાં ! પણ તારું મોઢું આજે ખૂબ ઉદાસ દેખાય છે. શરીરને સારું નથી ?"

મલિન મુખ ઉપર સહેજ હાસ્ય ફરકાવી કમલાએ કહ્યું : "સારું છે મા."

ક્ષેમંકરી માથું ધુણાવી બોલ્યાં : "તારું મન અકળાતું હશે. એ તો અકળાય જ, એમાં શરમ શાની ? મને પારકી ગણીશ નહિ મા ! હું તને મારી પોતાની દીકરી જેવી જ ગણું છું—અહીં જો"

તને કોઈ જાતની અગવડ પડતી હોય, અથવા તારે તારા કોઈ સગાને મળવું હોય તો મને બેધડક કહેવું."

કમલા વ્યગ્ર થઈને બોલી: "ના મા, તમારી સેવા કરવાની મળે એટલે મારે બીજું કશું જોઈતું નથી."

ક્ષેમંકરીએ તે શબ્દો સાંભળ્યા વગર જ કહ્યું: "જોઈએ તો થોડા દિવસ તારા કાકાને ઘેર જઈને રહે, ત્યાર પછી જ્યારે મન થાય ત્યારે પાછી આવજે."

કમલા અસ્વસ્થ થઈ ગઈ. તે બોલી: "મા, જ્યાં સુધી હું તમારી પાસે છું, ત્યાં સુધી હું દુનિયામાં બીજા કશાની ચિંતા કરતી નથી. મારાથી જો કદી તમારો અપરાધ થઈ જાય, તો તમે મને જોઈએ તે સજા કરજો, પણ એક દહાડો પણ આઘી કાઢશો નહિ!"

ક્ષેમંકરી કમલાના જમણા ગાલ ઉપર જમણો હાથ ફેરવી બોલ્યાં: "એટલે જ હું કહું છું ને બહેન, કે તું ગયે જન્મે મારી મા હતી! તે વગર જોતાં વેંત આવી મમતાની ગાંઠ શી રીતે બંધાય! ભલે જા મા, વહેલીવહેલી સૂઈ જા! આખો દહાડો તો એક ઘડી પણ બેસતી નથી!"

કમલા પોતાના શયનગૃહમાં જઈને બારણાં બંધ કરી, દીવો હોલવી નાખી, અંધારામાં ભોંય ઉપર બેસી રહી. ઘણો વખત સુધી બેસીને વિચાર કર્યા પછી તેને આટલી વાત સમજાઈ: 'ભાગ્યના દોષને લીધે જેમના ઉપરનો મારો અધિકાર હું ખોઈ બેઠી છું, તેની હું ચોકી કરતી બેસી રહું એ શી રીતે બને! બધું જ છોડવાને મનને તૈયાર રાખવું પડશે—માત્ર સેવા કરવાની તક, ગમે તે ઉપાયે પ્રાણપણે સાચવી રાખીશ. ભગવાન કરે ને એટલું હું હસતે મોઢે કરી શકું.—એથી વધારે બીજા કશામાં નજર ન નાખું. અનેક દુ:ખો પછી જે મળ્યું છે, તે જો પ્રસન્ન

મને ન લઈ શકું, જો મોઢું ચડાવું, તો બધું જ ખોવાનો વારો આવશે.'

આટલું સમજી લઈને એકચિત્તે તે વારંવાર સંકલ્પ કરવા લાગીઃ 'હું કાલથી કોઈ પણ દુઃખને મનમાં સ્થાન નહિ દઉં, એક ક્ષણ પણ હું મોઢું ઉદાસ નહિ કરું, જે આશાતીત છે, તેને માટે મનમાં કોઈ પણ જાતની કામના ન રહે તો સારું ! માત્ર સેવા કરીશ, જ્યાં સુધી આ દેહમાં જીવ છે ત્યાં સુધી માત્ર સેવા કર્યા કરીશ, બીજું કશું જ નહિ માગું, નહિ માગું, નહિ માગું.'

ત્યાર પછી કમલા સૂવા ગઈ. પાસાં બદલતાં બદલતાં તે ઊંઘી ગઈ. રાતે બેત્રણ વાર ઊંઘ ઊડી ગઈ. ઊંઘ ઊડી જતાં જ તે મંત્રની પેઠે રટવા લાગી : "હું કશું જ નહિ માગું, નહિ માગું, નહિ માગું !" મળસકે બિછાનામાંથી ઊઠતાં જ તે હાથ જોડીને બેઠી અને એકાગ્ર મન થઈને બોલી : "હું મરતાં સુધી તમારી સેવા કરીશ, બીજું કશું નહિ માગું, નહિ માગું, નહિ માગું."

એટલું બોલીને ઝટપટ હાથમોં ધોઈ, વાસી કપડાં બદલી તે નલિનાક્ષના પેલા નાના સરખા ઉપાસનાગૃહમાં ગઈ; પોતાના છેડા વડે આખો ઓરડો લૂછીને સાફ કર્યો, અને આસન તેને ઠેકાણે બિછાવી રાખી ઉતાવળે પગલે ગંગાસ્નાન કરવા ગઈ. આજકાલ નલિનાક્ષની આગ્રહભરી વિનંતિથી ક્ષેમંકરીએ સૂર્યોદય પહેલાં સ્નાન કરવાનું છોડી દીધું હતું. એટલે ઉમેશને જ આ કડકડતા શિયાળાના પરોઢમાં કમલાની સાથે સ્નાન કરવા જવું પડ્યું.

સ્નાન કરી પાછા આવ્યા પછી ક્ષેમંકરીને કમલાએ પ્રફુલ્લ મુખે પ્રણામ કર્યા. તેઓ તે વખતે સ્નાન કરવા જવાની તૈયારી કરતાં હતાં. તેમણે કમલાને કહ્યું : "આટલી વહેલી શું કામ નાહવા ગઈ ? મારી સાથે આવત તોયે ચાલત."

કમલા બોલી : “ આજે કામ છે ને મા, કાલે સાંજે જે શાક મંગાવ્યું છે, તે સમારી મૂકું—અને જે કંઈ બજારમાંથી લાવવાનું બાકી છે તે ઉમેશ વહેલોવહેલો લઈ આવશે. ”

ક્ષેમંકરીએ કહ્યું : “ સરસ અક્કલ ચલાવી છે, મા. વહેવાઈ જેવા આવશે એવા ખાવાનું તૈયાર પામશે. ”

એવામાં નલિનાક્ષ બહાર આવતાં જ કમલા ભીના વાળ ઉપર એકદમ ઘૂમટો તાણી લઈ અંદર ચાલી ગઈ. નલિનાક્ષ બોલ્યો : “ મા, આજ જ તું સ્નાન કરવા ચાલી ? માંડ કાલે જરા શરીર સારું હતું. ”

ક્ષેમંકરીએ કહ્યું : “ નલિન, તારી ડાકટરી રહેવા દે. સવારમાં ગંગાસ્નાન ન કરે તોયે લોકો અમર થતાં નથી. તું હમણાં બહાર જતો લાગે છે, ખરું ? જરા વહેલો આવજે. ”

નલિનાક્ષે પૂછ્યું : “ કેમ મા ? ”

ક્ષેમંકરી : કાલે તને કહેવાનું ભૂલી ગઈ હતી—આજે અન્નદાબાબુ તને આશીર્વાદ દેવા આવવાના છે.

નલિનાક્ષ : આશીર્વાદ દેવા આવવાના છે ? કેમ મારા ઉપર કંઈ એટલા બધા પ્રસન્ન થવાનું કારણ ? તેમને તો હું રોજ જ મળું છું.

ક્ષેમંકરી : હું ગઈ કાલે હેમનલિનીને એક જોડ કડાં આપી આશીર્વાદ દઈ આવી હતી ને—એટલે હવે અન્નદાબાબુ તને આશીર્વાદ ન આપે તે શી રીતે ચાલે ? ગમે તેમ હો, પાછો આવતાં મોડું ન કરતો—તે લોકો અહીં જ જમવાનાં છે.

એમ કહીને ક્ષેમંકરી સ્નાન કરવા ગયાં. નલિનાક્ષ માથું નીચું કરી વિચાર કરતો કરતો રસ્તે થઈને ચાલ્યો ગયો.

## ૫૮

હેમનલિની રમેશ પાસેથી જોરથી નાસી આવી ઓરડાનાં બારણાં બંધ કરી દઈ બિછાના પર બેસી પડી. પહેલો આવેગ શાંત થતાં જ તેને એક પ્રકારની લજ્જાએ ઘેરી લીધી—" હું કેમ રમેશબાબુને સ્વાભાવિક રીતે મળી શકી નહિ ? હું જેની આશા રાખતી નથી તે જ વસ્તુ કેમ અચાનક મારામાંથી આમ અશોભન રીતે દેખા દે છે ? વિશ્વાસ નથી, કશાનો વિશ્વાસ નથી ! મારાથી હવે આમ ડામાડોળ સ્થિતિમાં નથી રહેવાતું. "

એમ કહીને તેણે બેઠેબેઠે ઊઠી પડીને બારણાં ખોલી નાખ્યાં, તે બહાર આવી,—મનમાં મનમાં બોલી : 'હું ભાગી નહિ જાઉં, હું જીતીશ.' તે ફરી રમેશબાબુને મળવા ચાલી. એકાએક તેને કંઈક સાંભર્યું. ફરીથી તે ઓરડામાં ગઈ. ટ્રંકમાંથી ક્ષેમંકરીએ આપેલાં સાંકળાં કાઢી પહેર્યાં, અને અસ્ત્ર સજીને યુદ્ધમાં જવાની હોય એમ, પોતાને દૃઢ કરી, માથું ઊંચું કરી, તે બગીચા તરફ ચાલી.

અન્નદાબાબુએ આવીને કહ્યું : " હેમ, તું ક્યાં જાય છે ? "

હેમનલિનીએ કહ્યું : " રમેશબાબુ નથી—દાદા, નથી ? "

અન્નદા : ના, તેઓ ચાલ્યા ગયા છે.

તરત જ થવાની પરીક્ષામાંથી મુક્તિ મળતાં હેમનલિનીએ આરામ અનુભવ્યો.

અન્નદાબાબુ બોલ્યા : "હવે ત્યારે—"

હેમનલિનીએ કહ્યું : "હા, બાપુ, હું જાઉં છું. મને નાહી આવતાં વાર નહિ લાગે. તમે ગાડી બોલાવવાનું કહી દો."

આ પ્રમાણે હેમનલિનીએ જમવા જવા બાબત અચાનક પોતાના સ્વભાવ વિરુદ્ધ અત્યંત ઉત્સાહ દર્શાવ્યો. આ ઉત્સાહની અતિશયતાથી અન્નદાબાબુ ભોળવાયા નહિ. ઊલટું, તેમનું મન વધારે ચિંતામાં પડી ગયું.

હેમનલિનીએ ઝટપટ નાહી તૈયાર થઈ આવીને કહ્યું : "બાપુ, ગાડી આવી કે?"

અન્નદાબાબુએ કહ્યું : "ના, હજી નથી આવી."

ત્યાં સુધી હેમનલિની બગીચાના રસ્તા ઉપર આંટા મારતી ફરવા લાગી. અન્નદાબાબુ વરંડામાં બેસી માથે હાથ ફેરવવા લાગ્યા.

અન્નદાબાબુ જ્યારે નલિનાક્ષને ઘેર પહોંચ્યા ત્યારે સાડા દસથી વધારે નહિ થયા હોય. હજી નલિનાક્ષ કામથી પરવારી ઘેર આવ્યો નહોતો. એટલે અન્નદાબાબુના સ્વાગતનો ભાર ક્ષેમંકરીને જ લેવો પડ્યો.

ક્ષેમંકરીએ અન્નદાબાબુને શરીર અને કુટુંબ સંબંધી અનેક વાતો વિષે પ્રશ્નો પૂછ્યા, અને વાત શરૂ કરી—વચમાં વચમાં હેમનલિનીના મોં તરફ તેમના કટાક્ષ જતા હતા. કેમ તેના મોં ઉપર ઉત્સાહનું લગારે ચિહ્ન નહોતું? નજીકના ભવિષ્યમાં બનનારા શુભ બનાવની સંભાવનાએ સૂર્યોદયની પહેલાં અરુણકિરણોની છટાની પેઠે તેના મોં પર પ્રકાશ આણ્યો નહોતો! ઊલટું, હેમનલિનીની અનમની દૃષ્ટિમાં એક પ્રકારની ચિંતાનો અંધકાર નજરે પડતો હતો.

ક્ષેમંકરીને જરાજરામાં લાગી આવતું. હેમનલિનીની આ ઉદાસીનતા જોઈ તેમનો ઉત્સાહ મરી ગયો. નલિનની સાથે વિવાહસંબંધ જોડાય એ કોઈ પણ છોકરીને માટે સૌભાગ્યની વાત ગણાય, પણ આ શિક્ષણના મદથી છકી ગયેલી છોકરી મારા નલિનને પોતાને યોગ્ય જ નથી માનતી! આટલી બધી ચિંતા, આટલી બધી દ્વિધા શું કામ જોઈએ! મારો જ દોષ છે. ઘરડી થઈ પણ ધીરજ ન ધરી શકી. ઇચ્છા થઈ કે પછી ઘડીનો વિલંબ ન સહેવાયો, મોટી ઉંમરની છોકરી સાથે નલિનનાં લગ્ન ગોઠવ્યાં, છતાં તેને સારી રીતે ઓળખવાનો પ્રયત્ન સુધ્ધાં કર્યો નહિ: હાય હાય, ઓળખવા જેટલો વખત ક્યાં છે—હવે તો સંસારનાં બધાં કામો ઝટપટ પતાવી દેવાનો તગાદો આવ્યો છે.

અન્નદાબાબુની સાથે વાત કરતાં કરતાં ક્ષેમંકરીના મનમાં ને મનમાં આ બધા વિચારો ઘૂમવા લાગ્યા. વાત કરવી તેમને માટે મુશ્કેલ થઇ પડી. તેમણે અન્નદાબાબુને કહ્યું: "જુઓ, લગનની વાતમાં બહુ ઉતાવળ કરવી સારી નહિ. એ બંનેની ઉમર થઈ છે. હવે એ લોકો પોતે જ વિચાર કરીને કામ કરશે, આપણે ઉતાવળ કરીએ એ બરાબર નથી. હેમના મનની વાત જરૂર હું સમજી શકતી નથી—પણ હું નલિનને વિષે તો કહી શકું કે તે હજી ચોક્કસ નિર્ણય કરી શક્યો નથી."

આ શબ્દો ક્ષેમંકરી ખાસ કરીને હેમનલિનીને સંભળાવવા માટે જ બોલ્યાં. હેમનલિની અપ્રસન્ન મને હજી વિચાર કરે છે, અને પોતાનો છોકરો જ લગનની વાતથી એકદમ નાચી ઊઠ્યો છે, એવી ધારણા તેઓ સામાના મનમાં પેદા થવા દઈ ન શક્યાં.

હેમનલિની આજે અહીં આવતી વખતે બેજેબેજે ખૂબ ઉત્સાહ ધારણ કરી આવી હતી—એટલે તેનું વિપરીત પરિણામ આવ્યું, અધિક ઉત્તેજના ઊંડા અવસાદમાં પરિણમી. જ્યારે તેણે

ક્ષેમંકરીના ઘરમાં પ્રવેશ કર્યો, ત્યારે અચાનક એક આશંકાએ તેના મનને ઘેરી લીધું,—જે નૂતન જીવનયાત્રાના માર્ગે તે પગલાં માંડવા તૈયાર થઈ છે, તે તેની નજર આગળ દૂરદૂર પ્રસરેલા વાંકાચૂકા દુર્ગમ પર્વતમાર્ગ જેવા દેખાયે.

બધા શિષ્ટાચારના પ્રશ્નોત્તરમાં પોતાના ઉપરનો અવિશ્વાસ હેમનલિનીના મનને આજે અંદરખાનેથી વ્યથા દેવા લાગ્યો.

આવી સ્થિતિમાં જ્યારે ક્ષેમંકરીએ લગ્નની વાતને થોડે અંશે પાછી ખેંચી લીધી, ત્યારે હેમનલિનીના મનમાં બે વિપરીત ભાવનો ઉદય થયો. લગ્નના બંધનમાં જલદી સપડાઈ જઈ પોતાના સંશયને ઝોલે ચડેલી દુબળ અવસ્થામાંથી છૂટવાની તેની ઇચ્છા હોવાને લીધે તે લગ્નની સૂચનાને જલદી પાકી કરી લેવા માગતી હતી—આમ છતાં સૂચના દબાઈ જવાની તૈયારી થાય છે એ જોઈને હાલતુરત તેણે એક પ્રકારનો આરામ પણ અનુભવ્યો.

ક્ષેમંકરીએ આ શબ્દો ઉચ્ચારીને તરત જ હેમનલિનીના મુખનો ભાવ તીરછી નજરે જોઈ લીધો. આટલી વારે હેમનલિની-ના મોં ઉપર જાણે શાંતિની સ્નિગ્ધતા ઊતરી હોય એવું તેમને લાગ્યું. આથી તેમનું મન તે જ ક્ષણે હેમનલિની પ્રત્યે વિમુખ થઈ ગયું. તેઓ મનમાં મનમાં બોલ્યાં: ‘મારા નલિનને હું આટલો સસ્તામાં આપી દેવા બેઠી હતી!’—નલિનાક્ષ આજ આવવામાં વિલંબ કરતો હતો, એથી તેમને આનંદ થયો. હેમ-નલિની તરફ જોઈ તેમણે કહ્યુંઃ “જોઈ નલિનાક્ષની અક્કલ! તમો આજ અહીં આવવાનાં છો એ તે જાણે છે, છતાં હજી તેનો પત્તો નથી! આજ થોડું કામ ઓછું કર્યું તોયે શું! આ અમે અહેજ કંઈ થાય છે કે ત્યારે તો એ કામકાજ બધું બંધ કરીને ઘેર જ રહે છે—એમાં શું એવું નુકસાન થઈ જાય છે!”

એમ કહીને જમવાની તૈયારી કેટલે સુધી આવી છે, એ

જોવાને બહાને થોડી વારની રજા લઈને ક્ષેમંકરી ઊઠી આવ્યાં. તેમની ઇચ્છા એવી હતી કે હેમનલિનીને કમલા સાથે મેળવી આપી ભલા ડોસા સાથે જ વાતચીત કરવી.

તેમણે જોયું તો તૈયાર રસોઈ ધીમા તાપ ઉપર ચઢાવી રાખીને કમલા રસોડાના એક ખૂણામાં મૂંગી મૂંગી એવી તો ગંભીરતાથી કંઈ વિચાર કરતી હતી કે ક્ષેમંકરી અચાનક આવી પહોંચતાં જ તે ચમકી ઊઠી. બીજી જ ક્ષણે તે શરમાઈ જઈને હસતે મોઢે ઊઠી ઊભી થઈ ગઈ. ક્ષેમંકરી બોલ્યાંઃ "એ મા, મેં ધાર્યું કે તું રસોઈના કામમાં ખૂબ મચી પડેલી હશે."

કમલાએ કહ્યું: "રસોઈ બધી પૂરી થઇ ગઈ છે, મા!"

ક્ષેમંકરીએ કહ્યું: "તો અહીંયાં મૂંગીમૂંગી બેસી કેમ રહી છે, બહેન? હેમ આવી છે, તેને તારા ઓરડામાં બોલાવી લઈ જઈને જરા વાતચીત કરને. હું તો ઘરડું માણસ, મારી પાસે બેસાડી રાખીને તેને શું કામ દુઃખી કરું?"

હેમનલિની પાસેથી જાકારો મળતાં ક્ષેમંકરીનો સ્નેહ કમલા ઉપર બમણો વધી ગયો.

કમલાએ સંકોચપૂર્વક કહ્યું: "મા, હું તેમની સાથે શી વાત કરું! તેઓ તો કેટલું બધું ભણેલાંગણેલાં અને મને તો કંઈ જ આવડતું નથી."

ક્ષેમંકરીએ કહ્યું: "એ શું બોલે છે! તું કોઈથી કમ નથી મા! ભણીગણીને કોઈ ભલે પોતાને ગમે તેવું મોટું માન્યા કરે, તારા કરતાં વધારે આદર પામવાને લાયક કેટલાં છે? પુસ્તક વાંચીને બધાં જ વિદ્વાન થઈ શકે, પણ તારા જેવી લક્ષ્મીમૂર્તિ થવું બધાથી નહિ બને. આવ, બહેન આવ! પણ તારાં આ લૂગડાં નહિ ચાલે. તને શોભે એવાં કપડાં તને આજે પહેરાવીશ."

બધી બાબતમાં હેમનલિનીનો ગર્વ હરવા ક્ષેમંકરી આજ

તૈયાર થયાં છે, રૂપમાં પણ તેઓ આ થોડું ભણેલી છોકરી આગળ તેને હરાવવા માગે છે. કમલાને વાંધો લેવાનો વખત જ ન મળ્યો, તેને ક્ષેમંકરીએ નિપુણ હાથે મનપસંદ રીતે શણગારી દીધી, પિરોજી રંગની રેશમી સાડી પહેરાવી, નવી ફૅશનનો ચોટલો વાળ્યો—વારેવારે કમલાનું મોં આમતેમ ફેરવીને જોયું અને મુગ્ધચિત્તે તેના કપોલ પર ચુંબન કરી કહ્યું: "આહ, આ રૂપ રાજાના ઘરમાં શોભત."

કમલા વચમાં વચમાં કહેતી: "મા, એ લોકો એકલાં બેસી રહ્યાં છે—વાર થાય છે!"

ક્ષેમંકરી કહેતાં: "છો વાર થતી! આજે હું તને શણગાર્યા વગર જવાની નથી."

શણગાર પૂરો થયા પછી તેઓ કમલાને સાથે લઈને ચાલ્યાં—"આવ આવ મા, શરમાઈશ નહિ! તને જોઈને કૉલેજમાં ભણેલી રૂપસુંદરીઓ પણ શરમાશે; તું બધાં આગળ ઊંચે માથે ઊભી રહી શકે એમ છે."

એમ કહીને જે ખંડમાં અન્નદાબાબુ વગેરે બેઠાં હતાં, તે ખંડમાં ક્ષેમંકરી કમલાને બળેબળે ખેંચી લઈ ગયાં. જઈને જુએ છે તો નલિનાક્ષ તેમની સાથે વાત કરતો હતો. કમલાએ એકદમ પાછાં જવાનું કર્યું, પણ ક્ષેમંકરીએ તેને પકડી રાખી કહ્યું: "શરમાય છે શું કામ, બહેન, શરમાય છે શું કામ! બધાં આપણાં જ માણસો છે."

કમલાના રૂપથી અને શણગારથી ક્ષેમંકરી પોતાના મનમાં એક પ્રકારનો ગર્વ અનુભવતાં હતાં—તેને જોઈને બધાં નવાઈ પામી જાય, એવી તેમની ઇચ્છા હતી. પુત્રાભિમાનિની માતા પોતાના નલિનાક્ષ તરફની હેમનલિનીની અવજ્ઞાની કલ્પના કરીને

આજે ઉશ્કેરાઈ ગયાં હતાં. આજે નલિનાક્ષ આગળ પણ હેમ-નલિનીને હલકી પાડી શકાય તો તેમને આનંદ થાય એમ હતું.

કમલાને જોઈને બધાંની આંખ ફાટી ગઈ. હેમનલિનીએ પહેલે દિવસે જ્યારે તેની સાથે ઓળખાણ પાડી હતી ત્યારે કમલાએ કશો જ શણગાર કર્યો નહોતો. તે ઉદાસભાવે સંકોડાઈને એક ખૂણે બેઠેલી હતી—તે પણ કંઈ બહુ વાર નહિ, તે દિવસે એને સારી રીતે જોવાઈ જ નહોતી. આજે ઘડીભર તે અચંબો પામી ગઈ, ત્યાર પછી ઊઠી ઊભી થઈ, ને શરમાતી કમલાનો હાથ પકડી તેણે તેને પોતાની પાસે બેસાડી.

ક્ષેમંકરી સમજી ગયાં કે પોતાનો વિજય થયો છે—હાજર રહેલાં બધાંને જ મનમાં મનમાં કબૂલ કરવું પડયું કે આવું રૂપ દૈવયોગે જ જોવા મળે છે. પછી તેમણે કમલાને કહ્યું: "જા તો બહેન, તું હેમને તારા ઓરડામાં લઈ જઈ વાતચીત કર, જા. હું ત્યાં સુધીમાં જમવાની તૈયારી કરું છું!"

કમલાના મનમાં એક પ્રકારની ઊથલપાથલ શરૂ થઈ. તે વિચાર કરવા લાગી: "હેમનલિનીને હું કેવી લાગીશ. કોણ જાણે!"

આ હેમનલિની એક દહાડો આ ઘરની વધૂ થઈને આવશે, એની રહેમનજરની કમલા ઉપેક્ષા કરી શકે એમ નથી. આ ઘરનું ગૃહિણીપદ તેનું જ હતું. પણ તે વાત તે યાદ સુધ્ધાં કરવા માગતી નથી—ઈર્ષ્યાને તે કદી મનમાં આવવા જ દેનાર નથી—તેને કશો હક જ નથી. એટલે હેમનલિનીની સાથે જતી વખતે તેના પગ ધ્રૂજવા લાગ્યા.

હેમનલિનીએ આસ્તેઆસ્તે કમલાને કહ્યું: "તારી બધી વાત મેં મા પાસેથી સાંભળી છે. સાંભળીને ખૂબ દુ:ખ થયું. તું મને તારી બહેન જેવી ગણજે, ભાઈ! તારે કોઈ બહેન છે!"

કમલા હેમનલિનીના સ્નેહભર્યા સકરુણ કંઠ સ્વરથી ધીરજ

પામી બોલી : "મારે સગી બહેન કોઈ છે નહિ, મારે એક પિતરાઈ બહેન છે !"

હેમનલિનીએ કહ્યું : "ભાઈ, મારે પણ બહેન નથી. હું જ્યારે નાની હતી, ત્યારની મારાં મા મરી ગયાં છે. કેટલીય વાર કેટલાય સુખદુઃખને પ્રસંગે મને થયું છે, કે મા તો છે નહિ, પણ મને જો એકાદ બહેન હોત તો કેવું સારું ! નાનપણથી બધી વાત મનમાં જ દાબી રાખવી પડી છે. આખરે મને એવી ટેવ જ પડી ગઈ છે કે આજે મને ખોલીને કશી વાત જ કરી શકતી નથી. લોકો માને છે કે મને ભારે ગુમાન છે—પણ તું ભાઈ કદી એવું માનીશ નહિ. મારું મન મૂંગું થઈ ગયું છે !"

કમલાના મનમાંથી બધો સંકોચ ચાલ્યો ગયો—તે બોલી : "દિદિ, હું શું તમને ગમીશ ? મને તો તમે ઓળખતાં નથી, હું ભારે મૂર્ખ છું !"

હેમનલિનીએ હસીને કહ્યું : "મને તું જ્યારે સારી રીતે ઓળખશે ત્યારે તને માલમ પડશે કે હું પણ ભારે મૂર્ખ છું ! મેં ફક્ત થોડી ચોપડી વાંચીને ગોખી મારી છે, બીજું કશું મને આવડતું નથી. એટલે હું તને કહું છું કે જો મારે આ ઘરમાં આવવાનું થાય તો તું મને કદી છોડીશ નહિ બહેન. કદી સંસારનો ભાર મારી એકલીને માથે પડશે એનો વિચાર આવતાં પણ મને બીક લાગે છે."

કમલાએ બાળકના જેવા સરલ મનથી કહ્યું : "ભાર તું બધો મારા ઉપર નાખજે. હું નાનપણથી કામકાજ કરતી આવી છું, હું કોઈ પણ ભારથી ડરતી નથી. આપણે બે બહેનો મળીને સંસાર ચલાવીશું—તું તેમને સુખમાં રાખજે, હું તમારી સેવા કરીશ."

હેમનલિનીએ કહ્યું: "સારું, ભાઈ, તારા સ્વામીને તો તેં બરાબર જોયા નથી, તને તેમની યાદ આવે છે?"

કમલાએ આ વાતનો સ્પષ્ટ ઉત્તર આપ્યા વિના કહ્યું: "સ્વામીને યાદ કરવા પડે છે, એ વાત જ હું જાણતી નહોતી બહેન! કાકાના ઘરમાં હું જ્યારે આવી, ત્યારે મારી પિતરાઈ બહેન શૈલદિદિની સાથે મારે સારી ઓળખાણ થઈ. તેઓ પોતાના સ્વામીની જે રીતે સેવા કરતાં હતાં, તે નજરે જોવાથી મને પહેલ-વહેલું ભાન આવ્યું. મેં સ્વામીને કદી જોયા જ નથી એમ કહીએ તોયે ચાલે. મારા ભર્યાં મનની ભક્તિ તેમના પ્રતિ શી રીતે વળી તે હું કહી શકતી નથી. ભગવાને મને તે પૂજાનું ફળ આપ્યું છે—અત્યારે મારા સ્વામી મન આગળ સ્પષ્ટ ખડા થયા છે—તેઓ મને ભલે ન સ્વીકારે, પણ હું તેમને અત્યારે પામી છું."

કમલાના આ ભક્તિભીના શબ્દો સાંભળી હેમનલિનીનું અંતઃકરણ પીગળી ગયું. તે થોડીવાર ચૂપ રહી બોલી: "તારી વાત હું બરાબર સમજું છું. એ રીતે પામીએ એ જ સાચી પ્રાપ્તિ કહેવાય. બીજું બધું તો કેવળ વાસના સમજવી. તે લાંબો વખત ટકે પણ નહિ."

કમલા આ વાત પૂરેપૂરી સમજી હશે કે નહિ કંઈ કહી ન શકાય;—તે હેમનલિની તરફ જોઈ રહી,—થોડી વાર પછી બોલી: "તું જે કહે છે બહેન, તે ખરું જ પડશે. હું મનમાં લગારે ઓછું આવવા દેતી નથી.—હું સુખી જ છું, બહેન. મને જેટલું મળ્યું છે, તેટલું જ મારે બહુ છે."

હેમનલિની કમલાનો હાથ પોતાના હાથમાં લઈ લઈને બોલી: "જ્યારે ત્યાગ અને લાભ તદ્દન સમાન થઈ જાય છે, ત્યારે જ તે સાચો લાભ બને છે, એવું મારા ગુરુ કહે છે. સાચું કહું છું,

બહેન, તારી માફક એમ ને એમ બધું અર્પણ કરી દેવામાં જે સાર્થકતા છે, તે જો મને મળે, તો હું ધન્ય થાઉં."

કમલા કંઈક નવાઈ પામીને બોલી: "કેમ દિદિ, તને તો બધુંય મળશે, તમારે કોઈ વાતની ઊણપ નહિ રહે."

હેમનલિની બોલી: "જે મળવા જેવું છે તેટલું મળે તેટલાથી જ સંતોષ માનવો — તેના કરતાં વધારે જેટલું મળે તેનો બોજોયે ભારે હોય છે અને તેમાં દુઃખે વધારે હોય છે. મારે મોઢે આ બધી વાત સાંભળી તને નવાઈ લાગશે, મને પોતાને પણ નવાઈ લાગે છે — પણ આ બધા વિચારો ઈશ્વર મારી પાસે કરાવે છે. તને ખબર નથી, બહેન, કે આજે મારા હૈયા ઉપર કેવો ભાર હતો — તું મળી એટલે મારું હૈયું હલકું થયું — મને બળ મળ્યું એટલે હું આટલું બકું છું. હું કદી વાત કરી શકતી નથી — તેં શી રીતે આજે મારી બધી વાત કઢાવી લે છે ભાઈ?"

## ૫૯

ક્ષેમંકરીની પાસેથી આવી ત્યારે હેમનલિનીને તેમના ઘરના દીવાનખાનાના ટેબલ ઉપરથી એક ખૂબ ભારી પત્ર મળ્યો. પરબીડિયા ઉપરના અક્ષર જોતાં જ તે સમજી ગઈ કે પત્ર રમેશનો લખેલો હતો. ધડકતી છાતીએ પત્ર હાથમાં લઈ સૂવાના ઓરડાનાં બારણાં બંધ કરી પત્ર વાંચવા બેઠી.

પત્રમાં રમેશે કમલા સંબંધી બધી વાત ક્રમસર વિસ્તારપૂર્વક લખી હતી. ઉપસંહારમાં તેણે લખ્યું હતું: "તારી સાથેનું જે મારું બંધન ઈશ્વરે દૃઢ કર્યું હતું તેને સંસારે તોડ્યું છે. તેં હવે બીજા પ્રત્યે ચિત્ત સમર્પણ કર્યું છે—એટલા માટે હું તને કશો દોષ દઈ શકતો નથી—પણ તુંયે મને દોષ ન દઈશ. જોકે મેં એક દિવસ પણ કમલા સાથે સ્ત્રીના જેવો વ્યવહાર રાખ્યો નથી, પણ ધીમેધીમે તેણે મારું મન આકર્ષ્યું હતું એ વાત મારે તારી આગળ કબૂલ કરવી જોઈએ. આજે મારા હૃદયની શી સ્થિતિ છે, તે હું ચોક્કસ જાણતો નથી. તેં જો મારો ત્યાગ ન કર્યો હોત, તો તારામાં મને આશ્રય મળી શકત, એટલી આશાએ જ હું મારું વિક્ષિપ્ત ચિત્ત લઈને તારી પાસે દોડ્યો આવ્યો હતો. પણ આજે

જ્યારે મેં સ્પષ્ટ જોયું કે તું મારો તિરસ્કાર કરીને મારાથી વિમુખ થઈ ગઈ છે, જ્યારે મેં સાંભળ્યું કે બીજા સાથેના લગ્નસંબંધમાં તેં સંમતિ આપી છે, ત્યારે મારું યે મન ફરી ઝોલે ચડ્યું. મેં જોયું, કે હજી હું કમલાને પૂરેપૂરી ભૂલ્યો નથી. ભૂલું કે ન ભૂલું, એથી દુનિયામાં મારા સિવાય બીજા કોઈને કશું નુકસાન થવાનું નથી. અને મનેયે શું નુકસાન છે! સંસારમાં જે બે સ્ત્રીઓને હું અંતરમાં સ્થાન દઈ શક્યો છું, તેમને ભૂલી જવાની શક્તિ મારામાં નથી, અને તેમને જીવનભર યાદ કરવી એ જ મારે મન મોટો લાભ છે. આજે સવારે જ્યારે તારી સાથેના ક્ષણિક મેળાપનો વીજળી જેવો આઘાત પામી હું પાછો ઘેર આવ્યો, ત્યારે મારાથી એક વાર મનમાં ને મનમાં બોલી જવાયું: 'હું કમનસીબ છું.' પણ હવે હું એ વાત માનતો નથી. હું સરલ ચિત્તે આનંદ સહિત તારી પાસે વિદાય માગું છું — હું પૂરા હૃદયપૂર્વક તારી પાસેથી પ્રસ્થાન કરીશ. તમારા પ્રતાપથી અને વિધાતાની કૃપાથી હું આ વિદાયસમયે અંતરમાં કોઈ પણ પ્રકારની દીનતા ન અનુભવું એવું ઇચ્છું છું. તું સુખી થજે, તારું કલ્યાણ થાઓ! મારી તું ઘૃણા કરીશ નહિ — મારી ઘૃણા કરવાનું તને કંઈ જ કારણ નથી."

અન્નદાબાબુ ખુરસી ઉપર બેસીને ચોપડી વાંચતા હતા. અચાનક હેમનલિનીને જોઈને તેઓ ચમકી ઊઠ્યા — બોલ્યા: "હેમ, તારા દિલને સારું નથી!"

હેમનલિનીએ કહ્યું: "મને કંઈ થયું નથી, બાપુ. રમેશબાબુનો એક પત્ર આવ્યો છે. આ લો, વાંચી રહો એટલે મને પાછો આપજો."

એમ કહીને પત્ર આપીને હેમનલિની ચાલી ગઈ. અન્નદાબાબુએ ચશ્માં લઈને એક વાર પત્ર વાંચ્યો — ત્યાર પછી

હેમનલિનીને પાછો મોકલાવી બેસીને વિચાર કરવા લાગ્યા. આખરે વિચારીને એવું નક્કી કર્યું કે એક રીતે આ સારું જ થયું છે. મૂરતિયા તરીકે રમેશ કરતાં નલિનાક્ષ ક્યાંય વધારે પસંદ કરવા જેવો છે. રમેશ પોતાની મેળે જ ખસી ગયો એ સારું થયું.

આવો વિચાર કરતા હતા એવામાં નલિનાક્ષ આવી પહોંચ્યો. તેને જોઈને અન્નદાબાબુ જરા નવાઈ પામ્યા. આજે સવારે નલિનાક્ષની સાથે ખૂબ લાંબો વખત સુધી વાતચીત થઈ ગઈ હતી. થોડા કલાક ગયા ન ગયા એટલામાં જ વળી તે શું વિચાર કરીને પાછો આવ્યો હશે? ડોસાએ મનમાં ને મનમાં જરા હસીને નક્કી કર્યું કે હેમનલિની ઉપર નલિનાક્ષનું મન ઢળ્યું છે.

ગમે તે બહાને હેમનલિની સાથે નલિનાક્ષનો મેળાપ કરાવી આપી પોતે ખસી જવું, એવો વિચાર તેઓ કરતા હતા એવામાં નલિનાક્ષ બોલ્યો: "અન્નદાબાબુ, મારી સાથે તમારી કન્યાનાં લગ્નની વાત ચાલે છે. વાત વધુ આગળ વધે તે પહેલાં મારે જે કહેવું છે, તે કહી દેવાની મારી ઇચ્છા છે."

અન્નદાબાબુ બોલ્યા: "સારી વાત, એ તો કહેવું જ જોઈએ."

નલિનાક્ષ બોલ્યો: "તમે જાણતા નથી, કે આ પહેલાં જ મારાં લગ્ન થઈ ગયેલાં છે."

અન્નદાબાબુએ કહ્યું: "જાણું છું. પણ—"

નલિનાક્ષ: તમે જાણો છો, એ સાંભળીને મને આશ્ચર્ય થાય છે. પણ તે તો મરી ગઈ છે, એવું તમે અનુમાન કરો છો, પણ કંઈ ચોક્કસ કહી ન શકાય. એટલું જ નહિ, પણ મારી તો ખાતરી છે કે તે હજી જીવે છે.

અન્નદાબાબુએ કહ્યું: "ઈશ્વર કરે ને તમારી વાત સાચી પડે. હેમ! હેમ!"

હેમનલિનીએ આવીને કહ્યું: "બાપુ!"

અન્નદાબાબુ : રમેશે તને જે પત્ર લખ્યો છે તેના જે ભાગમાં —

હેમનલિની પત્ર નલિનાક્ષના હાથમાં આપીને બોલી : " આ કાગળ આખો જ એમણે વાંચી જવાની જરૂર છે. "—એમ કહીને હેમનલિની ચાલી ગઈ.

પત્ર પૂરો વાંચીને નલિનાક્ષ સ્તબ્ધ થઈને બેસી રહ્યો. અન્નદાબાબુ બોલ્યા : " આવી શોચનીય ઘટના દુનિયામાં બહુ ઓછી બને છે. પત્ર વાંચવા આપીને તમારા મનને અમે આઘાત પહોંચાડ્યો — પણ એ તમારાથી છાનું રાખ્યું હોત તોયે તે મારે માટે અયોગ્ય કહેવાત. "

નલિનાક્ષ જરાવાર મૂંગો બેસી રહ્યો, પછી અન્નદાબાબુની વિદાય લઈને ઊઠ્યો. ચાલ્યા જતી વખતે તેણે ઉત્તરના વરંડામાં પાસે જ હેમનલિનીને જોઈ.

હેમનલિનીને જોઈને નલિનાક્ષના મનને આઘાત લાગ્યો. પેલી જે સ્ત્રી સ્તબ્ધ થઈને ઊભી છે, તેની સ્થિર શાંત મૂર્તિ તેના અંતઃકરણને શી રીતે ઉપાડતી હશે? આ ક્ષણે તેના મનમાં શું થતું હશે, એ બરાબર જાણવાનો કંઈ ઉપાય નથી—નલિનાક્ષની તેને કંઈ જરૂર છે કે નહિ, એ પણ પૂછી શકાય એમ નથી, તેનો ઉત્તર પણ મળવો મુશ્કેલ છે. નલિનાક્ષનું પીડિત ચિત્ત વિચાર કરવા લાગ્યું: " એને કશું સાંત્વન આપી શકાય કે નહિ ? પણ માણસ માણસ વચ્ચે કેવું દુર્ભેદ્ય અંતર છે! મન કેટલી કેટલી ભયંકર રીતે એકલુંઅટૂલું હોય છે! "

નલિનાક્ષે જરા ફરીને તે વરંડાની સામે થઈને ગાડીમાં બેસવાનું નક્કી કર્યું—તેને થયું કદાચ હેમનલિની મને કંઈ પૂછે પણ ખરી,—તે જ્યારે વરંડાની સામે આવ્યો ત્યારે તેણે જોયું કે હેમનલિની વરંડો છોડીને ઘરમાં ચાલી ગઈ હતી! હૃદય સાથે હૃદયનો મેલાપ એ કાંઈ સહેલી વસ્તુ નથી, માણસ સાથે માણસનો

સંબંધ કંઈ સરળ નથી, એ વાતનો વિચાર કરતો ભારે હૃદયે નલિનાક્ષ ગાડીમાં બેઠો.

નલિનાક્ષ ચાલ્યા ગયા પછી યોગેન્દ્ર આવી પહોંચ્યો. અન્નદાબાબુએ પૂછ્યું: "કેમ યોગેન, એકલો કંઈ?"

યોગેન્દ્રે કહ્યું: "બીજા કોની તમે રાહ જુઓ છો?"

અન્નદાએ કહ્યું: "કેમ? રમેશ?"

યોગેન્દ્ર: તેનું પહેલે દિવસે મળેલું સ્વાગત જ શું કોઈ પણ સારા માણસ માટે પૂરતું નહોતું! કાશીની ગંગામાં ઝંપલાવી મરી જો તે શિવત્વ ન પામી ચૂક્યો હોય, તો પછી તેનું શું થયું છે, મને કંઈ ચોક્કસ ખબર નથી. ટેબલ ઉપર એક કાગળમાં આટલું લખેલું હતું: "ભાગું છું—તારો રમેશ." આ બધા કવિત્વની મને કદી ટેવ નથી. એટલે મારે પણ અહીંથી ભાગવું પડે છે—મારી હેડમાસ્તરી સારી—તેમાં બધું જ તદ્દન સ્પષ્ટ હોય છે—ઝાંખું કશું જ નથી હોતું.

અન્નદાબાબુએ કહ્યું: "હેમને માટે તો કંઈ નક્કી—"

યોગેન્દ્ર: હવે બહુ થયું. હું હંમેશાં નક્કી કરું અને તમે ઉડાવી દો, એ રમત લાંબો વખત નથી સારી લાગતી. મને હવે કશામાં સંડોવશો નહિ—મને જે બરાબર સમજાતું નથી, તે મને ધાતતું નથી; અચાનક અગમ્ય થઈ જવાની જે આશ્ચર્ય-જનક શક્તિ હેમમાં રહેલી છે, તેનાથી હું હારી જાઉં છું. કાલ સવારની ગાડીમાં હું વિદાય થઈશ. રસ્તામાં બાંકીપુરમાં મારે કામ છે.

અન્નદાબાબુ મૂંગામૂંગા બેસી પોતાને માથે હાથ ફેરવવા લાગ્યા. સંસારનો કોયડો પાછો મુશ્કેલ થતો જાય છે.

## ૬૦

શૈલજા અને તેના પિતા નલિનાક્ષને ઘેર આવ્યાં છે. શૈલજા કમલાને લઈને એક ખૂણાના ઓરડામાં બેસીને ગુસપુસ કરતી હતી, ચક્રવર્તી ક્ષેમંકરી સાથે વાત કરતા હતા.

ચક્રવર્તી : મારી તો રજા પૂરી થવા આવી—કાલે જ ગાજિપુર જવું પડશે. જો હરિદાસી તમને કોઈ રીતે કંટાળો આપે—અથવા જો તમને—

ક્ષેમંકરી : આ તમે શું બોલો છો, ચક્રવર્તીમશાય! તમારા મનમાં શું છે, કહો જોઉં. તમે શું ગમે તે બહાને તમારી છોકરીને પાછી લઈ જવા માગો છો?

ચક્રવર્તી : હું કંઈ એવો માણસ નથી. હું આપીને પાછું લઉં એવો નથી. પણ જો તમને લગારે અગવડ થતી હોય—

ક્ષેમંકરી : ચક્રવર્તીમશાય, આ તમે સીધી વાત નથી કરતા —તમે મનમાં તો સારી રીતે જાણો છો કે હરિદાસી જેવી આવી લક્ષ્મી જેવી છોકરીને પાસે રાખવાથી સગવડનો કંઈ પાર રહેતો નથી છતાં—

ચક્રવર્તી : ના ના, હવે બસ કરો—હું પકડાઈ ગયો. આ તો માત્ર બહાનું હતું—તમારે મોઢે હરિદાસીનાં વખાણ સાંભળવા

માટે જ મેં આ વાત કાઢી હતી. પણ એક ચિંતા છે—રખેને નલિનાક્ષબાબુ એમ માને કે આ બલા ક્યાંથી વળગી! અમારી છોકરી અભિમાની છે—જો નલિનાક્ષને સહેજ પણ કંટાળેલા એ જોશે, તો એને માટે એ અસહ્ય પડશે.

ક્ષેમંકરી : રામ રામ કહો! નલિનને વળી કંટાળો! એનામાં એવી તાકાત જ નથી.

ચક્રવર્તી: એ ખરું. પણ જુઓ, હરિદાસી મને જીવ કરતાં પણ વધારે વહાલી છે. એટલે એને વિષે હું સહેજમાં સંતોષ પામતો નથી. નલિનાક્ષ એના ઉપર ચિડાય નહિ, એના પ્રત્યે ઉદાસીન રહે નહિ, એટલું જ મને બસ નથી લાગતું. જો એમના ઘરમાં હરિદાસી રહે છે, તો તેના ઉપર તેમણે પોતાનું માણસ ગણીને વહાલ રાખવું જોઈએ. એમ જો ન થાય તો મનમાં ભારે સંકોચ રહ્યાં કરશે. એ કાંઈ ઘરની દીવાલ નથી, એ પણ માણસ છે—એના પર ચિડાઓ પણ નહિ, વહાલ પણ કરો નહિ, છે તો ભલે રહી—એટલો જ માત્ર સંબંધ રાખો તો તે તો મનને ભારે વિચિત્ર—

ક્ષેમંકરી : ચક્રવર્તીમશાય, તમે હવે વધારે ચિંતા કરશો નહિ—કોઈ પણ માણસને પોતાનું ગણી તેના ઉપર સ્નેહ રાખવો મારા નલિનને માટે મુશ્કેલ નથી. ઉપરથી કંઈ સમજી શકાતું નથી. પણ એ હરિદાસી અમારે ત્યાં રહે છે, તે શી રીતે છૂટથી રહી શકે, એનું શી રીતે ભલું થાય, એનો વિચાર નલિનના મનમાં ચાલ્યાં જ કરે છે. કદાચ એમ પણ બને કે એવી કંઈક વ્યવસ્થા પણ એ કરતો હોય, અને આપણને તેની ખબરે નહિ હોય.

ચક્રવર્તી : આ સાંભળીને હું ખૂબ નચિંત થયો. તોપણ મારે જવા પહેલાં નલિનબાબુને એક વાર ભારપૂર્વક કહી જવું છે.

એક સ્ત્રીનો સંપૂર્ણ ભાર લઈ શકે એવા પુરુષ દુનિયા બહુ ઓછા મળે છે—ભગવાને જ્યારે નલિનાક્ષબાબુને એવું પૌરુષ આપ્યું છે, ત્યારે તેઓ ખોટા સંકોચને વશ થઈને હરિદાસીને આઘી ન રાખ્યા કરે, તેઓ તદ્દન પોતીકાં માણસની પેઠે તેને બિલકુલ સ્વાભાવિક રીતે સ્વીકારે અને તેનું રક્ષણ કરે એટલી જ મારે તેમને વિનંતી કરવાની છે.

નલિનાક્ષ ઉપરનો ચક્રવર્તીનો આ વિશ્વાસ જોઈને ક્ષેમંકરીનું મન પીગળી ગયું. તેમણે કહ્યું: "રખેને તમને ખોટું લાગે એ બીકે જ હરિદાસીને હું નલિનાક્ષના દેખતાં બહુ બહાર નથી નીકળવા દેતી—પણ મારા છોકરાને હું ઓળખું છું, તેના ઉપર વિશ્વાસ રાખી તમે નિશ્ચિંત રહી શકો છો."

ચક્રવર્તી: તો તમારી આગળ બધી વાત ખુલ્લી કરીને કહું. મેં સાંભળ્યું છે, કે નલિનાક્ષબાબુને માટે લગનનાં માગાં આવે છે—વહુની ઉંમર પણ કહે છે કે નાની નથી, અને તેનાં શિક્ષણ-સંસ્કાર આપણા સમાજમાં ભળે એવાં નથી. એટલે મને થતું હતું કે કદાચ હરિદાસી—

ક્ષેમંકરી: એટલું હું નહિ સમજતી હોઉં! એમ જો હોત તો તો ચિંતા કરવા જેવું જ હતું! પણ એ લગન થવાનાં નથી—

ચક્રવર્તી: સંબંધ તૂટી ગયો છે?

ક્ષેમંકરી: બંધાયો જ નહોતો, પછી તૂટવાની વાત જ ક્યાં રહી! નલિનની બિલકુલ જ ઇચ્છા નહોતી, હું જ જીદ કરતી હતી. પણ મેં એ જીદ છોડી દીધી છે. જે બનવાનું નથી, તે એળેએળે કરવાથી લાભ નથી. ભગવાનની શી મરજી હશે કોણ જાણે—મરવા પહેલાં હવે મને વહુ જોવાની નહિ મળે.

ચક્રવર્તી: એવું બોલશો નહિ! તો પછી અમો શું કામ આવવાના હતા? વિવાહની વધામણી અને મિષ્ટાન્ન લીધા વિના છોડીએ એમ નથી.

ક્ષેમંકરી : તમારા મોંમાં શેર સાકર, ચક્રવર્તીમશાય ! મારા મનમાં એ વાતનું ભારે દુઃખ છે કે નલિન આટલી ઉંમરે મારે લીધે સંસારમાં પ્રવેશ કરી શકતો નથી. એટલે હું ખૂબ અધીરી થઈ ગઈ હતી અને બધી બાજુનો વિચાર કર્યા વિના એક સંબંધ બાંધી બેઠી હતી—તેની આશા મેં મૂકી દીધી છે, પણ તમો એકાદ કન્યા શોધી આપો. વિલંબ કરશો નહિ—હું બહુ દિવસ જીવવાની નથી.

ચક્રવર્તી : તમે કહો પણ હું કેમ માનું ? તમારે જીવવુંયે પડશે, અને વહુનું મોં જોશો પણ ખરાં. તમારે કેવી વહુ જોઈએ છે, તે હું બરાબર જાણું છું; છેક નાની હોય તે પણ નહિ ચાલે, અને વળી તમારા ઉપર ભક્તિશ્રદ્ધા રાખે, તમારા કહ્યામાં રહે એવી નહિ હોય તો અમને પસંદ નહિ આવે. પણ તમે એની લગારે ચિંતા કરશો નહિ—ભગવાનની કૃપાથી તે જરૂર મળી જ ગઈ છે એમ માનો ને ! હવે જો તમારી રજા હોય તો જરા હરિદાસીને તેના કામ વિષે બેચાર વાતો શિખામણની કહી આવું—હમણાં જ શૈલને પણ અહીં મોકલી આપું છું—તમને જોયાં ત્યારથી તે તમારી વાતો કરત વરાતી જ નથી.

ક્ષેમંકરી બોલ્યાં : "ના, તમે ત્રણે જણાં એક ઓરડામાં જઈને બેસો, મારે જરા કામ છે."

ચક્રવર્તી હસીને બોલ્યા : "જગતમાં તમને કામ હોય છે એમાં જ અમારું ભલું છે. કામ શું છે એ તો વખત આવ્યે ખબર પડશે જ. નલિનાક્ષબાબુની વહુના પ્રતાપે બ્રાહ્મણના નસીબમાં હમણાંથી ભ મષ્ટાન્ન ભલે શરૂ થતાં."

ચક્રવર્તીએ શૈલ અને કમલાની પાસે આવીને જોયું તો કમલાની બંને આંખો હજી આંસુથી છલકાતી હતી. ચક્રવર્તીએ શૈલજાની પાસે બેસીને મૂગાંમૂગાં તેના મોં તરફ એક વાર જોયું.

શૈલે કહ્યું : "બાપુ, હું કમલાને એમ કહેતી હતી, કે નલિનાક્ષબાબુને બધું ખુલ્લેખુલ્લું કહેવાનો હવે વખત આવ્યો છે, એટલા માટે આ તમારી મૂર્ખ હરિદાસી મારી સાથે ઝઘડે છે."

કમલા બોલી ઊઠી : "ના, દિદિ, ના, તમને પગે લાગું—તમે એવું બોલશો નહિ. એ કદી નહિ બને."

શૈલ બોલી : "શી તારી અક્કલ છે! તું મૂંગી બેસી રહે અને હેમનલિની સાથે નલિનાક્ષબાબુનાં લગ્ન થઈ જાય! લગ્નના બીજા દિવસથી તે આજ સુધી તો સદા ચિત્રવિચિત્ર અકસ્માતોમાં અથડાતીકુટાતી આવી છે, હજી એકાદ વધારે અકસ્માત જોઈતો હશે કેમ?"

કમલા બોલી : "દિદિ, મારી વાત કોઈને કહેવાય એવી નથી—મારાથી બધું સહેવાશે, પણ એની શરમ નહિ સહેવાય. હું જેમ છું તેમ ઠીક છું. મને કશું દુઃખ નથી. પણ જો તમે બધી વાત જાહેર કરી દેશો તો હું કયે મોઢે પછી એક ઘડી પણ આ ઘરમાં રહીશ? પછી જીવવું શી રીતે?"

શૈલ આનો કશો ઉત્તર આપી ન શકી, પણ એટલા માટે હેમનલિની સાથે નલિનાક્ષનાં લગ્ન થઈ જાય એ મૂંગે મોઢે સહી લેવું તેને માટે મુશ્કેલ હતું.

ચક્રવર્તી બોલ્યા : "તું જે લગ્નની વાત કરે છે, તે થશે જ એવું કંઈ નક્કી છે!"

શૈલ : તમે શું બોલો છો, બાપુ? નલિનાક્ષબાબુનાં મા આશીર્વાદ સુધ્ધાં આપી આવ્યાં છે.

ચક્રવર્તી : વિશ્વેશ્વરના આશીર્વાદથી તે આશીર્વાદ ફોક થઈ ગયા છે! મા કમલ, તારે કંઈ ગભરાવાનું નથી, ધર્મ તારી સહાયમાં છે.

કમલાને આ બધું સમજાયું નહિ. તે બંને આંખો ફાડી કાકાના મોં તરફ જોઈ રહી.

તેમણે કહ્યું : " તે લગ્નનો સંબંધ તૂટી ગયો છે. એ લગ્નમાં નલિનાક્ષબાબુ પણ સમત નહોતા, અને તેમની માના માથામાં પણ સુબુદ્ધિ જાગી છે."

શૈલજા ખૂબ આનંદ પામી બોલી : " હાશ, બલા ટળી. બાપુ ! કાલે આ ખબર સાંભળી એટલે રાતે મને ઊંઘ સુધ્ધાં આવી નહિ. પણ તે ગમે તેમ હો, પણ કમલા શું આખો જન્મારો પોતાના ઘરમાં આમ પર થઈને કાઢશે ? બધી ચોખવટ ક્યારે થશે ?"

ચક્રવર્તી : શૈલ, અધીરી શું કામ થાય છે ? જ્યારે વખત આવશે, ત્યારે બધાં સારાં વાનાં થઈ રહેશે.

કમલા બોલી : " હમણાં જે થયું છે એ જ સારાં વાનાં છે. એના કરતાં સારું બીજું શું હોઈ શકે ? હું ખાસી સુખમાં છે, મને આથી વધારે સુખી કરવા જતાં મારું નસીબ ન ફેરવી નાખતા. કાકા ! હું તમારે પગે પડું છું, તમે કોઈનેય કશું કહેશો નહિ. મને આ ઘરના એક ખૂણામાં નાખીને તમે મારી વાત ભૂલી જાઓ. હું ખૂબ સુખમાં છું !"—બોલતાં બોલતાં કમલાની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં.

ચક્રવર્તી એકદમ વિહ્વળ થઈને બોલ્યા : " આ શું મા, રડે છે શું કામ ? તું જે કહે છે તે હું બરાબર સમજું છું. તારી આ શાંતિમાં અમારાથી કંઈ હાથ નંખાતો હશે ! વિધાતા જાતે જે ધીમેધીમે કરી રહ્યા છે, તેમાં વચ્ચે પડી અમે બેવકૂફની માફક શું બધું ધૂળ મેળવશું ? કશી ચિંતા ન કરીશ ! મને આટલી ઉંમર થઈ તે શું મને મૂગા રહેતાંયે નહિ આવડતું હોય ?"

એવામાં ઉમેશ ઓરડામાં આવીને પોતાના આકર્ણ-વિસ્તારિત હાસ્ય સાથે ખડો થયો.

ડોસાએ પૂછ્યું : " કેમ રે, ઉમેશ, શા ખબર છે ? "

ઉમેશ બોલ્યો : " રમેશબાબુ નીચે ઊભા છે, ડાક્ટરબાબુ છે કે નહિ એમ પૂછે છે."

કમલાનું મોં ફિક્કું પડી ગયું. કાકા એકદમ ઊઠી પડ્યા—બોલ્યા : " ગભરાઈશ ના મા, હું બધું ઠીક કરી દઉં છું. "

કાકા નીચે આવી એકદમ રમેશનો હાથ પકડી બોલ્યા : " આવો રમેશબાબુ, રસ્તા પર ફરતાં ફરતાં તમારી સાથે મારે થોડી વાતો કરવી છે."

રમેશ આશ્ચર્ય પામી બોલ્યોઃ " કાકામહાશય, તમે અહીં ક્યાંથી ? "

કાકાએ કહ્યું : " તમારે માટે જ આવ્યો છું—મળી ગયા બહુ સારું થયું. ચાલો, હવે વાર નહિ કરું. કાકાની વાત પતાવી નાખીએ." એમ કહીને રમેશને રસ્તા ઉપર ખેંચી થોડે દૂર લઈ જઈને કહ્યું: " રમેશબાબુ, તમે આ ઘેર શું કરવા આવ્યા છો ? "

રમેશ બોલ્યો: " હું નલિનાક્ષ ડાક્ટરને શોધવા આવ્યો હતો. તેમને કમલાની બધી વાત પહેલેથી છેલ્લે સુધી કહેવી જોઈએ એવો મેં નિશ્ચય કર્યો છે. મને કોઈ કોઈ વાર એમ લાગે છે કે કદાચ કમલા જીવતીયે હોય ! "

કાકાએ કહ્યું: " જો કમલા જીવતી જ હોય, અને જો નલિનાક્ષની સાથે તેનો મેળાપ થાય, તો નલિનાક્ષ તમારે મોઢે બધી વાત સાંભળશે તો એ સારું થશે ? તેમને ઘરડી મા છે, તેઓ એ બધી વાત જાણશે તો કમલાને માટે તે સારું થશે ? "

રમેશ બોલ્યો: " સામાજિક દષ્ટિએ શું પરિણામ આવશે, હું જાણતો નથી. પરંતુ, કમલા બિલકુલ નિષ્કલંક છે, એટલું

તો નલિનાક્ષે જાણવું જોઈએ. કમલાનું જો મૃત્યુ થયું હોય તો નલિનાક્ષબાબુ તેની સ્મૃતિને તો સન્માની શકશે ?"

કાકાએ કહ્યું: "તમારી આ બધી નવા જમાનાની વાતો મને લગારે સમજાતી નથી—કમલા જો મરી જ ગઈ હોય, તો તેના એક રાતના પતિ આગળ તેની સ્મૃતિ વિષે ખેંચાખેંચ કરવાની મને જરૂર લાગતી નથી. પેલું જે ઘર જુઓ છો, તે ઘરમાં જ હું રહું છું. કાલે સવારે જો જરા આવો તો બધી વાત તમને ખુલ્લી કરીને કહીશ. પણ તે પહેલાં નલિનાક્ષબાબુને મળશો નહિ એવી મારી વિનંતિ છે."

રમેશ બોલ્યો: "સારું."

કાકાએ પાછા આવીને કમલાને કહ્યું: "મા, કાલે સવારે તારે અમારે ઘેર આવવું પડશે. ત્યાં તું પોતે રમેશબાબુને સમજાવીને કહેજે, એવું મેં નક્કી કર્યું છે."

કમલા માથું નીચું કરીને બેસી રહી. કાકા બોલ્યા: "હું ચોક્કસ માનું છું, કે એ વિના નહિ ચાલે—આજના જમાનાના જુવાનિયાનું કર્તવ્યભાન જૂના જમાનાના લોકોના કહેવાથી ભુલાતું નથી. મા, મનમાંથી સંકોચ કાઢી નાખ—હવે તારો જ્યાં અધિકાર છે, ત્યાં બીજાને પગ ન મૂકવા દેવો, એ તો તારું જ કામ છે. એમાં અમારું કંઈ જોર ન ચાલે."

કમલા તોપણ મોં નીચું ઘાલીને બેસી રહી. કાકાએ કહ્યું: "મા, ઘણી ચોખવટ થઈ ગઈ છે, હવે આ નાની નાની જંજાળ છેલ્લી વારકી ખંખેરી નાખવામાં સંકોચ કરીશ નહિ."

એવામાં પગલાંનો અવાજ સાંભળીને કમલાએ મોં ઊંચું કરીને જોયું—બારણા સામે નલિનાક્ષ ઊભો હતો. એકદમ તેની આંખો ઉપર જ નલિનાક્ષની આંખો પડી—સામાન્ય રીતે નલિનાક્ષ જેમ એકદમ નજર ફેરવી ચાલ્યો જતો તેમ આજ કર્યું

નહિ. જોકે તેણે ક્ષણભર કમલા તરફ જોયું હતું, પણ તેની તે ક્ષણભરની દૃષ્ટિએ કમલાના મુખમાંથી કંઈક લઈ લીધું—રોજની પેઠે અનધિકારના સંકોચપૂર્વક જોવાની વસ્તુને પાછી ન ઠેલી. બીજી જ ક્ષણે શૈલજાને જોઈને ચાલ્યો જતો હતો એવામાં કાકાએ કહ્યું: "નલિનાક્ષબાબુ, ભાગશો નહિ—તમને અમે પોતાના માણસ જ ગણીએ છીએ. આ મારી છોકરી શૈલ—એની જ છોકરીની તમે દવા કરી છે." શૈલે નલિનાક્ષને નમસ્કાર કર્યા, અને નલિનાક્ષે સામા નમસ્કાર કરી પૂછ્યું: "તમારી છોકરી સારી છે?"

શૈલે કહ્યું: "સારી છે."

કાકા બોલ્યા: "તમને પેટ ભરીને જોવાની તક તો તમે આપતા નથી—હવે આવ્યા છો તો જરા બેસો."

નલિનાક્ષને બેસાડી કાકાએ જોયું તો પાછળથી કમલા ક્યારે કોણ જાણે ઊઠી ગઈ હતી. નલિનાક્ષની પેલી એક ક્ષણની દૃષ્ટિ પામીને તે પુલકિત વિસ્મયથી પોતાના મનને શાંત કરવા ગઈ હતી.

એટલામાં ક્ષેમંકરીએ આવીને કહ્યું: "ચક્રવર્તીમહાશય, તસ્દી લઈને જરા ઊઠવું પડશે."

ચક્રવર્તી બોલ્યા: "જ્યારથી તમે કામે ગયાં ત્યારથી હું જરા તસ્દીની રાહ જોઈને જ બેઠો હતો."

ભોજન પતી ગયા પછી દીવાનખાનામાં આવીને ચક્રવર્તી બોલ્યા: "જરા બેસો, હું આવું છું."—એમ કહીને બીજી જ ક્ષણે બીજા ઓરડામાંથી કમલાનો હાથ પકડી તેને નલિનાક્ષ અને ક્ષેમંકરીની સામે લાવી હાજર કરી. તેમની પાછળપાછળ શૈલજા પણ આવી.

ચક્રવર્તી બોલ્યા: "નલિનાક્ષબાબુ, તમે અમારી હરિદાસીને પર માનીને સંકોચ રાખશો નહિ—એ દુખણીને હું તમારા જ

ઘરમાં મૂકી જાઉં છું — એને પૂરેપૂરી પોતાની કરી લેશો. એને બીજું કશું આપવું નહિ પડે. એને તમારા બધાંની સેવા કરવાનો અધિકાર આપજો — તમો ચોક્કસ માનજો કે જાણી જોઈને એ કદી તમારો ગુનો નહિ કરે."

કમલા લજ્જાથી મોં રાતું કરીને નીચું જોઈને બેસી રહી. ક્ષેમંકરી બોલ્યાં : "ચક્રવર્તીમશાય, તમે લગારે ચિંતા ન કરશો. હરિદાસી અમારા ઘરની જ છોકરી છે, એને અમારું કોઈ પણ કામ સોંપવા માટે અમારે આજ સુધી કશો પ્રયત્ન કરવાની જરૂર જ પડી નથી. આ ઘરના રસોડામાં, કોઠારમાં, આજ સુધી એક માત્ર મારું જ રાજ ચાલતું હતું. પણ હવે મારું ત્યાં કંઈ ચલણ રહ્યું નથી. નોકરચાકરો સુધ્ધાં મને હવે ઘરની ગૃહિણી તરીકે ગણતા જ નથી. કેવી રીતે ધીમેધીમે મારી આ સ્થિતિ થઈ તેની મને ખબરે પડી નહિ. મારી પાસે થોડી ચાવી હતી, તે પણ ચાલાકીથી હરિદાસીએ પડાવી લીધી છે—ચક્રવર્તીમહાશય, તમારી આ ધાડપાડુ છોકરીને માટે તમારે હવે બીજું શું જોઈએ છે, કહો વારું ? હવે જો તમે કહો કે અમારી છોકરીને અમારે લઈ જવી છે તો મોટામાં મોટી ધાડ પાડી કહેવાય!"

ચક્રવર્તી બોલ્યા : "હું કદાચ એવું કહું, પણ છોકરી ખસશે ખરી ? એ તો તમે સ્વપ્ને પણ માનશો નહિ! એને તમે એવી ભૂરકી નાખી છે કે આજે તમારા સિવાય એ દુનિયામાં બીજા કોઈને ઓળખતી નથી. દુઃખી જીવનમાં આટલા દિવસ પછી એ તમારે ત્યાં જ શાંતિ પામી છે — ભગવાન એની એ શાંતિ નિર્વિઘ્ન રાખે, તમો સદા એના ઉપર પ્રસન્ન રહો, અમે એને એ જ આશીર્વાદ આપીએ છીએ."

બોલતાં બોલતાં ચક્રવર્તીની આંખમાં પાણી આવી ગયાં. નલિનાક્ષ કંઈ પણ બોલ્યા વગર સ્તબ્ધ થઈને ચક્રવર્તીના શબ્દો

સાંભળતો હતો : જ્યારે બધાં વિદાય લઈ ને ગયાં, ત્યારે ધીરેધીરે તે પોતાના ઓરડામાં જઈ ને દાખલ થયો. તે વખતે શિયાળાનો સૂર્યાસ્ત સમય હતો — તેનો આખો શયનખંડ નવવિવાહની રક્તિમ છટાથી રંગાઈ ગયો હતો. તે રક્તવર્ણની આભાએ નલિનાક્ષના સમસ્ત રોમકૂપોને ભેદીને જાણે તેના અંતરને લાલ-લાલ બનાવી દીધું.

આજે સવારમાં નલિનાક્ષના કોઈ હિંદુસ્તાની મિત્રને ત્યાંથી એક છાબડી ગુલાબ આવ્યાં હતાં. ખંડ શણગારવા માટે ક્ષેમંકરીએ ફૂલની છાબ કમલાના હાથમાં આપી હતી. નલિનાક્ષના શયનખંડને એક છેડે આવેલી એક ફૂલદાનીમાંથી તે ગુલાબની સુગંધ તેના માથામાં પ્રવેશ કરવા લાગી. તે શાંત ઘરની બારીમાંથી આરક્ત સંધ્યા સાથે ગુલાબની સુગંધે ભળી જઈ ને નલિનાક્ષના મનને જાણે આકુળ કરી મૂક્યું. આજ સુધી તેની દુનિયામાં ચારેકોર સંયમની શાંતિ, જ્ઞાનની ગંભીરતા હતી, આજ અચાનક ત્યાં એવા જુદાજુદા સુરની નોબત ક્યાંથી વાગી ઊઠી — કયા અદૃશ્ય નૃત્યના ચરણક્ષેપથી અને નૂપુરઝંકારથી આજ આકાશ આવું ચંચળ થવા લાગ્યું!

નલિનાક્ષે બારી આગળથી ફરીને ખંડમાં જોયું, તો તેના બિછાનાના માથા આગળ ગોખલામાં ગુલાબનાં ફૂલો ગોઠવેલાં હતાં. એ ફૂલો કોણ જાણે કોઈની આંખોની પેઠે તેના મોં તરફ જોઈ રહ્યાં, નિઃશબ્દ આત્મનિવેદનની પેઠે તેના હૃદયના દ્વાર આગળ નમીને પડ્યાં.

નલિનાક્ષે એમાંથી એક ફૂલ ઉપાડી લીધું — તે કાચા સોનાના રંગનું પીળું ગુલાબ હતું; પાંદડીઓ ખૂલી નહોતી, પણ ગંધ છૂપી રહેતી નહોતી. તે ગુલાબ હાથમાં લેતાં જ જાણે તેણે કોઈની આંગળીની પેઠે તેની આંગળીને સ્પર્શ કર્યો, અને તેના શરીરના આખા સ્નાયુતંત્રને ઝણઝણાવી મૂક્યું! નલિનાક્ષ તે

સ્નિગ્ધ કોમલ ફૂલને પોતાના મોં ઉપર, આંખનાં પોપચાં ઉપર ફેરવવા લાગ્યો.

જોતજોતામાં સંધ્યાકાશમાંથી અસ્તસૂર્યનું તેજ ઊડી ગયું. નલિનાક્ષે ખંડમાંથી બહાર જવા પહેલાં એક વાર પોતાના બિછાના પાસે જઈને બિછાનાની ચાદર કાઢી નાખી અને માથાના ઓશિકા ઉપર તે ગુલાબ મૂક્યું. મૂકીને ઊઠી આવતો હતો એવામાં ખાટલાની પેલી બાજુએ જમીન ઉપર એ કોણે છેડા વડે મોં ઢાંકી દઈ શરમના માર્યાં ભોંયમાં પેસી જવા જેવું કર્યું? હાય રે કમલા! લજ્જા સાચવવાનુંયે તને સ્થાન નથી! તે આજે ગોખલામાં ગુલાબ ગોઠવી પોતાને હાથે નલિનાક્ષનું બિછાનું કરી બહાર જતી હતી, એવામાં અચાનક નલિનાક્ષનાં પગલાં સાંભળી ઉતાવળીઉતાવળી બિછાનાની પેલી મેર જઈ છુપાઈ ગઈ હતી — હવે નાસી જવું પણ અસંભવિત હતું, સંતાઈ જવું પણ મુશ્કેલ હતું. આવી સ્થિતિમાં પકડાઈ ગઈ એથી તે ખૂબ જ શરમાઈ ગઈ.

નલિનાક્ષે તે લજ્જિતાનો છૂટકારો કરવા માટે ઝટપટ ખંડમાંથી બહાર જવા માંડ્યું. બારણાં સુધી એક વાર જઈને ઊભો રહ્યો. થોડી વાર સુધી શો ય વિચાર કરી તે ધીમેધીમે પાછો આવ્યો — કમલાની સામે ઊભો રહી બોલ્યો: “તું ઊઠ, મારી આગળ તારે શરમ કેવી!”

## ૬૧

બીજે દિવસે સવારમાં જ કમલા કાકામહાશયને મુકામે જઈ પહોંચી. જેવી સહેજ એકાંત અને તક મળી કે તરત જ તે શૈલજાને બાઝી પડી — શૈલ કમલાની હડપચી પકડીને બોલી: "કેમ બહેન, આટલો બધો આનંદ શાનો છે?"

કમલાએ કહ્યું: "મને ખબર નથી મોટી બહેન, પણ મને એવું લાગે છે કે જાણે મારા જીવનનો બધો ભાર ચાલ્યો ગયો છે."

શૈલ: કહે ને, બધી વાત કહેને મને!

કમલા: ખાસ કશું જ બન્યું નથી. પણ મને વારેવારે એમ લાગ્યા કરે છે કે જાણે હું તેમને પામી ચૂકી છું—ઠાકોરજીએ જાણે મારા ઉપર દયા કરી છે.

શૈલ: તથાસ્તુ બહેન, પણ મારી આગળ કશું છુપાવીશ નહિ!

કમલા: મારે છુપાવવાનું કશું છે જ નહિ મોટી બહેન, મારે શું કહેવાનું છે તે જ મને શોધ્યું જડતું નથી. રાત પૂરી થતાં જ સવારે ઊઠી તેવું જ મને થયું કે મારું જીવન સાર્થક થયું છે —

મારો આખો દહાડો એવો મધુરો, મારાં બધાં કામ એવાં હલકાં થઈ ગયાં કે કંઈ કહેવાની વાત નહિ. મારે આથી વિશેષ કશું જ જોઈતું નથી — મને વારેવારે બીક લાગ્યા કરે છે કે રખેને આટલુંયે ચાલ્યું જાય — હું રોજરોજ આ પ્રમાણે દિવસ ગાળી શકીશ, મારું નસીબ આવું ખૂલી જશે, એવું હું માની પણ શકતી નહોતી!

શૈલ : હું તને કહું છું બહેન કે તારું ભાગ્ય તને આટલું આપીને જ નહિ અટકે. તારું જે લેણું છે, તે બધું ચૂકવી દેશે.

કમલા : ના, ના, મોટી બહેન, એવું બોલશો નહિ —મારું બધું ચૂકતે થઈ ગયું છે — હું વિધાતાને કશો દોષ દેતી નથી — મારે કશી ઊણપ નથી.

એવામાં કાકાએ આવીને કહ્યું : "મા, તારે જરા બહાર આવવું પડશે — રમેશબાબુ આવ્યા છે."

કાકા અત્યાર સુધી રમેશ સાથે જ વાત કરતા હતા. રમેશને કહેતા હતા : "તમારી સાથે કમલાને શો સંબંધ છે, તેની મને બધી ખબર પડી છે. હવે તમને મારી એવી સલાહ છે કે હવે તમારું જીવન સાફ થઈ ગયું છે, હવે તમે કમલા સાથેનો બધો સંબંધ તદ્દન છોડી દો. કમલા સંબંધેની કોઈ પણ ગાંઠ ક્યાંય પણ છોડવાની જો જરૂર હોય તો તે વિધાતા ઉપર છોડી દો. તમે હવે એમાં હાથ ઘાલશો નહિ."

રમેશે એના જવાબમાં કહ્યું હતું : "કમલા સંબંધે બધી વાતનો પૂર્ણપણે ત્યાગ કરતા પહેલાં નલિનાક્ષને બધી વાત જણાવ્યા વિના મારો છૂટકો થાય એમ નથી. આ દુનિયામાં કમલાની વાત કાઢવાનું કશું જ કારણ કદાચ રહ્યું નહિ હોય, કદાચ રહ્યું પણ હોય — જો ન રહ્યું હોય, તો મારે જે કંઈ કહેવું છે, તે કહીને હું છૂટો થવા માગું છું."

કાકાએ કહ્યું: "વારુ, તમે જરા બેસો, હું આવું છું."

રમેશ ફરીને બેઠો અને બારીમાંથી જનપ્રવાહ તરફ શૂન્ય દૃષ્ટિએ જોઈ રહ્યો. — થોડી વાર પછી પગલાંનો અવાજ સાંભળી સચેત થઈને જુએ છે તો એક રમણી ભોંય ઉપર માથું અડાડી તેને પ્રણામ કરતી હતી. જ્યારે તે પ્રણામ કરીને ઊઠી, ત્યાર પછી રમેશથી બેસી રહેવાયું નહિ — એકદમ ઊભો થઈ જઈને તે બોલ્યો: "કમલા!" કમલા સ્તબ્ધ થઈને ઊભી રહી.

કાકા બોલ્યા: "રમેશબાબુ, કમલાનાં બધાં દુઃખને સૌભાગ્યમાં પલટી નાખી ઈશ્વર તેની ચારે કોરથી ધુમ્મસ દૂર કરી રહ્યા છે. તમે એનું પરમ સંકટને સમયે રક્ષણ કર્યું છે, તેને માટે જે ભારે દુઃખ તમારે વેઠવું પડ્યું છે, તેને લીધે તમારી સાથેનો સંબંધ તોડતી વખતે કશું પણ બોલ્યા વગર કમલા વિદાય લઈ શકે એમ નથી. તમારી પાસે આજે એ આશીર્વાદ લેવા આવી છે."

રમેશ ક્ષણભર મૂંગો રહી જોરપૂર્વક રૂંધાયેલો કંઠ સાફ કરી લઈ બોલ્યો: "તું સુખી થજે કમલા — મેં અજાણતાં અને જાણતાં તારો જે કાંઈ અપરાધ કર્યો છે તે બધો તું માફ કરજે."

કમલા આના જવાબમાં કંઈ જ બોલી શકી નહિ — દીવાલને પકડીને ઊભી રહી.

રમેશ થોડી વારે બોલ્યો: "જો કોઈને પણ કંઈ કહેવા માટે, કશી અડચણ દૂર કરવા માટે તને મારી જરૂર હોય તો કહે."

કમલા હાથ જોડીને બોલી: "મારી વાત કોઈને કહેશો નહિ, મારી એટલી વિનંતી માનજો."

રમેશ બોલ્યો: "ઘણો સમય તારી વાત કોઈના આગળ કહી નથી,—ભારે મુશ્કેલીમાં આવી પડ્યા છતાં હું મૂંગો રહ્યો છું. થોડા જ દિવસ થયા, જ્યારે મને લાગ્યું કે તારી વાત કહેવાથી તને કશું નુકસાન થાય એમ નથી ત્યારે જ માત્ર મેં એક કુટુંબમાં

તારી વાત કરી છે. તેથી પણ કદાચ તારું કશું અનિષ્ટ ન થતાં સારું જ થશે. કાકામશાયને કદાચ ખબર પડી હશે—અન્નદાબાબુ, જેમની છોકરી સાથે—"

કાકા બોલ્યા : "હેમનલિની, હું બરાબર ઓળખું છું ! તેમણે બધું સાંભળ્યું છે ?"

રમેશે કહ્યું : "હા. તેમને જો બીજું કાંઇ કહેવાની જરૂર લાગે તો હું જઇશ—પણ મારી પોતાની હવે ઇચ્છા નથી—મારો ઘણો સમય ગયો છે, અને બીજું પણ મારું ઘણું ગયું છે. હવે મારે છૂટવું છે—હાથ પહોંચે એટલું બધું લેણદેણ પતાવી દઈ હવે બહાર જવાય તો મારો જીવ હેઠો પડે."

કાકાએ રમેશનો હાથ પકડી સ્નેહભર્યે કંઠે કહ્યું : "ના, રમેશબાબુ, તમારે હવે કંઈ જ નહિ કરવું પડે. તમારે ઘણું વેઠવું પડયું છે, હવે બોજો ઉતારી સ્વતંત્ર રીતે જીવન ગાળો, સુખી થાઓ, એવો મારો આશીર્વાદ છે."

જતી વખતે રમેશે કમલા તરફ જોઇને કહ્યું : "હું ત્યારે જાઉં છું."

કમલાએ કશું પણ બોલ્યા વગર ફરી એક વાર જમીનને માથું અડાડી રમેશને પ્રણામ કર્યા.

રમેશ રસ્તામાં આવીને સ્વપ્નામાં હોય એમ ચાલતો ચાલતો વિચાર કરવા લાગ્યો : "કમલાને મળાયું એ સારું જ થયું—ન મળાત તો આ વાતનો અંત સારો ન આવત. જોકે મને કાંઈ બરાબર ખબર ન પડી કે કમલા શું વિચારીને તે રાતે ગાજિપુરનો બંગલો છોડી અચાનક ચાલી આવી હતી, પણ એટલું સમજાયું કે મારી હવે એને લગારે જરૂર રહી નથી. હવે મારી જરૂર માત્ર મારા જીવન પૂરતી જ છે—હવે તેને જ સંપૂર્ણ રીતે સ્વીકારી જગતમાં નીકળી પડું—મારે હવે પાછા ફરીને જોવાનું કંઈ કારણ નથી."

# ૬૨

કમલાએ ઘેર પાછા આવીને જોયું—તો અન્નદાબાબુ અને હેમનલિની ક્ષેમંકરીની પાસે બેઠાં હતાં. કમલાને જોઈને ક્ષેમંકરી બોલ્યાં : " આ હરિદાસી આવી, તારી બહેનપણીને તારા ખંડમાં લઈ જા બહેન! હું અન્નદાબાબુને ચા પાઉં છું."

કમલા અંદર આવતાં જ હેમનલિની કમલાને ગળે વળગી પડી, બોલી : " કમલા."

કમલા બહુ નવાઈ પામ્યા વિના બોલી : " તને શી રીતે ખબર પડી કે મારું નામ કમલા છે!"

હેમનલિનીએ કહ્યું : " એક જણ પાસે મેં તારા જીવનની બધી વાત સાંભળી છે: સાંભળતાં વેંત જ મારા મનમાં સંદેહ ન રહ્યો કે તું જ કમલા છે. શાથી એ હું નથી કહી શકતી."

કમલાએ કહ્યું : " ભાઈ, મારું નામ કોઈ જાણે એવું હું ઇચ્છતી નથી. મને મારા પોતાના નામ ઉપર એકદમ ધિક્કાર પેદા થયો છે."

હેમનલિનીએ કહ્યું : " પણ એ નામને જોરે જ તો તારે પોતાનો અધિકાર મેળવવાનો છે."

કમલાએ માથું ધુણાવી કહ્યું : "એ હું સમજતી નથી. મારે જોર કેવું, મારે અધિકાર કેવો; મારે જોર ચલાવવું નથી."

હેમનલિનીએ કહ્યું : "પણ તારા સ્વામીને તારા પરિચયથી શું કામ વંચિત રાખે છે ? તારું સારુંનરસું બધું શું તું તેમને ચરણે નિવેદન નહિ કરે ? તેમની આગળ કંઇ છૂપું રાખીશ તે ચાલશે ?"

એકાએક કમલાનું મોં ફિક્કું પડી ગયું—તેને કશો જવાબ શોધ્યો જડ્યો નહિ, તે નિરુપાય ભાવે હેમનલિનીના મોં તરફ જોઈ રહી. ધીમેધીમે કમલા જમીન પર પાથરેલી સાદડી ઉપર બેસી પડી, બોલી : "ભગવાન તો જાણે છે ને કે મેં કશો અપરાધ કર્યો નથી, તો પછી તેમણે શું કરવા મને આમ શરમમાં નાખી ? જે પાપ મેં કર્યું નથી તેની સજા મને શું કરવા કરે ? હું શી રીતે તેમની આગળ મારી બધી વાત કહીશ ?"

હેમનલિની કમલાનો હાથ પકડીને બોલી : "સજા નહિ બહેન, તને મુક્તિ મળશે. જ્યાં સુધી તું તારા પતિ આગળ પોતાની જાતને છૂપી રાખે છે, ત્યાં સુધી તું પોતાને એક મિથ્યા બંધનમાં જકડે છે,—એને તું હિંમતપૂર્વક તોડી નાખ, ઈશ્વર જરૂર તારું ભલું કરશે."

કમલા બોલી : "ફરીથી રખેને બધું ખોઈ બેસું, એ બીકે મારું બધું બળ હણાઈ જાય છે. પણ તું કહે છે, તે મને સમજાયું છે—નસીબમાં જે હશે તે થશે, પણ તેમની આગળ હવે પોતાની જાત છૂપી રાખ્યે નહિ ચાલે—તેમને મારું બધુંય જણાવીશ."—એમ બોલતાં બોલતાં તેણે પોતાના બંને હાથની દૃઢ બળથી મૂઠી વાળી.

હેમનલિની સકરુણ ચિત્તે બોલી : "તું શું એવું ઇચ્છે છે, કે બીજું કોઈ તારી વાત તેમને જણાવે ?"

કમલા જોરથી માથું ધુણાવી બોલી: "ના, ના; બીજા કોઈને મોઢે તેમણે એ વાત સાંભળવાની નથી,—મારી વાત હું જ તેમને કરીશ—હું કહી શકીશ!"

હેમનલિની બોલી: "એ જ ઉત્તમ. તને હું ફરી મળી શકીશ કે નહિ, કોણ જાણે; અમો અહીંથી ચાલ્યાં જઈએ છીએ, તે તમને કહેવાં આવ્યાં છીએ."

કમલાએ પૂછ્યું: "ક્યાં જશો?"

હેમનલિનીએ કહ્યું: "કલકત્તા. તમારે સવારમાં કામકાજ હશે. અમે હવે વિલંબ નહિ કરીએ. હું ત્યારે જાઉં છું, ભાઈ. બહેનને યાદ રાખજે."

કમલાએ તેનો હાથ પકડીને કહ્યું: "મને તું કાગળ તો લખશે ને?"

હેમનલિનીએ કહ્યું: "સારું, લખીશ."

કમલાએ કહ્યું: "ક્યારે શું કરવું એ વિષે શિખામણ તું લખી મોકલજે. હું જાણું છું કે તારો પત્ર મળશે તો મને બળ મળશે."

હેમનલિની જરા હસીને બોલી: "મારા કરતાં સારી શિખામણ દેનાર તને મળી રહેશે, તેની લગારે ચિંતા ન કરીશ."

આજ હેમનલિનીને માટે કમલા મનમાં એક ભારે વેદના અનુભવવા લાગી. હેમનલિનીના પ્રશાંત મુખ ઉપર કંઈક એક ભાવ હતો, જે જોઈને કમલાની આંખોમાં આંસુ આવતાં હતાં. પણ હેમનલિની કંઈ વિચિત્ર રીતે દૂરની લાગે છે—તેને કશું કહી જ ન શકાય, તેને કંઈ પૂછતાં પણ સંકોચ થાય. આજે કમલાની બધી જ વાત હેમનલિની આગળ ખુલ્લી થઈ ગઈ, પણ તે પોતાની સુગભીર શાંતિમાં ઢંકાઈને ચાલી ગઈ. માત્ર એવું કંઈક

મૂકતી ગઈ, જે વિલાતી સંધ્યાની માફક અપરિમેય વિષાદથી અને વૈરાગ્યથી ભરપૂર હતું.

ઘરકામમાં જ્યારે જ્યારે વખત મળતો ત્યારે ત્યારે આખો દહાડો વારેવારે હેમનલિનીના શબ્દો અને તેની શાંત સકરુણ આંખોની દૃષ્ટિ કમલાના મનને આઘાત કરવા લાગ્યાં. કમલા હેમનલિનીના જીવનની બીજી કશી જ વાત જાણતી નહોતી—માત્ર એટલું જ જાણતી હતી કે નલિનાક્ષની સાથે તેના વિવાહ થયા હતા અને તૂટી ગયા હતા. હેમનલિનીએ પોતાના બાગમાંથી આજે એક ટોપલી ફૂલ આણી આપ્યાં હતાં. બપોરે નાહી આવી કમલા તે ફૂલો લઈને માળા ગૂંથવા બેઠી. વચમાં એક વાર ક્ષેમંકરીએ આવી તેની પાસે બેસીને દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું: " આહા મા, આજે હેમ જ્યારે મને પ્રણામ કરીને ચાલી ગઈ, ત્યારે મારા મનમાં શું થવા લાગ્યું તે હું કહી શકતી નથી. જે કહેવું હોય તે કહે, હેમ છોકરી ખૂબ ભલી છે. મને હવે વારેવારે એમ થાય છે કે એને જો અમારી વહુ બનાવી હોત, તો ખૂબ સારું થાત. જરામાં થઈ જાય એમ હતું—પરંતુ મારા છોકરાને શી રીતે પહોંચવું—એ શું વિચાર કરીને વંકાઈ બેઠો, તે એ જ જાણે ! "

છેવટની ઘડીએ પોતે પણ એ લગ્નની વિરુદ્ધ થયાં હતાં, એ વાતને ક્ષેમંકરી હવે યાદ સુધ્ધાં કરવા માગતાં નહોતાં.

બહાર પગલાંનો અવાજ સાંભળતાં ક્ષેમંકરીએ ચમકીને બૂમ પાડી : " ઓ નલિન ! સાંભળી જા."

કમલાએ ઝટપટ પાલવમાં ફૂલ અને માળા સંતાડી દઈ, છેડો માથે ઢાંકી દીધો. નલિનાક્ષ ઓરડામાં આવ્યો એટલે ક્ષેમંકરીએ કહ્યું: " હેમને ત્યાંનાં આજે ગયાં—તને મળ્યાં નહિ ? "

નલિને કહ્યું : "હા, હું તેમને ગાડીમાં બેસાડીને જ આવું છું."

ક્ષેમંકરી બોલ્યાં: "ગમે તે કહે બાપુ, પણ હેમના જેવી છોકરી સદા મળતી નથી."

કેમ જાણે નલિનાક્ષ આ બાબતમાં હમેશાં તેમનો વિરોધ ના કરતો આવ્યો હોય. નલિનાક્ષ મૂંગોમૂંગો જરા હસ્યો.

ક્ષેમંકરી બોલ્યાં: "કેમ કંઈ હસે છે મોટો! મેં તારી સાથે હેમના વિવાહ કર્યા, આશીર્વાદ સુધ્ધાં આપી આવી, અને તેં હઠ પકડીને બધું ધૂળ મેળવ્યું; હવે તને જરા સરખો પસ્તાવો-યે થતો નથી?"

નલિનાક્ષે એક વાર ચકિતની જેમ કમલાના મોં તરફ નજર નાખી. જુએ છે તો કમલા ઉત્સુક નેત્રે તેના તરફ જોઈ રહી હતી. ચારે આંખો ભેગી થતાં જ કમલાએ ભોંઠાં પડીને આંખો નીચી ઢાળી દીધી.

નલિનાક્ષ બોલ્યો: "મા, તારો છોકરો શું એટલો બધો સુપાત્ર છે કે તું વિવાહ કરે એટલે થઈ જાય? મારા જેવો નીરસ ગંભીર માણસ સહેલમાં કોઈને પસંદ પડતો હશે?"

આ શબ્દોથી કમલાની આંખ આપોઆપ ફરી ઊંચી આવી, ઊંચી આવતાં જ જુએ છે તો નલિનાક્ષની હાસ્યોજ્જ્વલ દૃષ્ટિ તેના ઉપર જ પડી હતી,—હવે કમલાના મનમાં લાગવા માંડ્યું કે ઓરડામાંથી ભાગી જવાય તો સારું.

ક્ષેમંકરી બોલ્યાં: "જા જા, હવે બકીશ નહિ. તારી વાત સાંભળીને મને ચીડ ચડે છે!"

આ સભા વિસર્જન થયા પછી કમલાએ હેમનલિનીનાં બધાં ફૂલોનો એક મોટો હાર ગૂંથ્યો. ફૂલની છાબડીમાં તે હાર

લઈને પાણીના છાંટા નાખી તે નલિનાક્ષના ઉપાસનાખંડમાં એક કોરે મૂકી રાખ્યો. તેને એમ લાગવા માંડ્યું, કે આજ વિદાય લઈને જવાને દિવસે એટલા માટે જ હેમનલિની છાબ ભરીને ફૂલ લઈ આવી હતી—એ વિચાર આવતાં જ તેની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં.

ત્યાર પછી પોતાના ઓરડામાં પાછી આવી, તેના મોં તરફની નલિનાક્ષની પેલી દૃષ્ટિનો કમલા લાંબો વખત સુધી વિચાર કરવા લાગી. નલિનાક્ષ કમલા વિષે શું ધારતો હશે? કમલાના મનની વાત જાણે નલિનાક્ષ આગળ બધી ઉઘાડી પડી ગઈ છે! કમલા પહેલાં જ્યારે નલિનાક્ષ આગળ બહાર આવતી નહોતી, ત્યારે એક રીતે ઠીક હતું. હવે રોજરોજ કમલા તેના આગળ પકડાઈ જાય છે. પોતાની જાતને છૂપી રાખવાની આ જ સજા છે! કમલા વિચાર કરવા લાગી: "જરૂર નલિનાક્ષ મનમાં મનમાં કહેતા હશે, 'આ હરિદાસી છોકરીને મા કોણ જાણે ક્યાંથી લઈ આવ્યાં, આવી બેશરમ મેં કોઈ જોઈ નથી!' નલિનાક્ષ જો એક ક્ષણ પણ આવું ધારે તો તે અસહ્ય કહેવાય."

કમલાએ રાત્રે બિછાનામાં સૂતાં સૂતાં મનમાં ને મનમાં ખૂબ જોરપૂર્વક પ્રતિજ્ઞા કરી: 'ગમે તેમ કરીને પણ કાલે જ મારો પરિચય આપવો જોઈએ, ત્યાર પછી જે થવાનું હોય તે થાય!'

બીજે દિવસે કમલા સવારમાં ઊઠીને સ્નાન કરવા ગઈ. સ્નાન પછી દરરોજ તે એક નાના લોટામાં ગંગાજળ લાવીને નલિનાક્ષનો ઉપાસનાખંડ ધોઈ, લૂછી સાફ કરી પછી બીજા કામમાં ચિત્ત પરોવતી. આજે પણ તે પોતાનું પ્રથમ કામ પતાવવા જતાં જુએ છે તો નલિનાક્ષ આજ વહેલો તેના ઉપાસના-ખંડમાં આવી ગયો હતો—આવું કદી બન્યું નહોતું. કમલા પોતાના

મનમાં એક કામ અધૂરું રહ્યાનો ભાર લઈને ધીરેધીરે ચાલી ગઈ. થોડે દૂર ગઈ ને અચાનક ઊભી રહી—સ્થિર થઈને ઊભાં રહીને તેણે કંઈક વિચાર કર્યો. ત્યાર પછી ફરી ધીરેધીરે પાછી ફરી તે ઉપાસનાખંડના બારણા પાસે મૂંગીમૂંગી બેઠી રહી. તેને શું થયું હતું તે તેને સમજાયું નહિ. આખું જગત તેને મન છાયા સમું થઈ ગયું. વખત કેટલો વહી ગયો, તેનું તેને ભાન ન રહ્યું. અચાનક જુએ છે તો નલિનાક્ષ ખંડમાંથી બહાર આવી તેની સામે ઊભો હતો. કમલાએ ક્ષણમાં ઊઠી ઊભાં થઈ તરત જ ભોંય પર ઘૂંટણિયે પડી એકદમ નલિનાક્ષના પગ ઉપર માથું અડાડી પ્રણામ કર્યા—તેના તરતના જ સ્નાનથી ભીના થયેલા વાળ નલિનના પગ ઢાંકીને જમીન ઉપર પથરાઈ ગયા. કમલા પ્રણામ કરી ઊઠીને પથ્થરની મૂર્તિની પેઠે સ્થિર થઈને ઊભી રહી—તેને યાદ પણ ન રહ્યું કે તેના માથા ઉપરથી વસ્ત્ર ખસી પડ્યું છે—તે જાણે જોઈ જ ન શકી કે નલિનાક્ષ અનિમેષ સ્થિર દૃષ્ટિથી તેના મોં તરફ જોઈ રહ્યો છે—તેનું બાહ્યજ્ઞાન લુપ્ત થઈ ગયું હતું, તે અંતરના કોઈ ચૈતન્યના પ્રકાશથી અપૂર્વરૂપે દીપ્ત બનીને અવિચલિત કંઠે બોલી: "હું કમલા છું."

આ શબ્દો બોલ્યા પછી તરત જ તેના પોતાના અવાજથી જાણે તેના ધ્યાનમાં ભંગ પડ્યો—તેની એકાગ્ર ચેતના બહાર પ્રસરી ગઈ. ત્યારે તેનું આખું શરીર ધ્રૂજવા લાગ્યું—માથું નમી પડ્યું—ત્યાંથી ખસવાની પણ શક્તિ રહી નહિ, ઊભાં રહેવું પણ અશક્ય થઈ પડ્યું—તેણે પોતાનું સઘળું બળ, સઘળી પ્રતિજ્ઞા 'હું કમલા છું' એટલા વાક્યમાં નલિનાક્ષને ચરણે સંપૂર્ણપણે ઢાળી દીધાં—પોતાની આગળ પોતાની લાજ સાચવવાનો કોઈ ઉપાય તેણે પોતાના હાથમાં રાખ્યો નહોતો. હવે

બધાનો જ આધાર નલિનાક્ષની દયા ઉપર હતો. નલિનાક્ષે ધીરે-ધીરે તેનો હાથ પોતાના હાથમાં લઈને કહ્યું: "હું જાણું છું કે તું મારી કમલા છે. આવ, મારા ખંડમાં ચાલ."

ઉપાસનાખંડમાં તેને લઈ જઈને તેના ગળામાં કમલાએ ગૂંથેલો પેલો હાર પહેરાવી દીધો અને કહ્યું: "ચાલ આપણે ઠાકોરજીને પ્રણામ કરીએ." બંને જણાં જોડાજોડ જ્યારે પેલા શ્વેત પથ્થરની ફરસબંધી પર નમ્યાં, ત્યારે બારીમાંથી પ્રભાતનો તડકો બંને જણનાં માથાં ઉપર આવીને પડ્યો.

પ્રણામ કરી ઊઠીને ફરી એક વાર નલિનાક્ષની ચરણરજ લઈ જ્યારે કમલા ઊભી થઈ, ત્યારે તેની દુઃસહ લજ્જાએ તેને પીડી નહિ. હર્ષના ઉલ્લાસે નહિ પણ એક મહાન મૂર્તિની અચંચલ શાંતિએ તેના અસ્તિત્વને પ્રભાતના અકુંઠિત ઉદાર નિર્મલ પ્રકાશ સાથે વ્યાપી લીધું. એક પ્રકારની ગંભીર ભક્તિ તેના હૃદયમાં છલોછલ ભરાઈ ગઈ, તેના અંતરની પૂજાએ સમસ્ત વિશ્વને ધૂપની પુણ્ય સુગંધથી ઘેરી લીધી. જોતજોતામાં કોણ જાણે ક્યારે અજાણતાં તેની બંને આંખોમાં પાણી ભરાઈ આવ્યાં—મોટાં મોટાં આંસુ તેના બંને ગાલો ઉપર થઈને વહેવા લાગ્યાં, અને અટકાવ્યાં અટક્યાં નહિ, તેના અનાથ જીવનના બધા દુઃખનાં વાદળ આજે આનંદના જળરૂપે વરસી પડ્યાં. નલિનાક્ષ તેને બીજું કશું કહ્યા વગર એક વાર માત્ર જમણે હાથે તેના કપાળ ઉપરથી ભીના વાળ ખસેડી નાખી ઓરડામાંથી ચાલ્યો ગયો.

કમલા હજી પોતાની પૂજા પૂરી નહોતી કરી રહી—તેના પરિપૂર્ણ હૃદયની ધારા હજી તે વહેવડાવવા માગતી હતી—એટલે જ તેણે નલિનાક્ષના સૂવાના ખંડમાં જઈને પોતાના ગળાનો હાર પેલી પાવડીને વીંટાળ્યો અને તેને પોતાને માથે અડકાડી જતન-પૂર્વક પાછી ઠેકાણે મૂકી દીધી.

ત્યાર પછી તેને આખો દિવસ ઘરકામ દેવસેવા જેવું લાગ્યું. પ્રત્યેક કામ જાણે આકાશમાં એક એક આનંદના તરંગની જેમ ચડતું અને ઓસરતું હતું. ક્ષેમંકરીએ તેને કહ્યું : " મા, તું શું કરવા બેઠી છે ? એક દહાડામાં આખા ઘરને ધોઈ લૂછીને સાફ કરીને એકદમ નવું કરી નાખવું છે કે શું ? "

પાછલા પહોરના નવરાશના ગાળામાં આજે ભરતકામ કરવાનું રહેવા દઈ કમલા પોતાના ઓરડામાં ભોંય પર સ્થિર થઈને બેઠી હતી, એવામાં નલિનાક્ષ એક ટોપલીમાં થોડાંક સ્થલ-પદ્મ લઈને અંદર આવ્યો, બોલ્યો : " કમલા, આ ફૂલ તું પાણી છાંટી તાજાં કરી રાખ; આજે સાંજ પછી આપણે બંને જણ માને પ્રણામ કરવા જઈશું."

કમલા મોં નીચું નમાવી બોલી : " પણ તમે મારી બધી વાત તો સાંભળી નહિ. "

નલિનાક્ષે કહ્યું : " તારે કશું કહેવાની જરૂર નથી. હું બધું જાણું છું."

કમલા જમણા હાથે મોં ઢાંકીને બોલી : " મા શું—" એટલું બોલી પણ વાક્ય પૂરું ન કરી શકી.

નલિનાક્ષે તેને મોઢેથી હાથ કાઢી નાખી કહ્યું : " મા પોતાના જીવનમાં અનેક અપરાધ ક્ષમા કરતાં આવ્યાં છે; જે અપરાધ જ નથી, તેની ક્ષમા તેઓ જરૂર આપી શકશે."

